વંદન કરનારા મનુષ્યોના કલ્પવૃક્ષરૂપ વૃંદાવનમાં વિનોદ કરનારા અને વૃંદાવનના ચંદ્રરૂપ તથા આશ્ચર્યકારક એવા શ્રી-પુરૂષોત્તમને હું પ્રણામ કરૂં છું ॥૧॥ સર્વ નરમાં શ્રેષ્ઠ એવા નરને તથા નારાયણને તથા સરસ્વતી દેવીને તથા વેદવ્યાસ-

॥ श्रीगणेशायनमः ॥ ॥ श्रीसरस्वत्यैनमः ॥ ॥ श्रीगुरुभ्योनमः ॥ ॥ राधापुरुषो त्तमाभ्यांनमः ॥ ॥ अथपुरुषोत्तम महात्म्य प्रारंभः ॥ ॥ वंदेवंदारु मंदारं वृंदावन विनोदिनम् ॥ वृंदावन कलानाथं पुरुषोत्तममद्भुतम् ॥ १ ॥ नारायणंनमस्कृत्य नरंचैव नरोत्तमम् ॥ देवींसरस्वतीं व्यासंततोजयमुदीरयेत् ॥ २ ॥ नैमिषारण्यमाजग्मुर्मुनयः सत्रकाम्यया ॥ असितोदेवलः पैलः सुमंतुः पिप्पलायनः ॥ ३ ॥

सुमतिः काश्यपश्चैव जाबालिर्भृगुरंगिराः ॥ वामदेवः सुतीक्ष्णश्चशरभंगश्चपर्वतः ॥ ४ ॥ आपस्तंबोऽथमांडव्योऽगस्त्यः कात्यायनस्तथा ॥ रथीतरोऋभुश्चैवकपिलोरैभ्यएवच ॥ ५ ॥

જીને નમસ્કાર કરીને જયરૂપ ગ્રંથનો આરંભ કરે ॥૨॥ યજ્ઞ કરવાની ઇચ્છાથી રૂષિઓ નૈમિષારણ્યમાં આવ્યા—અસિત. દેવલ, પૈલ, સુમંતુ, પિપ્પલાયન ॥૩॥ સુમતિ, કાશ્યપ, જાબાલિ, ભૃગુ, અંગિરા વામદેવ. સુતીક્ષ્ણ. શરભંગ. પર્વત. ॥૪॥ આપસ્તંબ, માંડવ્ય. અગસ્ત્ય, કાત્યાયન, રથીતર. ઋભુ, કપિલ. રૈભ્ય, ॥૫॥

ગૌતમ, મુર્ગલ, કૌશિક, ગાલવ, ક્રતુ, અત્રિ. બભ્રુ, ત્રિત, શક્તિ. બુધ, બૌધાયન, વસુ, ॥૬॥ કૌંડિન્ય. પૃથુ, હારિત, ધૃમ્ર, શંકુ. સંકૃતિ, શનિ. વિભાંડક. પંક, ગર્ગ, કાણાદ. ॥૭॥ જમદગ્નિ, ભરદ્વાજ. ધૂમપ, મૌન, ભાર્ગવ, કર્કશ, શૌનક, શતાનંદ. મહાતપ ॥૮॥

गौतमोमुद्गलश्चैव कौशिकोगालवःक्रतु ः ॥ अत्रिर्बभ्रुस्त्रित ः शक्तिर्बुधोबौधायनोवसु ः॥६॥
कौंडिन्य ः पृथुहारितौधूम्र ः शंकुश्चसंकृति ः ॥ शनिर्विभांडक ः पंकोगर्ग ःकाणादएवच ॥ ७ ॥
जमदग्निर्भरद्वाजोधूमपोमौनभार्गव ः ॥ कर्कशःशौनकश्चैवशतानंदोमहातपाः ॥ ८ ॥
विशालाख्यो विष्णुवृद्धोजर्जरोजयजंगमौ॥ पारःपाशधर ःपूरोमहाकायोऽथजैमिनिः॥ ९ ॥
महाग्रीवोमहाबाहुर्महोदर महाबलौ ॥ उद्दालकोमहासेनआर्तआमलकप्रिय ः ॥ १० ॥ ऊर्ध्वबाहु
रूर्ध्वपादएकपादश्चदुर्धरः ॥ उग्रशीलोजलाशीचपिंगलोऽत्रिर्ऋभुस्तथा ॥ ११ ॥

વિશાલ, વિષ્ણુવૃદ્ધ, જર્જર. જય. જંગમ. પાર. પાશધર. પૂર. મહાકાય જૈમિનિ, ॥૯॥ મહાગ્રીવ. મહાબાહુ, મહોદર, મહાબલ. ઉદ્દાલક. મહાસેન, આર્ત, આમલકપ્રિય ॥૧૦॥ ઊર્ધ્વબાહુ. ઊર્ધ્વપાદ, એકપાદ, દુર્ધર. ઉગ્રશીલ, જલાશી. પિંગલ, અત્રિ. ઋભુ ॥૧૧॥

શાંડીર, કરૂણ, કાલ, કૈવલ્ય, કલાધર, શ્વેતબાહુ, રોમપાદ, કદ્રુ, કાલાગ્નિરૂદ્રગ. ॥૧૨॥ શ્વેતાશ્વતર, શરભંગ, પૃથુશ્રવા આ સર્વ રૂષિઓ શિષ્યો સહવર્ત્તમાન, બ્રહ્મનિષ્ઠ, વેદ તથા વેદના અંગના પાર ને પામેલા ॥૧૩॥

લોકપર અનુગ્રહ કરનારા પરોપકારી સ્વભાવવાળા પારકાનું હિત કરવામાં આસક્તિવાળા અને નિરંતર વેદ તથા સ્મૃતિમાં કહેલા કર્મનું આચરણ કરનારા ॥૧૪॥ એવા નૈમિષારણ્યમાં આવીને યજ્ઞ કરવાનો ઉદ્યોગવાળા થયા આ

शांडीरःकरुणःकालःकैवल्यश्चकलाधर :॥ श्वेतबाहूरोमपादः कद्रु : का[illegible] : ॥ १२ ॥

श्वेताश्वतरएवाद्यःशरभंगःपृथुश्रवा : ॥ एतेसशिष्याब्रह्मिष्ठावेदवेदांगपारगा : ॥ १३ ॥

लोकानुग्रहकर्त्तारःपरोपकृतिशीलिन : ॥ परप्रियरतानित्यंश्रौतस्मार्तपरायणा : ॥ १४ ॥

नैमिषारण्यमासाद्यसत्रंकर्तुंसमुद्यता : ॥ तीर्थयात्रा मथोद्दिश्यगेहात्सूतोविनिर्गत : ॥ १५ ॥

पृथिवींपर्यटन्नेव नैमिषेदृष्टवान्मुनीन् ॥ तान्सशिष्यान्नमस्कर्तुंसंसारार्णवतारकान् ॥ १६ ॥

सूतःप्रहर्षितःप्रागाद्यत्रासंस्तेमुनीश्वरा :॥ तत : सूतंसमायातंरक्तवल्कलधारिणम् ॥१७॥

સમયમાં સૂતપુરાણિક તીર્થયાત્રાને ઉદ્દેશિને ઘરથી નિકળ્યા ॥૧૫॥ પૃથ્વિમાં ફરતા ફરતા નૈમિષારણ્ય વિષે મુનિઓને જોવા સંસારરૂપી સમુદ્રથી તારનારા અને શિષ્યો સહવર્ત્તમાન એવા તે રૂષિઓને નમસ્કાર કરવાને ॥૧૬॥ હર્ષ પામેલા સૂતપુરાણિક જ્યાં તે મુનિઓ હતા ત્યાં આવ્યા ત્યારપછી રક્તવલ્કલને ધારણ કરનારા ॥૧૭॥

પ્રસન્નમુખવાળા શાંતપરમાર્થમાં કુશળ સકલગુણસંપન્ન સમગ્રઆનંદમાં નિમગ્ન. ॥ ૧૮ ॥
ઊર્ધ્વપુંડ્રને ધારણ કરનારા રાધાકૃષ્ણ નામાંક્તિ મુદ્રાથી સુશોભિત સુંદર ગોપીચંદનની મૃત્તિકા વડે શંખ તથા ચક્રના ચિન્હને ધારણ કરનારા ॥૧૯॥ સુશોભિત તુલસીની માલા ધારણ કરનારા જટારૂપી મુકુટથી સુશોભિત અને હરિના શરણ રૂપ અદ્દભુત ઉત્કૃષ્ટ મંત્રનો જપ કરતા ॥૨૦॥ સમગ્રશાસ્ત્રના તત્ત્વાર્થે જાણનારા સર્વલોકના હિત વિષે

प्रसन्नवदनंशांतंपरमार्थविशारदम् ॥ अशेषगुणसंपन्नमशेषानंदसंप्लुतम् ॥ १८ ॥
ऊर्ध्वपुंड्रधरंश्रीमन्नाममुद्राविराजितम् ॥ शंखचक्रधरंदिव्यगोपीचंदनमृत्स्नया ॥ १९ ॥
लसच्छ्रीतुलसीमालंजटामुकुटमंडितं॥जपंतंपरमंमंत्रंहरेःशरणमद्भुतम्॥२०॥ सर्वशास्त्रार्थसारज्ञं
सर्वलोकहितेरतम् ॥ जितेंद्रियंजितक्रोधंजीवन्मुक्तजगद्गुरुम् ॥ २१ ॥ व्यासप्रसादसंपन्नंव्यास
वद्विगतस्पृहम् ॥ तंदृष्ट्वासहसोत्थायनैमिषेयामहर्षयः॥२२॥ श्रोतुकामाःसमावव्रुर्विचित्राविविधाः
कथाः॥ ततःसूतोविनीतात्मासर्वानृषिवरान्मुदा ॥ बद्धांजलिपुटोभूत्वाननामदंडवन्मुहुः ॥ २३ ॥

તત્પર ઇન્દ્રિય ક્રોધને જીતનારા જીવનમુક્ત જગતના ગુરૂસ્વરૂપ ॥૨૧॥ વેદવ્યાસની કૃપાને પામેલા વ્યાસના સરખા સ્પૃહા વગરના આવતા એવા સૂતપુરાણિકને જોઇને નૈમિષારણ્યમાંના ઋષિઓ એકદમ ઉભા થઇને ॥૨૨॥ નાના પ્રકારની કથાઓ શ્રવણ કરવા માટે તેમની આગળ પાછળ વિટલઇ વળ્યા ત્યાર પછી વિનયવાળા સૂતપુરાણિકે આનંદ થકી વારંવાર સર્વ ઋષિઓને હાથ જોડીને નમસ્કાર કર્યા ॥૨૩॥

ઋષિઓ કહેવા લાગ્યા. હે સૂત, હે સૂત. આપ ભગવદ્ભક્ત છો. તમો ઘણુ જીવો. હમોએ તમારે માટે આજે સુંદર આસન બનાવેલું છે ॥ ૨૪ ॥ હે મહાભાગ, તમો થાકેલા છો માટે આ આસન ઉપર બેસો, આ પ્રમાણે સર્વ ઋષિઓ બોલ્યાં, આ પ્રમાણે કહીને સર્વ તપસ્વિ ઋષિઓ પોતપોતાના આસનપર બેઠાં ॥ ૨૫ ॥ પછી હર્ષ થકી સર્વ

ऋषयऊचुः ॥ सूतसूतचिरंजीवमहाभागवतोभवान् ॥ अस्माभिस्त्वासनंतेऽद्यकल्पितंसु मनोहरम् ॥ २४ ॥ अत्रास्यतांमहाभागश्रांतोसीत्यवदन्द्विजा : ॥ इत्युक्त्वासूपविष्टेषुचसर्वेषुच तपस्विषु ॥ २५ ॥ तपोवृद्धिंततःपृष्ट्वासर्वान्मुनिगणान्मुदा ॥ निर्दिष्टमासनंभेजेविनयाद्रौमहर्षिणि : ॥ २६ ॥ सुखासीनंततस्तंतुविश्रांतमुपलक्ष्यच ॥ श्रोतुकामाःकथाःपुण्याइदंवचनमब्रुवन् ॥२७॥ ऋषयऊचु : ॥ ॥ सूतसूतमहाभागभाग्यवानसिसांप्रतम् ॥ पाराशर्यवचोहार्दंत्वंवेद कृपयागुरो : ॥ २८ ॥

મુનિઓને તપની વૃદ્ધિ પુછીને, સૂતપુરાણિક વિનયથી ઋષિઓએ બતલાવેલા આસનપર બેઠાં. ॥ ૨૬ ॥ સુખાસનપર બેઠેલાં અને વિશ્રાંતિ પામેલાં એવા સૂત પુરાણિકને જોઈને. પુણ્યવાળિ કથા સાંભળવાને આ પ્રમાણે કહેવા લાગ્યાં. ॥ ૨૭ ॥ ઋષિઓ કહે છે, હે સૂત, હમણાં તમો મોટા ભાગ્યવાન્ છો, ગુરૂની કૃપાથી વેદવ્યાસ વચનના અભિપ્રાયને તમો જાણો છો. ॥ ૨૮ ॥

આપ સુખી તો છો, આજે ઘણે કાલે જોયા, વનમાં કેમ આવ્યા, હે વ્યાસના શિષ્યમાં મુખ્ય આપ વખાણવાને યોગ્ય છો અને પૂજન કરવાને યોગ્ય છો ॥ ૨૯ ॥ આ અસાર સંસારમાં સાંભળવા લાગક હજારો શાસ્ત્ર છે તેને વિષે જે સારવાળું. કલ્યાણકારક અને ટુંકું હોય ॥ ૩૦ ॥ તે સંસારરૂપી સમુદ્રમાં નિમગ્ન એવા હમોને સંસાર થકી પારને પમાડનારૂં અને કલ્યાણકારક જે તમારા મનમાં નિશ્ચય કરેલું જે હોય તે કહો. ॥ ૩૧ ॥ અજ્ઞાન

सुखीकच्चिद्भवानद्यचिराद्दष्टःकथंवने – श्लाघनीयोसिपूज्योऽसिव्यासशिष्य शिरोमणे ॥ २९ ॥
संसारेऽस्मिन्नसारेतुश्रोतव्यानिसहस्रशः ॥ तत्रश्रेयस्करंस्वल्पंसारभूतंचयद्भवेत् ॥ ३० ॥
तन्नोवदमहाभागयत्तेमनसिनिश्चितम् ॥ संसारार्णवमग्नानांपारदंशुभदंचयत् ॥ ३१ ॥
अज्ञानतिमिरांधानांनेत्रदानपरायण ॥ वदशीघ्रंकथासारंभवरोगरसायनम् ॥ ३२ ॥ हरिलीला
रसोपेतंपरमानंद [illegible]रणम् ॥ एवंपृष्टः शौनकाद्यैः सूतः प्रोवाचप्रांजलिः ॥३३॥ सूतउवाच ॥
शृण्वंतुमुनयः सर्वेमदुक्तं सुमनोहरम् ॥ आदावहंगतो विप्रास्तीर्थंपुष्कर संज्ञितम् ॥ ३४ ॥

રૂપી જે અંધકાર તેથી અંધ થનારાઓને જ્ઞાનરૂપી નેત્ર આપનારા સંસારરૂપી વ્યાધિને દૂર કરનારૂં કથારૂપી અમૃતને કહો ॥ ૩૨ ॥ આ પ્રમાણે શૌનકાદિકઋષિઓના પુછવાથી સૂતપુરાણિક બે હાથ જોડીને ભગવાનની લીલા યુક્ત અને અત્યંત આનંદ કરનારી કથાને કહેવાં લાગ્યાં ॥ ૩૩ ॥ સૂતપુરાણિક કહે છે. હે મુનિઓ સુંદર એવું મારૂં વચન તમો સાંભળો. હે ઋષિઓ હું પહેલાં પુષ્કર તીર્થમાં ગયો ॥ ૩૪ ॥

ત્યાં નાહિને પુણ્યકારિક ઋષિઓને દેવતાઓને પિતૃઓને તૃપ્ત કરીને પછી પાપ થકી મુક્ત કરનારી યમુના આગળ હું ગયો. ॥ ૩૫ ॥ પછી અનુક્રમે કરીને બીજા તીર્થોમાં જઈને ગંગાને તીરે આવ્યો, પછી કાશીમાં ગયો પછી ગયામાં ગયો ॥ ૩૬ ॥ પછી પવીત્ર કૃષ્ણા તથા વેણી નદીના કાંઠાપર ગયો ત્યાં પિતૃઓનું પૂજન કરીને ગંડકી નદીમાં સ્નાન કરીને ત્યાંથી પુલહાશ્રમમાં ગયો ॥ ૩૭ ॥ ધેનુમતી પવિત્ર નદીમાં સ્નાન કરીને સરસ્વતીના તીરપર ગયો ત્યાં

स्नात्वातृप्त्वा ऋषीन्पुण्यानूसुरानू पितृगणानथ ॥ ततः प्रयातो यमुनांप्रतिबंध विनाशिनीम् ॥ ३५ ॥ क्रमादन्या नितीर्थानिगत्वागंगा‍ुपागतः ॥ ततः काशीमुपा गम्यगयांगत्वा ततःपरम् ॥३६॥ पितॄनिष्ट्वा ततोवेर्णीकृष्णांच तदनंतरम् ॥ ततः स्नात्वाच गंडक्यां पुलहाश्रममाव्रज‍् ॥ ३७ ॥ धेनुमत्यामहंस्नात्वातत : सारस्वतेतटे॥ त्रिरात्रमुषितो विप्रास्ततोगोदावरीं गत : ॥३८॥ कृतमालांचकावेरींनिर्विंध्यांताम्रपर्णिकाम् ॥ तापींवैहायसींनंदांनर्मदांशर्मदांगत : ॥ ३९ ॥ गत्वाचर्मण्वतींपश्चात्सेतुबंधमथागमम् ॥ ततोनारायणंद्रष्टुंगतोहंबदरीवनम् ॥ ४० ॥

ત્રણ રાત્રિ રહ્યો પછી હે મુનિઓ ગોદાવરી તીર્થમાં ગયો. ॥ ૩૮ ॥ ત્યાંથી કૃતમાલા, કાવેરી, નિર્વિંધ્યા તામ્રપર્ણી તાપી વૈહાયસી નંદા અને અત્યંત સુખ આપનારી નર્મદા આ બધા તીર્થોમાં ફરી વળ્યો. ॥ ૩૯ ॥ પછી ચર્મણ્વતીમાં ગયો પછી સેતુ બંધ તીર્થપર ગયો ત્યાંથી નારાયણનું દર્શન કરવાને બદરિકાશ્રમમાં ગયો ॥ ૪૦ ॥

નારાયણનું દર્શન કરી તથા પગે લાગી તથા તેમની સ્તુતિ કરી. સર્વમુનિઓને નમસ્કાર કરીને ત્યાંથી સિદ્ધક્ષેત્રમાં ગયો. ॥ ૪૧ ॥ હે ઋષિઓ આ પ્રમાણે સર્વ તીર્થોમાં ફરતો ફરતો કુરૂદેશમાં આવ્યો ત્યાંથી જંગલ દેશમાં આવ્યો ત્યાંથી હસ્તિનાપુરમાં ગયો. ॥ ૪૨ ॥ ત્યાં મેં આ પ્રમાણે સાંભળ્યું કે પરીક્ષતરાજા પોતાનો સર્વ રાજ્ય વૈભવ ત્યાગ કરીને, ઘણા પુણ્યવાળા ઋષિઓની સાથે ગંગાના તીરપર ગયા છે. ॥ ૪૩ ॥ સિદ્ધિરૂપ અલંકારને ધારણ કરનારા સિદ્ધ

ततोनारायणंदृष्ट्वातापसानभिवाद्यच ॥ नत्वास्तुत्वाचतंदेवंसिद्धक्षेत्रमुपागत : ॥ ४१ ॥
एवमादिषुतीर्थेषुभ्रमन्नागतवान्कुरून् ॥ जांगलंदेशमासाद्यहस्तिनापुरगोऽभवम् ॥ ४२ ॥
तत्रश्रुतंविष्णुरातोराज्यमुत्सृज्यजग्मिवान् ॥ गंगातीरंमहापुण्यमृषिभिर्बहुभिर्द्विजा : ॥ ४३ ॥
तत्रसिद्धा : समाजग्मुर्योगिन : सिद्धिभूषणा : ॥ देवर्षयश्चतत्रैवनिराहाराश्चकेचन ॥ ४४ ॥
वातांबुपर्णाहाराश्चश्वासाहाराश्चकेचन ॥ फलाहारा : परेकेचित्फेनाहाराश्चकेचन ॥ ४५ ॥
तंसमाजंद्रष्टुकामस्तत्राहमगमंद्विजा : ॥ तत्राजगामभगवान्ब्रह्मभूतोमहामुनि : ॥ ४६ ॥

યોગિઓ તથા દેવરૂષિઓ ત્યાં આવ્યા તેમાં કેટલાક રૂષિઓ નિરાહારી હતા ॥ ૪૪ ॥ કેટલાક વાયુભક્ષણ કરનારા, કેટલાક જળનુંપાન કરનારા, કેટલાક પાંડદાંનું ભક્ષણ કરનારા, કેટલાક શ્વાસનો આકાર કરનારા. કેટલાક ફળ ભક્ષણ કરનારા, કેટલાક પાણીપર તરતું જે ફીણ આવે છે, તેનું ભક્ષણ કરનારા, ॥ ૪૫ ॥ હે ઋષિઓ, તે સમાજને જોવાને હું ત્યાં ગયો. તો ત્યાં ભગવાન્ બ્રહ્મનિષ્ઠ શુકદેવજી આવ્યા. ॥ ૪૬ ॥

તે વેદ વ્યાસના પુત્ર છતાં મહાતેજસ્વી તથા પ્રતાપી હતા. તેમણે પોતાના અંતઃકરણની વૃત્તિ ભગવાનના ચરણ કમળમાં ધારણ કરેલી હતી. ॥ ૪૭ ॥ સોળ વર્ષની ઉમર છતાં વળી યોગાભ્યાસ કરનારા પુરૂષોમાં શ્રેષ્ટ હતા. શંખના સરખો તેમનો કંઠ છતાં અતિ ઉંચા અને સ્નિગ્ધ કેશથી તેમનું મુખ વેષ્ટિત થયેલું હતું તેમની છાતીનો ભાગ પુષ્ટ તથા મેદથી ઢંકાયેલો હતો અને અંત્યંત કાન્તિવાળા હતા. ॥ ૪૮ ॥ તે નગ્ન હતા તથા બ્રહ્મનિષ્ઠ હતા. તેમની આસ પાસ ઘણા બાળકો વિંટળાઇને તેમના શરીરપર થુંકતા હતા કેટલીક સ્ત્રીઓ ધૂલના ખોબા ભરીને તેમનાપર નાખતી

व्यासपुत्रोमहातेजाः शुकदेवः प्रतापवान् ॥ श्रीकृष्ण[illegible]जेमनसो[illegible]रणांदधत् ॥ ४७ ॥
तंद्वयष्टवर्षयोगीशिंकंबुकंठंमहोन्नतम् ॥ स्निग्धालकावृतमुखंगूढज[illegible]ज्वलत्प्रभम् ॥ ४८ ॥
अवधूतंब्रह्मभूतंष्ठीवाद्भिर्बालकैर्वृतम् ॥ स्त्रीगणैर्धूलिहस्तैश्चमाक्षिकाभिर्गजोयथा ॥ ४९ ॥
धूलिधूसरसर्वांगंशुकंदृष्ट्वामहामुनिम् ॥ मुनयः सहसोत्तस्थुर्बद्धांजलिपुटामुदा ॥ ५० ॥
स्त्रियोमूढाश्चबालास्तेतंदृष्ट्वादूरतः स्थिताः ॥ पश्चात्तापसमायुक्ताःशुकंनत्वागृहान्ययुः ॥ ५१ ॥

હતી. વનનો હાથી જેમ માખીઓથી વેષ્ટિત હોય છે તેમ આ શુકદેવ સ્ત્રીઓથી તથા બાલકોથી વિંટાયલા હતા. ॥ ૪૯ ॥ ધૂલથી સફેદ અંગવાળા શ્રેષ્ટમુનિ એવા શુકદેવજીને જોઇને સર્વ મુનિ તત્કાલ હાથ જોડીને ઊભા રહ્યા. ॥ ૫૦ ॥ પછી સાથે આવેલી સ્ત્રીઓ તથા બાલકો, સર્વ ઋષિઓએ શુકદેવજીને જે માન આપ્યું તે દૂરથી જોઇને ઉભાં રહ્યાં તથા પોતે નિંધકર્મ કરેલું તેના બદલામાં પશ્ચાત્તાપ કરીને શુકદેવજીને પગે લાગીને તેઓ પોતપોતાને ઘેર જતા હતા ॥ ૫૧ ॥

પછી મર્વ મુનીઓએ શુકાચાર્યને બેસવાને માટે ઉંચું અને મોટું એવું આસન આપ્યું. પછી શુકદેવજીની આગળ પાછળ સર્વ ઋષિઓ બેઠા. જે પ્રમાણે કમળની કર્ણિકાને ફરતી પાંખડીઓ હોય છે. તેજ પ્રમાણે. ॥ ૫૨ ॥ સકલ ઋષિઓના સમૂહમાં જ્ઞાનરૂપ સમુદ્રમાં ચંદ્રમાં પ્રમાણે શુકાચાર્ય આસપર બેઠા. ત્યારબાદ બ્રાહ્મણોએ રચનાને કરેલી પૂજાને ધારણ કરતી વખતે નક્ષત્ર સમૂહમાં ચંદ્ર શોભે છે. તેજ પ્રમાણે શુકદેવજીની શોભા થઈ રહી. ॥ ૫૩ ॥ ઇતિશ્રી બૃહન્નારદીયપુરૂષોત્તમમહાત્મ્યમાં 'શુકદેવજીનું આગમન, એ નામનો પ્રથમ અધ્યાય સમાપ્ત.

**आसनंकल्पयांचक्रु :शुकायोन्नतमुत्तमम् ॥ आसेदुर्मुनयोंऽभोजकर्णिकायाश्छदाइव ॥ ५२ ॥**

**तत्रोपविष्टोभगवान्महामुनिर्व्यासात्मजोज्ञानमहाब्धिचंद्रमा : ॥ पूजांदधद्ब्राह्मणकल्पितां तदारराजतारावृतचंद्रमाइव ॥ ५३ ॥ ॥ इतिश्री बृहन्नारदीयेपुरुषोत्तममाहात्म्येशुकागमने प्रथमोऽध्याय : ॥ १ ॥**

**॥ सूतउवाच ॥ राज्ञापृष्टंशुकेनोक्तंश्रीमद्भागवतंपरम् ॥ शुकप्रसादात्तच्छ्रुत्वादृष्ट्वाराज्ञो विमोक्षणम् ॥ १ ॥**

સૂત બોલ્યા—હે શૌનકાદિક રૂષિઓ પરીક્ષિતરાજાના પુછવાથી શુકદેવજીએ ઉત્તમ ભાગવત કહ્યું શુકદેવના અનુગ્રહથી ભાગવત સાંભળીને અને રાજાના મોક્ષને જોઈને. ॥ ૧ ॥

યજ્ઞ કરવાના ઉદ્યોગ વિષે પ્રવૃત થએલા બ્રાહ્મણોના દર્શન કરવાની ઇચ્છાવાળો હું અહિંઆ આવ્યો છું અને દીક્ષિતના દર્શનથી કૃતકૃત્ય થયો છું. ॥ ૨ ॥ રૂષિઓ બોલ્યા—હે સાધુ સૂત અન્ય વાર્ત્તાનો ત્યાગ કરી વેદ વ્યાસના મુખથી અપૂર્વ જે સાંભળ્યું હોય તે પ્રસન્નતાથી અમોને કહે ॥ ૩ ॥ હે મહાભાગ સારથી પણ અતિશય સારવાળી પુણ્યકારિકા આત્માને પ્રસન્ન કરનારી અમૃતથી શ્રેષ્ઠતર અને ઉત્કૃષ્ટ એવી કથાનું પાન કરાવો ॥ ૪ ॥ સૂત બોલ્યા હે

अत्राहमागतोविप्रानुसत्रोद्यमपरायणान् ॥ द्रष्टुकामःकृतार्थोऽहंजातोदीक्षितदर्शना[illegible] ॥ २॥
[illegible]चुः ॥ साधोवार्त्तांतरंत्यक्त्वासूतापूर्ववदस्वनः ॥ कृष्णद्वैपायनमुखाद्यच्छ्रुतंतत्प्रसादतः ॥ ३॥
सारात्सारतरांपुण्यांकथामात्मप्रसादनीम् ॥ पाययस्वमहाभागसुधाधिकतरांपराम् ॥ ४४ ॥
[illegible]तउवाच ॥ ॥विलोमजोपिधन्योस्मियन्मांपृच्छथसत्तमा[illegible]ः॥ यथाज्ञानंप्रवक्ष्यामिय[illegible]तंव्यासव
क्त्रतः ॥ ५ ॥ एकदानारदोगच्छ[illegible]रनारायणालयम् ॥ तापसैर्बहुभिःसिद्धैर्देवैरपिनिषेवितम् ॥ ६॥
बदर्यक्षामलै[illegible]ल्वैराम्रैरा[illegible]तकैरपि ॥ कपित्थैर्जंबुनीपाद्यैर्वृक्षैरन्यैर्विराजितम् ॥ ७ ॥

પરમ શ્રેષ્ઠ રૂષિઓ હું વિલોમજ એટલે ક્ષત્રિયથી બ્રાહ્મણીના ઉદર વિષે ઉત્પન્ન થયો છું છતાં તમે મને પુછો છો જેથી મને ધન્ય છે. વ્યાસના મુખથી જે સાંભળ્યું છે તે જ્ઞાન પ્રમાણે આપને કહું છું ॥ ૫ ॥

એક દિવસ નારદરૂષિ ઘણા તપસ્વી શિષ્યો અને દેવોથી પણ સેવાયલા એવા ॥ ૬ ॥ તથા બોરડી બેહેડાં, આંમળાં બિલી, આંબો, આમ્રાતક, કોઠ, જાંબુ, કદંબ વિગેરે બીજા વૃક્ષોવડે શોભિત એવા નરનારાણના ધામ વિષે ગયા ॥ ૭ ॥

જ્યાં વિષ્ણુના ચરણ જલથી ઉત્પન્ન થયલી પુણ્યકારી, અલકનંદા ગંગા નદી છે. ॥ ૮ ॥ ત્યાં જઈ પરબ્રહ્મમાં આસક્ત મનવાળા જીતેંદ્રિય કામક્રોધ વિગેરે છ શત્રુઓ ને જીતનારા નિર્મળ સ્ફુરાયમાન ઘણી કાંતિવાળા નારાયણ મહામુનિને નમ્યા ॥ ૯ ॥ અને તપસ્વી નર અને દેવના દેવ એવા નારાયણને સાંષ્ટાંગ પ્રણામ કરી નારદ બે હાથ જોડી તેમની સ્તુતિ કરવા લાગ્યા ॥ ૧૦ ॥

**विष्णुपादोदकी पुण्याऽलकनंदास्तितत्रच॥ तत्रगत्वाऽनमद्देवंनारायण महामुनिम् ॥८॥ परब्रह्मणिसंलग्नमानसंचजितेंद्रियम् ॥ जितारिषट्[illegible]लंप्रस्फुरद्बहुलप्रभम् ॥ ९ ॥ नमः स्कृत्वाचसाष्टांगंदेवदेवंतपास्विनम् ॥ कृतांजलिपुटोभूत्वातुष्टावनारदोविभुम् ॥१०॥ नारदउवाच॥ ॥ देवदे[illegible]थकृपाकूपारसत्पते ॥ सत्यव्रतस्त्रिसत्योसिसत्यात्मासत्यसंभवः ॥ ११ ॥ सत्य योने नमस्तेस्तुत्वामहंशरणंगतः ॥ तपस्तेखिलशिक्षार्थंमर्यादास्थाप[illegible] ॥ १२ ॥**

નારદ બોલ્યા—હે દેવના દેવ હે જગતના સ્વામી હે કૃપાસાગર, હે સજ્જનના પાલક, આપ સત્ય વ્રતવાળા છો ભૂત ભવિષ્ય ને વર્ત્તમાન એ ત્રણે કાલમાં સત્યસ્વરૂપ છો. સત્યાત્મા અને સત્યથી ઉત્પન્ન થયેલા છો ॥ ૧૧ ॥ માટે હે સત્યયો આપને નમસ્કાર હો હું તમારે સરણે આવ્યો છું. તમારૂં તપ સર્વ લોકના હિતને માટે તથા ધર્મમાર્ગનું સ્થાપન કરવા માટે છે ॥ ૧૨ ॥

જો આપ આવું તપ ન કરો તો પુણ્યવાન તથા પાપી મનુષ્યોથી વ્યાપ્ત પૃથિવી કલિયુગમાં જેમ એકે કરેલા પાપથી ડુબી જાય છે તેમજ એકે કરેલા પુણ્યથી તરે છે. ॥ ૧૩ ॥ પૂર્વે સત્યાદિ યુગવિષે એક મનુષ્યએ કરેલું પુણ્ય કે પાપ જેમ સર્વને પ્રાપ્ત થતું હતું, તેવી સ્થિતિને દુર કરીને કલિયુગમાં કેવળ કરનારજ ॥ ૧૪ ॥

अन्यथैक कृतात्पापात्कलौमज्जतिमेदिनी ॥ तथैवपुण्यात्तरतिपुण्यपापिजनावृता ॥ १३ ॥
कृतादिषुयथापूर्वमेकगंतत्समस्तगं॥ तादृक्स्थितिंनिराकृत्यकलौकर्तैवकेवलम् ॥ १४ ॥
लिप्यते पुण्य पापाभ्यामितितेतपसिस्थितिः ॥भगवन्प्राणिनःसर्वेविषयासक्तमानसा : ॥ १५॥
दारापत्यगृहासक्तास्तेषांहितकरंचयत् ॥ममापिहितकृत्किंचिद्विचार्यवक्तुमर्हसि॥१६॥ त्वन्मुखाच्छ्रो
तुकामोहंब्रह्मलोकादिहागत : ॥ उपकारप्रियोविष्णुरितिवेदेविनिश्चितम् ॥ १७ ॥ तस्माल्लोको
पकारायकथासारंवदाधुना ॥ तस्यश्रवणमात्रेणानिर्भयंविंदतेपदम् ॥ १८ ॥

પુણ્ય તથા પાપથી લેપાય છે. એ પ્રમાણે આપની તપમાં સ્થિતિ છે. હે ભગવાન્ સઘળા પ્રાણિઓ વિષયમાં આસક્ત મનવાળા ॥ ૧૫ ॥ તથા સ્ત્રી પુત્ર ગૃહ વિષે આસક્તિવાળા છે. માટે તેઓનું તથા મારૂં પણ જે કંઈ હિતકારી હોય તે વિચારીને કહેવા યોગ્ય છો ॥ ૧૬ ॥ વેદમાં એમ નિશ્ચિત કરેલું છે કે વિષ્ણુને ઉપકાર પ્રિય છે. માટે તમારાં મુખથી સાંભળવાની ઈચ્છાવાળો હું બ્રહ્મલોકથી અહિંઆ આવ્યો છું. ॥ ૧૭ ॥ તેથી લોકના ઉપકાર માટે હવે કથાસાર કહો. જેના શ્રવણ માત્રથી નિર્ભયપદ પ્રાપ્ત થાય ॥ ૧૮ ॥

આ પ્રમાણે નારદનું વચન સાંભળીને ભગવાન ઋષિએ હસિને ત્રણલોકને પાવન કરનારી પુણ્યકારી કથા કેહેવાનો આરંભ કર્યો. ॥ ૧૯ ॥શ્રીનારાયણ બોલ્યા હે નારદ તમે ગોપિકાના મુખકમળના ભ્રમરરૂપ. રાસક્રીડાના સ્વામી. રસિકજનોના ભૂષણરૂપ વૃંદાવનમાં વિહાર કરનાર વ્રજના સ્વામી અને આદિ પુરૂષ ભગવાનની પુણ્યકારિ કથા સાંભળો. ॥ ૨૦ ॥ હે વત્સ જગતને ઉત્પન્ન કરનાર બ્રહ્મા નેત્રના પલકારામાં પડયો તેનું કર્મ પૃથિવીમાં કેહેવા કોણ સમર્થ છે. વળી હે નારદ

**नारदस्यवचःश्रुत्वाप्रहस्यभगवानृषि :॥ कथांकथितुमारेभेपुण्यांभुवनपावनीम् ॥ १९ ॥ ॥श्रीनारायणउवाच ॥ ॥ गोपांगनावदनपंकजषट्पदस्यरासेश्वरस्यरसिकाभरणस्यपुंस : ॥ वृंदावनेविहरतोव्रेजभर्तुरादे : पुण्यांकथांभगवत : शृणुनारदत्वम् ॥ २० ॥ चक्षुर्निमेषपातितोजगतांविधातातत्कर्मवत्सकथितुंभुविक : समर्थ : ॥ त्वंचापिनारदमुनेभगवच्चरित्रंजानासिसारसरसंवचसामगम्यम् ॥ २१ ॥ तथापिवक्ष्येपुरुषोत्तमस्यमाहात्म्यमत्यद्भुतमादरेण ॥ दारिद्र्यवैधव्यहरंयशस्यंसत्पुत्रदंमोक्षदमाशुसेव्यम् ॥ २२ ॥**

મુનિસાર વડે સારવાળું અને વાણીને પણ અગમ્ય એવુ ભગવાનનું ચરિત્ર તમે પણ જાણો છો ॥ ૨૧ ॥ તોપણ અતિશય આશ્ચર્યકારક દારિદ્રય તથા વૈધવ્યનો નાશ કરનારૂં યશને આપનાર સત્પુત્રને આપનાર તથા મોક્ષને આપવાવાળું અને શીઘ્ર સેવવાં યોગ્ય એવું પુરૂષોત્તમનું મહાત્મ્ય આદરથી કહું છું. ॥ ૨૨ ॥

નારદ બોલ્યા—હે મુનિ પુરૂષોત્તમ કયા દેવ છે અને તેનું મહાત્મ્ય શું છે. તે અતિ અદ્દ્ભુત હોય એમ મને દેખાય છે, માટે વિસ્તારથી કહો. ॥ ૨૩ ॥ સૂત કહેવા લાગ્યા કે નારદનું કહેલું વચન સાંભળીને નારાયણમુનિ બે ઘડીવાર પુરૂષોત્તમનું સારી રીતે ધ્યાન ધરી બોલ્યા ॥ ૨૪ ॥ શ્રીનારાયણ કહે છે પુરૂષોત્તમ એવું માસનું નામ પણ

**नारदउवाच॥ ॥पुरुषोतमस्तुकोदेवोमाहात्म्यतस्यकिंमुने ॥ अत्यद्भुतमिवाभातिविस्तरेण वद स्वमे ॥ २३ ॥ ॥ सूतउवाच ॥ नारदोक्तंवच : श्रुत्वामुनिर्नारायणोब्रवीत् ॥ ममाधायमन : सम्यङ्मुहूर्तंपुरुषोत्तमम् ॥ २४ ॥ श्रीनारायणऊवाच ॥ पुरुषोत्तमेतिमासस्यनामाप्यस्तिसहेतुकम् ॥ तस्यस्वामिकृपासिंधु : पुरुषोत्तमउच्यते ॥ २५ ॥ ऋषिभि : प्रोच्यतेतस्मान्मास : श्रीपुरुषोत्तम : ॥ तस्यव्रतविधानेनप्रीत : स्यात्पुरुषोत्तम : ॥ २६ ॥ नारदउवाच ॥ ॥ संतिमध्व दयोमासा : सेश्वरास्तेश्रुतामया ॥ तन्मध्येनश्रुतोमास:पुरुषोत्तमसंज्ञक : ॥ २७ ॥**

સકારણ છે. તેના સ્વામી કૃપાસાગર પુરૂષોત્તમ કહેવાય છે. ॥ ૨૫ ॥ તેથી રૂષિઓ તે માસને પુરૂષોત્તમ માસ કહે છે. તેનું વ્રત કરવાથી પુરૂષોત્તમ પ્રસન્ન થાય છે. ॥ ૨૬ ॥ નારદ પુછવા લાગ્યા—ચૈત્ર વિગેરે માસો છે તે સ્વામીવાળા છે. એવું મેં સાંભળ્યું છે. તે માસોમાં પુરૂષોત્તમ નામનો માસ મેં સાંભળ્યો નથી. ॥ ૨૭ ॥

તો પુરૂષોત્તમ કયો માસ છે. તેના સ્વામી કૃપાના ભંડાર પુરૂષોત્તમ કેવી રીતે થયા, તે હે કૃપાના ખજાનારૂપ મને કહો. ૨૮ ॥ હે પ્રભુ—તે માસનું સ્વરૂપ તથા વિધાન કહો. તે માસમાં શું કરવુ, કેમ નહાવું તથા શું દાન કરવું તે કહો ॥ ૨૯ ॥ જપ પૂજા ઉપવાસ વિગેરે સાધન શું કરવું તે કહો. આ કરવાથી કયા દેવ પ્રસન્ન થાય અને શું ફળ આપે ॥ ૩૦ ॥ હે તપરૂપ ધનવાળા આ અને બીજું જે કંઈ તત્વ હોય તે મને કહો. દીનજનો ઉપર દયાળુ એવા

पुरुषोत्तमस्तुकोमासस्तस्यस्वामीकृपानिधि : ॥ पुरुषोत्तमःकथंजातस्तन्मेब्रूहिकृपानिधे ॥ २८ ॥ स्वरुपंतस्यमासस्यसविधानंवदप्रभो ॥ किंकर्त्तव्यंकथंस्नानंकिंदानंतत्रसत्पते ॥ २९ ॥ जपपूजोपवासादिसाधनंकिंचभण्यताम् ॥ तुष्येत्कृतेनकोदेवःकिंफलंवाप्रयच्छति ॥ ३० ॥ एतदन्यच्चयत्किंचित्तत्वंब्रूहितपोधन ॥ अनापृष्टमपिब्रूयु : साधवोदीनवत्सला : ॥ ३१ ॥ नरायेभुविजायंतेपरभाग्यानुवर्तिनः ॥ द्रारिद्र्यपीडितानित्यंरोगिणः पुत्रकांक्षिण : ॥ ३२ ॥ जडामूकादांभिकाश्चहीनविद्या : कुचेलिन : ॥ नास्तिकालंपटानीचाजजरा : परसेविन : ॥ ३३ ॥

સાધુ પુરૂષોએ નહિ પુછેલાને પણ કહેવું જોઈએ ॥ ૩૧ ॥ હે પ્રભુ પૃથ્વી વિષે પારકાના ભાગ્યને અનુસરનારા, દરિદ્રતાથી પીડા પામેલા. નિરંતર રોગી પુત્રની ઈચ્છા રાખનારા ॥ ૩૨ ॥ આળસુ. મુંગાં, દાંભિક, વિદ્યારહિત, મેલાં વસ્ત્રવાળા, નાસ્તિક, લંપટ નીચ, અશક્ત દાસત્વ કરનારા ॥ ૩૩ ॥

નિરાશાવાળા, ભાંગેલાસંકલ્પવાળા નિર્બળ, ખરાબ રૂપવાળા રોગવાળા, કોઢવાળા–ખોડવાળા અને આંધળા ॥ ૩૪ ॥ અને કેટલાએક ઈષ્ટમિત્ર, સ્ત્રી આપજન પિતા તથા માતાના વિયોગવાળા શોક અને દુઃખથી સુકાઇ ગયેલા શરીરવાળા અને પ્રિય વસ્તુથી રહિત ॥ ૩૫ ॥ એવા તેઓ જે કરવાથી, સાંભળવાથી, ભણવાથી, આચરણ કરવાથી, ફરીને આવા પ્રકારના દુઃખવાળા

**नष्टासाभग्नसंकल्पाः क्षीणसत्वाः कुरूपिणः ॥ रोगिणः कुष्ठिनोऽन्धाःदेहहीनाश्चकेचन ॥ ३४ ॥**
**इष्टमित्रकलत्राप्तपितृमातृवियोगिनः ॥ शोकदुःखादिशुष्कांगाःस्वेष्टवस्तुविवर्जिताः ॥ ३५ ॥**
**पुनर्नैवंविधास्तेस्युर्यत्कृतेनश्रुतेनच ॥ पठितेनानुचीर्णेनतद्वदस्वममप्रभो ॥ ३६ ॥ वैधव्यंवं**
**ध्यतादोषहीनांगत्वदुराधयः ॥ रक्तपिताद्यपस्माररराजयक्ष्मादयश्चये ॥ ३७ ॥ एतैर्दोषसमूहैश्च**
**दुःखितानवीक्ष्यमानवान् ॥ दुःखितोऽस्मिजगन्नाथकृपांकृत्वाममोपरि ॥ ३८ ॥**
**विस्तरेणवदब्रह्मन्मन्मनोमोदहेतुकं ॥ सर्वज्ञः सर्वतत्वानांनिधिस्त्वंहिमहामुने ॥ ३९ ॥**

ન થાય, એવું જે હોય તે તમે મને કહો ॥ ૩૬ ॥ વિધવાપણું વાંઝિઆપણાનોદોષ હીનાંગપણું અને ખરાબ મનની પીડાઓ તથા રક્તપીત ફેફરું તથા ક્ષય વિગેરે જે રોગો છે ॥ ૩૭॥ આ દોષોના સમૂહથી દુઃખ પામેલા મનુષ્યોને જોઈ હે જગતના સ્વામી દુઃખિત થયો છું. માટે મારા ઉપર કૃપા કરીને ॥ ૩૮ ॥ હે બ્રહ્મન મારા મનને આનંદ કરવાવાળું એવું વિસ્તાર પૂર્વક કહો. કારણ કે. પ્રભુ—તમે સર્વજ્ઞ તેમજ સર્વ તત્વના નિધિરૂપ છો ॥ ૩૯ ॥

સૂત બોલ્યા-આ પ્રમાણે સ્વર્ગવાળું અને મનુષ્યોના હિતનું કારણરૂપ નારદનું વાચન સાભળી દેવનાદેવ નારાયણ ચંદ્રના સરખા શાંત એવા મુનિનું પૂજન કરી નવા મેઘના શબ્દ શરખી સુંદર વાણીથી બોલ્યા ॥ ૪૦ ॥ આ પ્રમાણે બ્રહન્નારદીય પુરાણાનાર્ગત પુરૂષોત્તમ મહાત્મ્યમાં શ્રી નારાયણ તથા નારદના સંવાદ વિષેપ્રશ્નવિધિ નામનો બીજો અધ્યાય સમાપ્ત થયો ॥ ૨ ॥

सूतउवाच ॥ ॥इतिविघितनयोदितंरमालंजनहितहेतुनिशम्यदेवदेव : ॥ अभिनवघनरावरम्यवाचाऽवददभिपूज्यमुनिंसुधांशुशांतम् ॥ ४० ॥ ॥इतिश्रीबृहन्नारदीयेपुरुशोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेप्रश्नविधिर्नामद्वितियोऽध्याय : ॥ २ ॥

॥ ऋषयउचु : ॥ ॥ नारायणोनरसखोयदुवाचशुभंवच : ॥ नारदायमहाभागतन्नोवदसविस्तरम् ॥ १ ॥ ॥ सूतउवाच ॥ ॥नारायणवचोरम्यंश्रुयतांद्विजसत्तमा : ॥ यदुक्तंनारदायैतत्प्रवक्ष्यामियथाश्रुतम् ॥२॥ ॥

રૂષિઓ પુછવા લાગ્યા—હે માહાભાગ, નરના મિત્ર નારાયણે નારદને જે સારૂં વચન કહ્યું તે વિસ્તાર પૂર્વક અમને કહો ॥ ૧ ॥સૂત બોલ્યા હે શ્રેષ્ઠ બ્રાહ્મણો સુંદર નારાયણનું વચન જે નારદને કહ્યુ છે તે તમે સાંભળો. હું મારા સાંભળવા પ્રમાણે કહું છું ॥ ૨ ॥

નારાયણ બોલ્યા—હે નારદ. પૂર્વે મહાત્મા દુઃખને હરનાર શ્રી કૃષ્ણએ રાજા યુધિષ્ઠિરને જે કહેલું તે તને કહું છું. તું સાંભળ ॥ ૩ ॥ એક વખત ધાર્મિક શત્રુ રહિત યુધિષ્ઠિર, કપટ પ્રિય દુષ્ટ એવા ધૃતરાષ્ટ્રના પુત્રોથી જુગટામાં પરાજય પામ્યા ॥ ૪ ॥ જન સમક્ષ અગ્નિથી ઉત્પન્ન થયેલી ધર્મ પરાયણ દ્રૌપદીને દુષ્ટ દુઃશાસને કેશ પકડી ખેંચી ॥ ૫ ॥ અને વસ્ત્રો ખેંચ્યા ત્યારે કૃષ્ણએ તેનું રક્ષણ કર્યું, પછી પાંડવો રાજ્યનો ત્યાગ કરી કામ્યક વનમાં ગયા ॥ ૬ ॥

श्रीनारायणउवाच ॥ ॥ शृणुनारदवक्ष्यामियदुक्तंहरिणाऽऽरा ॥ राज्ञेयुधिष्ठिरायैवश्रीकृष्णेनमहात्मना ॥ ३ ॥ एकदाधार्मिकोराजाऽजातशत्रुर्युधिष्ठिरः ॥ द्यूतेपराजितोदुष्टैर्धार्तराष्ट्रैश्छलप्रियैः ॥ ४ ॥ समक्षमग्निसंभूताकृष्णाधर्मपरायणा ॥ दुःशासनेनदुष्टेनकचेष्वादायकर्षिता ॥ ५ ॥ आकृष्टानिचवासांसिश्रीकृष्णेनसुरक्षिता ॥ पश्चाद्राज्यंपरित्यज्यप्रयाताः काम्यकंवनम् ॥ ६ ॥ अत्यंतंक्लेशमापन्नाःपार्थावन्यफलाशिनः ॥ विष्वक्कचाचिताः सर्वेगजाइववनौकसः ॥ ७ ॥ अथतान्दुःखितान्द्रष्टुंभगवान्देवकीसुतः ॥ जगामकाम्यकवनंमुनिभिःपरिवारितः ॥ ८ ॥

ત્યાં વનનાં ફળખાનારા ચો તરફ કેશથી છવાયલા એવા સઘળા પાંડવો વનના હાથીની માફક અત્યંત ક્લેશ પામ્યા ॥ ૭ ॥ ત્યારપછી દુઃખ પામેલા તેઓને જોવાને મુનિથી વિંટલાયલા ભગવાન દેવકી સુત (કૃષ્ણ) કામ્યક વનમાં ગયા ॥ ૮ ॥

तेने जोई जेम प्राणोने आवेला जोई देह ऊभा थाय तेम सघळा पांडवो एकदम ऊभा थया अने प्रेमथी विह्वल एवा तेओए प्रीती वडे श्रीकृष्णने आलिंगन कर्युं ॥ ९ ॥ नकुळ अने सहदेवे भक्ति पूर्वक कृष्णना चरण कमळने प्रमाण कर्या. पछी स्वस्थचित्तवाळी द्रौपदीए धीरेधीरे तेने नमन कर्युं ॥ १० ॥ रुरु मृगना चर्मरूप

तंदृष्ट्वासहसोत्तस्थुर्देहाःप्राणानिवागतान् ॥ पार्थाःसस्वजिरेप्रीत्याश्रीकृष्णंप्रेमविह्वलाः॥ ९॥ तेचानीनमतांभक्त्यायमौहरिपदांबुजं ॥ द्रौ[illegible]शुशनैःशनैरतंद्रिता ॥ १० ॥ तान्दृष्ट्वादुःखितान्पार्थान्रौरवाजिनवाससः ॥ धूलिभिर्धूसरान्रूक्षान्सर्वतःकचसंवृतान् ॥११॥ पांचालीम[illegible]तादृशींदुःखसंवृताम् तेषांदुःखमतीवोग्रंदृष्ट्वैवातीवदुःखितः ॥ १२॥ धार्तराष्ट्रान्दग्धुकामो भगवान्भक्तवत्सलः ॥ चक्रेकोपंसविश्वात्माभ्रूभंगकुटिलेक्षणः ॥ १३ ॥ कोटीक[illegible]ः [illegible]लयाग्निरिवोत्थितः ॥ संदष्टोष्ठपुटःप्रोच्चैस्त्रिलोकींज्वलयन्निव ॥ १४ ॥

वस्त्रवाळा धूळथी भरायला शरीरवाळा कठोर अने सघळी बाजु केशथी विटलाएला अने दुःख पामेला ते पांडवोने ॥११॥ अने तेवीज दुःखथी भरेली कोमळ शरीरवाळी एवी द्रौपदीने पण अने तेओना अतिशय उग्र दुःखने जोई कृष्ण घणाज दुःखी थया ॥ १२ ॥ धृतराष्ट्रना पुत्रने बाळवानी इच्छावाळा जगत्ना आत्मारूप भ्रूकुटिना भंगथी वक्रनेत्रवाळा ॥ १३ ॥ करोड काल प्रमाणे भयंकर मुखवाळा अने जोरथी पीसेला बे ओठवाळा भक्तवत्सल भगवाने जाणे सीता वियोगथी संताप पामेला दशरथना पुत्र राम त्रणे लोकने बाळता होय तेम तथा उत्पन्न (थयेला) प्रलयकालना

અગ્નિ હોય તેમ કોપ કર્યો. તે વખતે તેને જોઈને ભય પામતો કાંપતો ॥ ૧૪ ॥ ૧૫ ॥ અને ધર્મની સંમત્તિવાળો, અર્જુન જલદી ઉઠી બીકથી બે હાથ જોડી દ્રૌપદી તથા બીજાઓથી અનુમોદન અપાયલો કૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યો ॥૧૬॥
અર્જુને કહ્યું, હે કૃષ્ણ, હે જગતનાનાથ, હું જગતથી બહાર નથી અને હે પ્રભુ તમેજ જગતના રક્ષક છો, છતાં મારૂં કેમ રક્ષણ કરતાં નથી ॥ ૧૭ ॥ જેના ચક્ષુના પડવાથી બ્રહ્માનું પડવું થાય છે અને તેના કોપથી શું થશે. ॥૧૮॥

सीतावियोगसंतप्त : साक्षाद्दाशरथिर्यथा ॥ तमालक्ष्यतदावीरोबीभत्सुर्जातवेपथु : १५ ॥ उत्थायकृष्णंतुष्टावबद्धांजलिपुटोभिया॥ धर्मानुमोदितःशीघ्रंद्रौपद्याचतथापरै : ॥ १६ ॥ ॥ अर्जुन उवाच ॥ हेकृष्ण[illegible]तांनाथनाथनाहंजगद्बहिः ॥ त्वमेवजगतांपातामांनपासिकथंप्रभो ॥ १७ ॥ यच्चक्षुःपतनेनैवब्रह्मणःपतनंभवेत् ॥ तत्कोपेनभवेत्किंवाकोवेदकिंभविष्यति ॥ १८ ॥ क्रोधंसंहर संहर्तस्तातततजगत्पते ॥ त्वद्विधानांचकोपेनजगतःप्रलयोभवेत् ॥ १९ ॥ वंदेत्वांसर्वतत्वज्ञंसर्व कारणकारणम् ॥वेदवेदांगबीजस्यबीजंश्रीकृष्णमीश्वरम् ॥ २० ॥

તે કોણ જાણે. હે તાત, હે જગતના સ્વામી. હે જગતના સંહાર કરનાર આપ ક્રોધનો નાશ કરો. તામારા સરખાના ક્રોધથી જગતનો નાશ થાય ॥ ૧૯ ॥ સર્વતત્ત્વને જાણનારા અને સર્વ કારણના કારણરૂપ વેદ અને વેદના અંગના જીવનના આદિ કારણ ઈશ્વર એવા આપ શ્રીકૃષ્ણને પ્રણામ કરૂં છું ॥ ૨૦ ॥

આપે આ સર્વ સ્થાવર અને જંગમ જગતને સર્જ્યું છે, સઘળાં મંગલરૂપ માંગલ્યપણુના આદિ કારણરૂપ સનાતન છો ॥ ૨૧ ॥
તે પોતે ઉત્પન્ન કરેલા એવા જગતનો એક જણના અપરાધથી કેવી રીતે નાશ કરે? મચ્છરોના નાશ કરવા માટે
કયો પુરૂષ ઘર દહન કરે ॥ ૨૨ ॥ શ્રી નારાયણ કહે છે એ પ્રકારે જણાવીને શત્રુઓના યોદ્ધાઓનો નાશ કરનાર એવા

त्वमीश्वरोऽसृजः सर्वंजगदेतच्चराचरम् ॥ सर्वमंगल्यमांगल्यबीजरूपः सनातनः ॥ २१ ॥
सकथंस्वकृतंहन्याद्विश्वमेकापराधतः ॥ मशकान्भस्मसात्कर्तुंकोवादहतिमंदिरम् ॥ २२ ॥
श्रीनारायणउवाच ॥ ॥इतिविज्ञाप्यश्रीकृष्णंफाल्गुनः परवीरहा ॥ बद्धांजलिपुटोभूत्वाप्रणनाम
जनार्दनम् ॥ २३ ॥ ॥ सूतउवाच ॥ ॥हरिःक्रोधंनिरस्याशुसौम्योभूच्चंद्रमाइव ॥ तमालक्ष्यतदा
सर्वेपांडवाःस्वास्थ्यमागताः ॥ २४ ॥ प्रीत्युत्फुल्लमुखाःसर्वेप्रणेमुःप्रेमविव्हलाः ॥ श्रीकृष्णं
पूजयांचक्रुर्वन्यैर्मूलफलादिभिः ॥ २५ ॥

અર્જુને બે હાથ જોડીને જનાર્દન શ્રીકૃષ્ણને પ્રણામ કર્યા ॥ ૨૩ ॥ સૂત બોલ્યા–ભગવાન્ ક્રોધને દૂર કરીને ચંદ્રમાના
જેવા શાન્ત થયા. તેવારે તેને જોઇને સર્વ પાંડવો સ્વસ્થતા પામ્યા ॥ ૨૪ ॥ પ્રીતિથી પ્રફુલ્લ મુખવાળા તથા પ્રેમથકી
વિહવળ એવા સર્વ પાંડવે શ્રીકૃષ્ણને પ્રણામ કર્યાં તથા વનના મૂળ તથા ફળ વિગેરેથી પૂજન કર્યું. ॥ ૨૫ ॥

श्रीनारायणु બોલ્યા—હે નારદ. પછી શરણે આવેલાનું રક્ષણ કરનાર ભક્તપર દયા કરનાર એવા શ્રીકૃષ્ણને પ્રસન્ન થયેલા જાણીને ઘણી પ્રીતિયુક્ત ॥ ૨૬ ॥ બે હાથ જોડીને અર્જુન ભગવાનને વારંવાર વિનંતી પૂર્વક નમતો. જેવી રીતે આપ મને પ્રશ્ન કરો છો તેવી રીતે પ્રશ્ન કરવા લાગ્યો ॥ ૨૭ ॥ આ પ્રમાણે અર્જુનનો પ્રશ્ન સાંભળીને બે ઘડી સુધી ધ્યાન ધરી બોલનારાઓમાં શ્રેષ્ઠ એવા ભગવાન હરિ મિત્ર વર્ગને તથા ધારણ કરેલા વ્રતવાળી એવી દ્રૌપદીને

श्रीनारायणउवाच ॥ ॥ ततःप्रसन्नंश्रीकृष्णंशरण्यंभक्तवत्सलम् ॥ विज्ञायावनतोभूत्वाबृहत्प्रेम परिप्लुतः ॥ २६ ॥ बद्धांजलिर्गुडाकेशोनामंनामंपुनःपुनः ॥ नंतथाकृतवान्प्रश्नयथाप्रच्छतियंभवान् ॥२७॥ श्रुत्वैवंभगवान्दध्यौमुहूर्तंमनसाहरिः ॥ ध्यात्वाश्वास्यसुहृद्वर्गंपांचालींचधृतव्रताम् ॥ उवाचवदतांश्रेष्ठःपांडवानांहितंवचः ॥ २८ ॥ ॥ श्रीकृष्णउवाच ॥ ॥ श्रृणुराजन्महाभाग बीभत्सोह्यथमद्वचः ॥ अपूर्वोयंकृतःप्रश्नोनोत्तरंवक्तुमुत्सहे ॥ २९ ॥ एषगुह्यतरोलोकेऋषीणामपिदुर्घटः ॥ तथापिवक्ष्ये मित्रत्वाद्भक्तत्वाच्चतवार्जुन ॥ ३० ॥

આશ્વાસના કરીને પાંડવોનું હિતકારી વચન કહેવા લાગ્યા ॥ ૨૮ ॥ કૃષ્ણ બોલ્યા—હે મહાભાગ. હે બીભત્સો, હે રાજન મારૂં વચન સાંભળો. અપૂર્વ એવો આ પ્રશ્ન તમે મને કર્યો છે તેનો ઉત્તર કહેવાને હું ઉત્સાહવાળો નથી. ॥ ૨૯ ॥

કારણ કે આ તમારો ગુહ્ય પ્રશ્ન દુનીઆમાં ઋષિને પણ ઘણો દુર્ઘટ છે. તોપણ હે અર્જુન! તારા મિત્રપણાથી તથા ભક્તપણાથી હું કહું છું ॥ ૩૦ ॥

હે સારા વ્રતવાળા. તેનો ઊત્તર અત્યંત કઠિન છે. તોપણ અનુક્રમે તુ સાભળ. ચૈત્રદિમાસ. લવ, પક્ષ, ઘટિકા. ॥ ૩૧ ॥ પ્રહર રાત્રિ ઋતુ મુહુર્ત દક્ષિણાયન તથા ઉત્તરાયણ વર્ષ યુગ અને બીજા પરાર્ધ પર્યંત કાળ ॥ ૩૨ ॥ નદી, સમુદ્ર, ઝરો, કુવા, વાવ, તળાવ તેથા ઝરા લતા. ઔષધિ દ્રુમ વેળુ વિગેરે બીજા વૃક્ષો ॥ ૩૩ ॥ વનસ્પતિ નગર ગામ ગિરિ તથા શહેરો એ સર્વ મૃતિ માનુ છતાં પોત પોતાના ગુણોથી પુજાય છે ॥ ૩૪ ॥

तदुत्तरमतीवोग्रंक्रमतः शृणुसुव्रता : ॥ मध्वादयश्चयेमासालवपक्षाश्चनाडिकाः ॥३१॥ यामास्त्रियामाऋतवोमुहूर्तान्ययनेउभे ॥ हायनंचयुगान्येवपरार्धांता : परेचये ॥ ३२ ॥ नद्योर्णवदृहा : कूपवापीपल्वलनिर्झरा : ॥ लतौषधीद्रुमाश्चैवत्वक्सारा : पादपाश्चये ॥ ३३ ॥ वनस्पतिपुरग्रामगिरय : पत्तनानिच ॥ एतेसर्वेमूर्तिमंत : पूज्यंतेस्वात्मनोगुणै :॥ ३४ ॥ नतेषांकश्चिदप्यस्तिह्यपूर्व : स्वामिवर्जित : स्वेस्वेधिकारेसततंपूज्यंतेफलदायिन : ॥ ३५ ॥ स्वस्वामियोगमाहात्म्यात्सर्वेसौभाग्यशालिन : ॥ अधिमास : समुत्पन्न : कदाचित्पंडुनंदन ॥ ३६ ॥

તેમના મધ્યમાં કોઇ પણ અપૂર્વ તથા સ્વામિવર્જિત નથી. અને નિરન્તર પોતપોતાના અધિકાર ઉપર ફળનો આપનારા સર્વ પુજાય છે ॥ ૩૫ ॥ તે સર્વે પોતપોતાના સ્વામિના સંયોગ વડે મહાત્મ્ય પામીને શોભે છે. હે અર્જુન, પછી કાળે કરીને અધિકમાસ પ્રાપ્ત થયો ॥ ૩૬ ॥

સર્વ લોકો સહાય વગરનો તથા નિંદા કરવા લાયક તેને કહેવા લાગ્યા. કે આ મલમાસ સૂર્ય સંક્રમણ રહિત છે માટે અયોગ્ય છે. ॥ ૩૭ ॥ મલરૂપપણાથી સ્પર્શ કરવા અયોગ્યને સારા કામોમાં નિંદવા લાયક છે. એવું લોકથી વચન સાંભળી ઉદ્યોગ રહિત કાંતિ વગરનો ॥ ૩૮ ॥ દુઃખવાળો ખેદ પામેલા આત્માવાળો અને ચિંતામાં મન જેનું ડુબી ગયું છે અને દુઃખિત એવા તે હૃદય વડે મરવાની ઇચ્છાવાળો થયો. પછી ધૈયને ધારણ કરીને આ મલમાસ મારે

**तमूचु : सकलालोकाअसहायंजुगुप्सितम् ॥ अनर्होमलम।सोयंरविसंक्रमवर्जितः॥३७॥ अस्पृस्योमलरुपत्वाच्छुभेकर्माणिगर्हित : ॥ श्रुत्वैतद्वचनंलोकान्निरुद्योगोहतप्रभ : ॥ ३८॥ दुःखान्विते तिखिन्नात्माचिंताग्रस्तैकमानस : ॥मुमूर्षुरभवत्तेनहृदयेनविदूयता ॥ पश्चाद्धैर्यंसमालंव्य मामसौशरणंगत : ॥ ३९ ॥ प्राप्तोवैकुंठभवनंयत्राहमवसंनर ॥ अंतर्गृहंसमागत्यमामसौदृष्ट्वान्परम् ॥ ४० ॥ अमूल्यरत्नरचितेहेमसिंहासनेस्थितम् ॥ तदानींमामसौदृष्ट्वादंडवत्पतितो भुवि ॥ ४१ ॥**

શરણે આવ્યો. ॥ ૩૯ ॥ પછી હે અર્જુન પછી જયાં હું વૈકુંઠમાં રહેતો હતો ત્યાં તે આવ્યો અને ઘરની અંદર આવીને મને સારી રીતે જોવા લાગ્યો. ॥ ૪૦ ॥ તે વખતે અમુલ્ય રત્ન જડિત સોનાના સિંહાસન ઉપર બેઠેલા એવા મને જોઇને એણે પૃથ્વી ઉપર દંડવત્ પ્રણામ કર્યા ॥ ૪૧ ॥

પછી નેત્રથી આંસુઓને પાડતો ધૈર્યને ધારણ કરતો. બે હાથ જોડી નમ્ર થઇને ગદ ગદ વાણીથી શાંત રીતે બોલવા લાગ્યો. ॥ ૪૨ ॥ સૂત બોલ્યા—એ પ્રમાણે કહીને બદરિકાશ્રમ સ્વામી મહામુનિ નારાયણ શાંત થયા. તે સાંભળીને ફરીથી ભક્તોપર દયાલુ નારદ પુછવા લાગ્યા. ॥ ૪૩ ॥ નારદ બોલ્યા—ત્રણે જગત્‌ને અભયદાન આપવા વાળા બ્રહ્મસ્વરૂપ કૃષ્ણ જ્યાં રહે છે, ત્યાં યોગીથી પણ ન પ્રાપ્ત કરાય એવું અને જગત્‌ના પાપને નાશ કરનારૂં ભક્તિ

प्रांजलिःप्रयतोभूत्वा[illegible]चन्नश्रूणिनेत्रतः ॥ वाचागद्गदयासौम्यंबभाषेधैर्यमुद्वहन् ॥ ४२ ॥ ॥ सूत उवाच ॥ ॥ इत्युक्त्वाबदरीनाथोविररामममहामुनिः ॥तच्छ्रुत्वापुनरेवाहनारदोभक्तवत्सल : ॥४३॥ ॥नारदउवाच ॥ ॥ इत्थंगत्वाभवनमम्मलंपूर्णरुपस्यविष्णोर्भक्तिप्राप्यंजगदघहरं योगिनामप्यगम्यम् ॥ यत्रै[illegible]यदोब्रह्मरूपोमुकुंदस्तत्पादाब्जंशरणमधितःकिंबभाषेऽधिमास : ॥ ४४ ॥

॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येऽधिमासस्यवैकुंठप्रापणंनामतृतीयोऽध्यायः॥३॥

વડે પ્રાપ્ત કરવા યોગ્ય તથા પવિત્ર એવા પૂર્ણ સ્વરૂપ વિષ્ણુ ધામ પ્રતિ આ પ્રકારે જઇને અને તેના ચરણકમળરૂપ શરણને પ્રાપ્ત થએલો અધિક માસ શું બોલ્યો ? ॥ ૪૪ ॥

આ પ્રમાણે બૃહન્નારદીય પુરાણાન્તર્ગત પુરૂષોત્તમ મહાત્મ્યમાં અધિકમાસનું વૈકુંઠમાં આવવું. એ નામનો ત્રીજો અધ્યાય સમાપ્ત. ॥ ૪૫ ॥

શ્રી નારાયણ બોલ્યા—હે નારદ. અધિકમાસે ભગવાનની આગળ જે સારૂં વચન કહ્યું તે હું તને લોકોના હિતની ઇચ્છાથી કહું છું. ॥ ૧ ॥ અધિક માસ બોલ્યો—હે કૃપાના ભંડાર. હે હરિ, હે નાથ બળવાન પુરૂષોએ મલમાસ એ પ્રકારે મારૂં નામ આપી તિરસ્કાર કરેલા એવા અને અહિંઆ આવેલાં એવા દીનનું શા માટે રક્ષણ કરતા નથી ॥૨॥ સ્વામિરહિત અને મલિન તથા તેઓએ નિરન્તર શુભ કર્મને વિષે ત્યાગ કરેલા એવા મને જોતા એવા આપની

॥ श्रीनारायणउवाच ॥ ॥ शृणुनारदवक्ष्येऽहंलोकानांहितकाम्यया ॥ अधिमासेनयत्प्रोक्तं हरेरग्रेशुभंवचः ॥ १ ॥ ॥ अधिमासउवाच ॥ ॥ अयिनाथकृपानिधेहरेनकथंरक्षसिमामिहागतम्॥ ॥पणंप्रबलैर्नरा तंमलमासेत्यभिधांविधायमे॥२॥ शुभकर्मणिवर्जितंहिमां।निरधीशंमलिनं सदैवतैः ॥ अवलोकयतोदयालुताक्कगतातेद्यकठोरताकथम् ॥ ३ ॥ वसुदेववरांगनायथाखलकंसानलतः सुरक्षिता ॥ वदमांशरणागतंकथंनतथाद्यावसिदीनवत्सल ॥ ४ ॥ द्रुपदस्यसुतायथापुरा।खलदुःशासनदुःखतोऽविता॥वदमांशरणागतंकथंनतथाद्यावसिदीनवत्सल॥५॥

દયાળુતા કયાં ગઈ અને આજે કઠોરપણું કેમ પ્રાપ્ત થયું. ॥ ૩ ॥ હે દીનવત્સલ દુષ્ટ કંસરૂપી અગ્નિથી આપે વસુદેવની પત્ની દેવકીનું જેમ રક્ષણ કર્યું તે પ્રમાણે શરણે આવેલા એવા મારૂં આજ કેમ રક્ષણ કરતા નથી તે કહો ॥ ૪ ॥ હદીન વત્સલ પૂર્વે પાપી દુઃશાસનના દુઃખ થકી જેમ દ્રૌપદીનું રક્ષણ કર્યું તેમ શરણમાં પ્રાપ્ત થયેલા એવા મારૂં આજ કેમ રક્ષણ કરતા નથી તે કહો ॥ ૫ ॥

हे दीन वत्सल—यमुना विष युक्त जल थकी जेम आपे गोवाळीआ अने पशुनुं जेम रक्षण कर्युं तेम शरणमां प्राप्त थयेला एवा मारुं आज केम रक्षण करता नथी ते कहो ॥ ६ ॥ ते दीन वत्सल-दावानल थकी जेम गाय गोवाळिआ अने तेमनी स्त्रीओनुं रक्षण कर्युं तेम शरणमां प्राप्त थयेला एवा मारुं आज केम रक्षण करता नथी ते कहो ॥ ७ ॥ हे दीनवत्सल आपे जरासंधना बंधनथी जेम राजाओनुं रक्षण कर्युं तेम शरणमां प्राप्त थयेला एवा

यमुनाविषतोयतोऽविताःपशुपालाःपशवोयथात्वया ॥वदमांशरणागतंकथंनतथाद्यावसिदीनवत्सल॥ ६ ॥ पशवःपशुपास्तदंगनाअवितादावधनंजयाद्यथा॥ वदमांशरणागतंकथंनतथाद्यावसिदीनवत्सल ॥ ७ ॥ पृथिवीपतयोयथावितामगधेशालयबंधनात्त्वया ॥ वदमांशरणागतंकथंनतथाद्यावसिदीनवत्सल ॥ ८ ॥ गजनायकएत्यरक्षितोझटितिग्राहमुखाद्यथात्वया ॥ वदमांशरणागतंकथंनतथाद्यावसिदीनवत्सल ॥ ९ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ इतिविज्ञाप्यभूमानविररामनिरीश्वर : ॥ मलमासोऽश्रुवदनस्तिष्ठन्[illegible]तः ॥ १० ॥

मारुं केम रक्षण करता नथी ते कहो. ॥ ८ ॥ हे दीन वत्सल—वळी आपे शीघ्र आवीने मघरना मुखथी जेम गजेन्द्रनुं रक्षण कर्युं, ते प्रमाणे शरणमां प्राप्त थयेला एवा मारुं रक्षण कम करता नथी ते कहो ॥९ ॥ श्रीनारायणं बोल्या—आ प्रमाणे भगवान्‌नी प्रार्थना करीने ईश्वर रहित आंसु युक्त मुखवाळो भगवान्‌नी आगळ उभेलो मलमास बोलतो बंध पड्यो ॥१०॥

ત્યારે દયાથી અત્યન્ત ભીંજાયલા એવા હરિ દૈન્યમુખવાળા અને આગાડી ઊભેલા મલમાસને શીઘ્ર કહેવા લાગ્યા. ॥ ૧૧ ॥ હરિ બોલ્યા—હે વત્સ, હાલમાં તું અત્યન્ત દુઃખમાં શા વાસ્તે નિમગ્ન થયો છે. તારા મનમાં આટલું બધું શું દુઃખ છે. ॥ ૧૨ ॥ હું દુઃખમાં ડુબેલા એવાનો તેમજ તારો ઉદ્ધાર કરીશ, તું શોક કર ના. મારા, શરણમાં પ્રાપ્ત થયલો કોઇપણ ફરીથી શોક કરવાને લાયક નથી ॥ ૧૩ ॥

तदानींश्रीहरिस्तूर्णंकृपयाप्लावितोभृशं ॥ उवाचदीनवदनंमलमासंपुरःस्थितम् ॥ ११ ॥ ॥ श्रीहरिरुवाच ॥ वत्सवत्सकिमत्यंतंदुःखमग्नोसिसांप्रतम् ॥ ॥ एतादृशं महदुःखंकिंतेमनसि वर्तते ॥ १२ ॥ त्वामहं दुःखमंमग्नमुद्धरिष्यामिमाशुचः ॥ नमेशरणमापन्नः पुनःशोचितु मर्हति ॥१३॥ इहागत्यमहादुःखीपातितोपिनशोचति॥ किमर्थंत्वमिहागत्यशोकसंमग्नमानसः ॥१४॥अशोकमजरंनित्यंसानंदंमृत्युवर्जितम् ॥ वैकुंठमीदृशंप्राप्यकथंदुःखान्वितोभवान् ॥१५॥ त्वामत्रदुःखिनंदृष्ट्वावैकुंठस्थाःसुविस्मिताः ॥ किमर्थंमर्तुकामोसितन्मेवत्सवदाधुना ॥ १६ ॥

મોટા દુઃખવાળો અને પતિત એવા પણ અહિંઆ આવીને શોક કરતો નથી. તોપણ તું અહિંઆ આવીને શા માટે શોકમાં ડુબેલા મનવાળો થયો છે. ॥ ૧૪ ॥ જ્યાં શોક જરા તથા મૃત્યુ નથી. એવા અને નિત્ય આનંદવાળા એવા વૈકુંઠને પ્રાપ્ત કરીને આપ શા માટે દુઃખવાળા છો. ॥ ૧૫ ॥ અહિંઆ તને દુઃખ યુક્ત જોઇને વૈકુંઠના સર્વે આશ્ચર્ય થયા છે, હે વત્સ તું શા માટે મરવાની ઇચ્છાવાળો થયો છે તે હવે મને કહે ॥ ૧૬ ॥

नारायण બોલ્યા:—આવી રીતે ભગવાનનું વચન સાંભળીને જેવી રીતે માથાપર ભાર લેવાથી શ્રમિત થયલા માણસનો ભાર ઓછો કરવાથી જેમ સુખ. પામે તેમ શ્વાસોચ્છ્વાસ સંયુક્ત મલમાસ ભગવાનને કહેવા લાગ્યો. ॥૧૭॥ અધિમાસ બોલ્યો:—હે ભગવાન્ આપને કંઇ પણ સર્વત્ર, અજાણ્યું નથી. કારણ કે આપ સર્વ સ્થળે આકાશ પ્રમાણે વ્યાપક છો ॥ ૧૮ ॥ સચરાચર પદાર્થમાં વાસ કરનારા સર્વના સાક્ષીભૂત અને વિશ્વને જોનારા, તથા

॥ श्रीनारायण उवाच ॥ श्रुत्वेदंभगवद्वाक्यंविभारइवभारभृत् ॥ श्वासोच्छ्वाससमायुक्तउवाच मधुसूदनं ॥ १७ ॥ ॥ अधिमासउवाच ॥ ॥ अज्ञातंकिंचिन्नैवास्तिसर्वं भगवंस्तव ॥ आकाशइवसर्वत्रविश्वंव्याप्यव्यस्थितः ॥ १८ ॥ चराचरगतोविष्णुःसाक्षीसर्वस्यविश्वदृक् ॥ कूटस्थेत्वयिसर्वाणिभूतानिचव्यवस्थया ॥ १९ ॥ संस्थितानिजगन्नाथनकिंचिद्भवताविना ॥ किन्नजानासिभगवन्निर्भाग्यस्यममव्यथाम् ॥ २० ॥ तथापिवच्मिहेनाथदुःखजालमपावृतं ॥ तादृशंनवकस्यापिनश्रुतनावलोकितम् ॥ २१ ॥

વ્યાપક છો. એક રૂપતા વડે ઘણા કાલ રહેનાર અર્થાત્ પરમાત્મા એવા આપને વિષે સઘળા પ્રાણિઓ નિયમ પૂર્વક રહે છે ॥ ૧૯ ॥ હે જગન્નાથ આપના શિવાય કંઇપણ ચીજ નથી તો હે ભગવાન્ ભાગ્યહીન મારૂં દુ:ખ કેમ જાણતા નથી ॥ ૨૦ ॥ તોપણ હે નાથ; અનિવાર્ય એવા દુ:ખના જાળને કહું છું કે જેવુ. મારૂં દુ:ખ છે તેવું કોઇનું પણ જોયું નથી અને સાંભળ્યુંએ નથી ॥ ૨૧ ॥

જે ક્ષણ લવ મુહૂર્ત પક્ષમાસે રાત્રિ અને દિવસે છે તે સ્વામિના અધિકાર વડે ભય વિના નિરન્તર રાજી રાજી રહે છે. ॥ ૨૨ ॥ મારૂં નામ નથી, મારો સ્વામી નથી કે મારો કોઇ આશ્રય નથી. તેથી સ્વામીવાળા એવા સર્વેએ સત્કર્મથી મને દૂર કર્યો છે. ॥ ૨૩ ॥ જેમ ખાડામાં પડેલો આંધળો માણસ મરવાની ઇચ્છા કરે છે તેમ સત્કર્મથી હું નિષેધ કરાયલો છું તેથી મરવાને ઇચ્છું છું અને જીવવાને ઇચ્છતો નથી. ॥ ૨૪ ॥ નિન્દિત જીવવા કરતા મૃત્યુ શ્રેષ્ઠ

क्षणालवामुहुर्ताश्चपक्षामासादिवानिशम् ॥ स्वामिनामधिकारैस्तेमोदंतेनिर्भयाःसदा ॥२२॥
नमेनामनमेस्वामीनंहिकश्चिन्ममाश्रयः ॥ तस्मान्निराकृतःसर्वैःसाधिदेवैःसुकर्मणः ॥ २३ ॥
निषिद्धोमलमासोयमित्यंघोऽवटगःसदा ॥ तस्माद्धिनष्टुमिच्छामिनाहंजीवितुमुत्सहे ॥ २४ ॥
कुजिविताद्वरंमृत्युर्नित्यदग्धःकथंस्वपेत् ॥ अतःपरंमहाराजवक्तव्यंनावशिष्यते ॥२५॥ परदुःखा-
सहिष्णुस्त्वमुपकारप्रियोमतः ॥ वेदेषुचपुराणेषुप्रसिद्धःपुरुषोत्तमः ॥ २६ ॥ निजधर्मंसमालोच्य-
यथारुचितथाकुरु ॥ पुनःपुनःपामरेणनवक्तव्यःप्रभुर्महान् ॥ २७ ॥

છે. નિરન્તર બળેલો કેવી રીતે સુઇ શકે. માટે મહારાજ એથી વિશેષ મારે કંઇપણ કહેવાનું બાકી નથી. ॥ ૨૫ ॥ વેદ તથા પુરાણમાં આપ પુરૂષોત્તમ એ પ્રકારે પ્રસિદ્ધ છો. કારણકે આપ પારકાનું દુઃખ દૂર કરનારા તથા સર્વે ઉપર ઉપકાર કરનાર છો. ॥ ૨૬ ॥ આપ આપના ધર્મનું અવલોકન કરીને આપને જે યોગ્ય લાગે તે પ્રમાણે કરો. કારણકે હલકા માણસ વડે વારંવાર મોટા સ્વામી કહેવા યોગ્ય નથી. ॥ ૨૭ ॥

હે નારદ—હું મરિશ, હું મરિશ, હું મરિશ એમ વારંવાર બોલી આ મલમાસ બોલતો બંધ થયો. ॥ ૨૮ ॥ પછી એકદમ લક્ષ્મી પતિના સન્મુખ પડયો. ત્યાં પડેલા તેને જોઇને સભા આશ્ચર્ય યુક્ત થઇ. ॥ ૨૯ ॥ શ્રી નારાયણ બોલ્યા—આ પ્રમાણે કહીને જ્યારે અધિકમાસ વિરામ પામ્યો ત્યારે ઘણી કૃપાના ભારથી ખેદ પામેલા અને તેને ચંદ્રમાની પેઠે સુખ પમાડતા શ્રીકૃષ્ણ મેઘનાં ગંભીર શબ્દના સરખું, રમણીય વચન બોલ્યા ॥ ૩૦ ॥

**मरिष्येऽहंमरिष्येऽहंमरिष्येऽहंपुनःपुनः ॥इत्युक्त्वामलमासोऽयंविरराम विधेःसुतः ॥ २८ ॥ ततःपपातमहसासंनिधौश्रीरमापतेः ॥तत्रतंपतितंदृष्ट्वासंसज्जातासुविस्मिता ॥ २९ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ इत्युक्त्वाविरतिमुपागतेऽधिमासेश्रीकृष्णोबहुलकृपाभरावसन्नः प्रावोचज्जलदगभिररावरम्यंनिर्वाणंशिशिरमयूखवन्नयंस्तम् ॥ ३० ॥ सूतउवाच ॥ ॥ नारयणस्यनिगमद्विपरायणस्यपापौघवार्धिवडवाग्निवचोवदातम् श्रुत्वाप्रहर्षितमनामुनिराबभाषेशुश्रूषुरादिपुरुषस्यवचांसिविप्राः ॥ ३१ ॥**

સૂત બોલ્યા—હે મુનિઓ વેદની રૂદ્ધિના ઉત્કૃષ્ટ આશ્રય રૂપ નારાયણનું પાપના સમૂહ રૂપી સમુદ્ર વિષે વડવાગ્નિ પ્રમાણે નાશ કરનારૂં તથા શુદ્ધ વચન સાંભળીને અતિ આનંદ યુક્ત મનવાળા આદિ પુરૂષ વિષ્ણુના વચનો સાંભળવાની ઇચ્છાવાળા મુનિશ્રી નારદ બોલવા લાગ્યા ॥ ૩૧ ॥

ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્ય વિષે મલમાસની વિજ્ઞાપના એ નામનો ચોથો અધ્યાય સમાપ્ત થયો.

નારદ પુછવા લાગ્યા—હે તપના ભંડારરૂપ મહાભાગ અધિકમાસ તેનું વચન સાંભળી ચરણ પાસે પડેલા અધિક માસને ભગવાન શું કહેવા લાગ્યા ॥૧॥ પણ શ્રીનારાયણ બોલ્યા—હે પાપરહિત મુનિશ્રેષ્ઠ નારદ તમે મને સારી કથા પુછો છો. તેથી આપને ધન્ય છે તો ભગવાને અધિકમાસને જે કહ્યું તે આપને કહું છું તે સાંભળો ॥૨॥ શ્રીકૃષ્ણ બોલ્યા—હે અર્જુન ત્યાં

॥ इतिश्रीबृहन्नारदीयेपुरुषोत्तममाहात्मेमलमासविज्ञप्तिर्नामचतुर्थोऽध्यायः ॥ ४ ॥

॥ नारदउवाच ॥ किमुवाचमहाभागश्रुत्वातद्वचनंहरिः ॥ चरणाग्रेनिपतितमधिमासंतपोनिधे ॥ १ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ श्रृणुनारदवक्ष्यामियदुक्तंहरिणानघ ॥ धन्योऽसित्वंमुनिश्रेष्ठयन्मांपृच्छसिसत्कथां ॥ २॥ श्रीकृष्णउवाच ॥ ॥ श्रृणुतत्रन्यवृत्तांतंप्रवक्ष्यामितवाग्रतः नेत्रकोणसमादिष्टस्तदानींहरिणार्जुन ॥ ३ ॥ वीजयामासपक्षेणतंमासंमूर्च्छितंखगः ॥ उत्थितः पुनरेवाहनैतन्मेरोचतेविभो ॥ ४ ॥

બનેલું વૃત્તાંત તારી આગળ કહું છું તે તું સાંભળ. તે વખતે નેત્રના ઈશારાથી આજ્ઞા કરાયેલા ॥૩॥ ગરૂડ ભગવાનની આગળ મુર્છા પામેલા અધિકમાસને પોતાની પાંખ વડે વીંજવા લાગ્યો તેથી સાવધ થયેલા મલમાસ ફરીથી કહેવા લાગ્યો કે હે વિભો ઉઠવું મને સારૂં લાગતું નથી ॥૪॥

અધિકમાસે કહ્યું.—હે જગત્પતે હે જગતના બનાવનાર હે વિષ્ણુ મારૂં રક્ષણ કરો! રક્ષણ કરો! હે નાથ! હું આપને શરણે આવ્યો છતાં મારી કેમ ઉપેક્ષા કરો છો ॥ ૫ ॥

એ પ્રમાણે કહીને વારંવાર થરથર કાંપતા તથા વિલાપ કરતા અધિકમાસને વૈકુંઠમાં રહેનાર સર્વ ઇન્દ્રિયોના પ્રવર્તક એવા વિષ્ણુ ભગવાન કહેવા લાગ્યા. ॥ ૬ ॥ વિષ્ણુ બોલ્યા.—હે વત્સ તારૂં કલ્યાણ થાવ તું ખેદ કર નહિ. હે નિરીશ્વર

**अधिमास उवाच ॥ पाहिपाहिजगद्धातः पाहिविष्णोजगत्पते ॥ उपेक्षसेकथंनाथशरणं-मामुपागतम् ॥ ५ ॥ इत्युक्त्वावेपमानंनंविलपंतंमुहुर्मुहुः ॥ तमुवाचहृषीकेशोवैकुंठनिलयो-हरिः ॥ ६ ॥ श्रीविष्णुरुवाच ॥ ॥ उत्तिष्ठोत्तिष्ठभद्रंनोविषादंवत्समाकुरु ॥ त्वद्दुःखंदुर्निवार्यंमेप्र तिभातिनिरीश्वर ॥ ७ ॥ इत्युक्त्वामनसिध्यात्वातदुपायंक्षणंप्रभुः ॥ विनिश्चित्यपुनर्वाक्यमुवा-चमधुसूदनः ॥ ८ ॥ श्रीविष्णुरुवाच ॥ वत्सागच्छमयासार्धंगोलोकंयोगिदुर्लभं ॥ यत्रास्ते भग-वान् कृष्णः पुरुषोत्तम ईश्वरः ॥ ९ ॥**

તારૂં દુઃખ મહાકષ્ટથી નિવારણ કરવાને યોગ્ય છે એવું મને લાગે છે ॥ ૭ ॥ એ પ્રમાણે કહી ક્ષણવાર તેના ઉપાયનો મનમાં યોજી તથા નિશ્ચય કરી ભગવાન્ ફરીથી બોલવા લાગ્યા ॥ ૮ ॥ શ્રી વિષ્ણુ બોલ્યા—હે વત્સ. તુ મારી સાથે યોગીને દુર્લભ એવા ગોલોકમાં આવ. જ્યાં આગળ પુરૂષોમાં શ્રેષ્ઠ જગન્નિયામક ॥ ૯ ॥

ગોપીઓના સમૂહમાં રહેનાર, બે હાથવાળા મુરલીને ધારણ કરનાર, નવા મેઘ સમાન શ્યામ શરીરવાળા, રાતા કમળના સરખા નેત્રવાળા. ॥૧૦॥ શરદઋતુની પુણિમાના ચંદ્ર જેવા સુશોભિત-મુખવાળા, કરોડ કામદેવની સુંદરતાને ક્રીડા કરવાના સ્થાન રૂપ અને સુંદર ॥૧૧॥ પીળું વસ્ત્ર જેણે ધારણ કર્યું છે. એવા માળાવાળા તથા વનમાળાથી વિભુષિત કિંમતિ રત્નોથી જડીત આભુષણવાળા, પ્રેમથી શોભનાર તથા ભક્તવત્સલ. ॥ ૧૨ ॥ ચંદનથી છંટાયલા સર્વ અંગવાળા, કસ્તુરીને કેસરથી યુક્ત

गोपिकावृंदमध्यस्थोद्विभुजोमुरलीधरः ॥ नवीननीरदश्यामोरक्तकंजलोचनः ॥ १० ॥ शारदीयपार्वणेदुशोभातिरोचनाननः ॥कोटिकंदर्पलावण्यलीलाधाममनोहरः॥११॥ पीतांबरधरः स्रग्वीवनमालाविभूषितः ॥ सद्रत्नभूषणःप्रेमभूषणोभक्तवत्सलः ॥१२॥ चंदनोक्षितसर्वांगःकस्तूरी कुंकुमान्वितः ॥ श्रीवत्सवक्षाःसंभ्राजत्कौस्तुभेन विराजितः ॥ १३ ॥ सद्रत्नसाररचित किरी-टीकुंडलोज्ज्वलः ॥ रत्नसिंहासनारूढःपार्षदैःपरिवेष्ठित ॥ १४ ॥ सएवपरमंब्रह्मपुराणपुरुषोत्तमः ॥स्वेच्छामयःसर्वबीजंसर्वाधारःपरात्परः ॥ १५ ॥

જેના વક્ષઃસ્થલને વિષે શ્રીવત્સલાંછન છે. તથા દેદીપ્યમાન કૌસ્તુભમણિ વડે પ્રકાશમાન; ॥ ૧૩ ॥ સારા રત્નોથી જડેલા મુકુટવાળા, કુંડળવડે ઉજ્વળ, રત્ન જડીત સિંહાસનપર બેઠેલાં અને છડીદારોથી વિંટળાયલાં. એવા શ્રીકૃષ્ણ પરમાત્મા છે. ॥ ૧૪ ॥ તેજ પરબ્રહ્મ પુરાણ પુરૂષોમાં ઉત્તમ સ્વેચ્છામય સર્વના બીજરૂપ, સર્વના આધાર ઉત્તમોથી ઉત્તમ. ॥ ૧૫ ॥

पु० મા०
અ० ૫

ચેષ્ટા રહિત વિકાર વગરના પોતાની મહા પ્રભાવ માયાથી સર્વને નિયમમાં રાખનાર નિર્ગુણ અને નિત્ય શરીર વાળા એવા ॥ ૧૬ ॥ શ્રીકૃષ્ણ ચંદ્ર તારૂં દુઃખ દૂર કરશે. માટે ત્યાં જઈએ. શ્રી નારાયણ બોલ્યા—એ પ્રમાણે કહીને તેના હાથ પકડીને હરિ ગોલોકમાં તેને લઈ ગયા ॥ ૧૭ ॥ હે મુનિ પૂર્વે પ્રલય સમયમાં અજ્ઞાન રૂપી અંધકારને મટાડનાર

निरीहोनिर्विकारश्चपरिपूर्णतमःप्रभुः ॥ प्रकृतेःपरईशानोनिर्गुणोनित्यविग्रहः ॥ १६ ॥ गच्छावस्तत्रत्वद्दुःखंश्रीकृष्णोव्यपनेष्यति ॥ श्रीनारायणउवाच ॥ ॥ इत्युक्त्वातंकरेकृत्वागोलोकंगतवान्हरिः ॥ १७ ॥ अज्ञानांधतमोध्वंसंज्ञानवर्त्मप्रदीपकम् ॥ ज्योतिःस्वरूपंप्रलयेपुरासित्केवलंमुने ॥ १८ ॥ सूर्यकोटीनिभंनित्यमसंख्यंविश्वकारणम् ॥ विभोःस्वेच्छामयस्यैवतज्ज्योतिरुज्ज्वलंमहत् ॥ १९ ॥ ज्योतिरभ्यंतरेलोकत्रयमेवमनोहरं ॥ तस्यैवोपरिगोलोकःशाश्वतोब्रह्मवन्मुने ॥ २० ॥

તથા જ્ઞાન માર્ગને પ્રકાશ કરનાર મહાદીપક કેવળ જ્યોતિઃ સ્વરૂપ ॥ ૧૮ ॥ કોટિસૂર્યના પ્રકાશ સરખું પ્રકાશમાન અને નિત્ય અસંખ્ય વિશ્વના જન્માદિકના કારણરૂપ સ્વેચ્છાચારી શ્રી કૃષ્ણનું અતિસ્પષ્ટ મોટું તે તેજ છે. ॥ ૧૯ ॥ જ્યોતિની અંતર્ગત મનોહર સ્વર્ગ પૃથ્વી અને પાતાલ એ ત્રણે લોક છે. તેની ઉપર હે નારદ ! બ્રહ્મની પેઠે અક્ષય ગોલોક આવેલું છે. ॥ ૨૦ ॥

એ ત્રણ કરોડ યોજન વિસ્તારવાળો અને મંડળાકાર સર્વોત્કૃષ્ટ મહાતેજસ્વી અને સુમહત્ રત્નોથી જડીત ભૂમિવાળો ॥ ૨૧ ॥ યોગીઓએ સ્વપ્નમાં પણ નહિ જોવા લાયક અને વૈષ્ણવો વડે જોવા લાયક તથા જવા યોગ્ય ઈશ્વરે યોગથી ધારણ કરેલો. આકાશમાં રહેલો અને શ્રેષ્ઠ. ॥ ૨૨ ॥ મનની પીડા. "શરીરની પીડા." જરા. મૃત્યુ. શોક, ભય. રહિત અને સારા કિમતિ રત્નોથી શોભીત અસંખ્ય મંદિરોથી વિરાજિત છે. ॥ ૨૩ ॥ આ ગોલોકથી પચ્ચીસ કરોડ યોજન

त्रिकोटियोजनायामोविस्तीर्णोमंडलाकृति : ॥ तेजःस्वरुप : सुमहद्रत्नभूमिमय : पर :
॥ २१ ॥ अदृश्योयोगिभि : स्वप्नदृश्योगम्यश्चवैष्णवै : ॥ इशेनविधृतोयोगैरंतरिक्षस्थितोवर :
॥२२॥ आधिव्याधिजरामृत्युशोकभितिविवर्जित :॥सद्रत्नभूषितासंख्यमंदिरैः परिशोभितः॥२३॥
तदधोदक्षिणेसव्येपंचाशत्कोटिविस्तरात् ॥ वैकुंठ : शिवलोकश्चतत्सम : सुमनोहर : ॥ २४ ॥
कोटियोजनविस्तीर्णोवैकुंठोमंडलाकृति : ॥ लसत्पीतपटारम्यायत्रतिष्ठंतिवैष्णवा : ॥ २५ ॥
शंखचक्रगदापद्मश्रियाजुष्टचतुर्भुजा : ॥ स्त्रियोलक्ष्मीसमा : सर्वा : कूजन्नूपुरमेखला : ॥ २६ ॥

જેટલો નીચે દક્ષિણ બાજુએ વૈકુંઠ લોક આવેલો છે અને ડાબી બાજુએ તેટલેજ અન્તરે તેના સરખો સુંદર શિવ લોક આવેલો છે. ॥ ૨૪ ॥ કરોડ યોજન વિસ્તારવાળો મંડળાકાર વૈકુંઠ લોક આવેલો છે, જયાં દિવ્ય પીળા વસ્ત્રવાળા ॥ ૨૫ ॥ શંખ, ચક્ર, ગદા, અને પદ્મની શોભાથી દેદીપ્યમાન ચાર હાથવાળા એવા વૈષ્ણવો તથા શબ્દ કરતા ઝાંઝર અને મેખલા છે, જેઓને એવી લક્ષ્મીના સમાન સ્ત્રીઓ વસે છે ॥ ૨૬ ॥

ડાબી તરફ કરોડ યોજન વિસ્તારવાળો સૃષ્ટીમાં લયશૂન્ય અને પાર્ષદોથી વિંટાયલો એવો શિવલોક છે ॥૨૭॥ જ્યાં આગળ મહાભાગ્યવાળા એવા ભસ્મથી વ્યાપ્ત અંગવાળા સર્પોના યજ્ઞોપવીતને ધારણ કરનારા. ॥ ૨૮ ॥ અર્ધચંદ્રથી શોભિત કપાળવાળા, ત્રિશૂલ તથા પટ્ટિશયુક્ત હાથવાળા, ગંગાને ધારણ કરનારા, ત્રણ નેત્રવાળા, શૂર, જયવાળા, એવા

सव्येनशिवलोकश्चकोटियोजनविस्तृत : ॥ लयशून्यश्चसृष्टौचपार्षदैः परिवारितः॥२७॥
निवसंतिमहाभागागणायत्रकपर्दिन : ॥ भस्मोद्धूलितसर्वांगानागयज्ञोपवीतिन : ॥ २८ ॥
अर्धचंद्रलसद्भाला :शूलपट्टिशपाणय : ॥ सर्वेगंगाधरा : शूरास्र्यंबकाजयशालिन : ॥ २९ ॥
गोलोकाभ्यंतरेज्योतिरतीवसुमनोहरम् ॥ परमाल्हादकंशश्वत्परमानंदकारणम् ॥ ३० ॥
ध्यायंतेयोगिन :शश्वद्योगेनज्ञानचक्षुषा ॥ तदेवानंदजनकंनिराकारंपरात्परम् ॥ ३१ ॥ तज्ज्यो
तिरंतरेरूपमतीवसुमनोहरम् ॥ इंदीवरदलश्यामंपंकजारुणलोचनम् ॥ ३२ ॥

સર્વે શંકરના ગણો વસે છે. ॥ ૨૯ ॥ આ બન્ને લોકની ઉપર આવેલા ગોલોકમાં વસનારૂં, અતિસુંદર, નિરન્તર ઉત્તમ આનંદનું કારણ એવું ભગવાનનું સ્વરૂપ છે. ॥ ૩૦ ॥ નિરન્તર યોગ સામર્થ્યે કરીને જ્ઞાનદૃષ્ટિથી યોગીઓ જેનું ધ્યાન કરે છે, તેજ નિરાકાર તથા પરાત્પર અને આનંદકારક છે. ॥ ૩૧ ॥ તે તેજની અંદર અત્યંત સુમનોહર નીલકમળના પાંદડાં જેવું શ્યામકમળના સરખા રક્તનેત્રવાળું. ॥ ૩૨ ॥

કરોડશરદ ૠતુની પૂર્ણિમાના ચંદ્રની શોભાથી અધિક દેદીપ્યમાન મુખવાળું, કરોડ કામદેવની સુંદરતાની લીલાનું સ્થાનરૂપ મનને હરનાર. ॥ ૩૩ ॥ જેને બે હાથ છે, જેના હાથમાં મુરલી છે, મંદ હાસ્યયુક્ત. તથા પીળાં વસ્ત્રને ધારણ કરનાર જે વક્ષઃસ્થળમાં શ્રીવત્સલાંછન છે. દેદીપ્યમાન કૌસ્તુભમણિથી સુશોભિત છે ॥ ૩૪ ॥ કરોડો સારા રત્નોથી જડીત મુકટ તથા કડાંઓથી ઉજ્વલ. રત્નમય સિંહાસન ઉપર રહેલા. તથા વનની માળાથી શોભાયમાન છે. ॥ ૩૫ ॥

**कोटिशारदपूर्णेन्दुशोभातिरोचनाननम् ॥ कोटिमन्मथसौंदर्यलीलाधाममनोहरम् ॥३३॥ द्विभुजंमुरलीहस्तंसस्मितंपीतवाससम् ॥ श्रीवत्सवक्षसंभ्राजत्कौस्तुभेनविराजितम् ॥ ३४ ॥ सद्रत्नकोटिखचितकिरीटकटकोज्ज्वलम् ॥ रत्नसिंहासनस्थंचवनमालाविभूषितम् ॥ ३५ ॥ तद्देवपरमंब्रह्मपूर्णंश्रीकृष्णसंज्ञकम् ॥ स्वेच्छामयंसर्वबीजंसर्वाधारंपरात्परम् ॥ ३६ ॥ किशोरवयसंशश्वद्गोपवेषविधायकम् ॥ कोटिपूर्णेंदुशोभाढ्यंभक्तानुग्रहकारकम् ॥ ३७ ॥ निरीहंनिर्विकारंच परिपूर्णतमंप्रभुम् ॥ रासमंडपमध्यस्थंशांतंरासेश्वरंहरिम् ॥ ३८ ॥**

સ્વેચ્છામય. સર્વનું બીજ. સર્વના આધારરૂપ. ઉત્કૃષ્ટોત્કૃષ્ટ છે તેજ શ્રીકૃષ્ણ એ પ્રકારના નામવાળું. પૂર્ણ બ્રહ્મ પરમાત્મા છે ॥ ૩૬ ॥ નિરંતર કિશોર અવસ્થાવાળા ગોવાળાના વેષને ધારણ કરનારાં કરોડ પૂર્ણ ચંદ્રની શોભાથી યુક્ત ભકતોની ઉપર મહેરબાની કરનાર ॥ ૩૭ ॥ નિસ્પૃહ. વિકાર રહિત. પરિપૂર્ણ. સમર્થ રાસમંડપના મધ્યમાં રહેલાં શાંત રાસના અધિપતિ ભક્તોના દુઃખ હરનાર ॥ ૩૮ ॥

મંગળરૂપ મંગળ વસ્તુને ધારણ કરવાને યોગ્ય સર્વ માંગલ્યમાં કલ્યાણરૂપ પરમાનંદરૂપ સર્વદા, સત્યરૂપ અવ્યય અને નાશ રહિત ॥ ૩૯ ॥ સર્વ સિદ્ધ પુરૂષોના ઇશ્વર. સર્વ સિદ્ધિરૂપ સર્વ સિદ્ધિના આપનાર પ્રકૃતિથીપર અને સર્વના નિયામક સત્વાદિરૂપ રહિત નિત્ય શરીરવાળા ॥ ૪૦ ॥ આદિ પુરૂષ. અવ્યક્ત ઇન્દ્રરૂપ ઘણાથી સ્તુતિ કરાયલા

**मंगलंमंगलार्हंचसर्वमंगलमंगलम् ॥ परमानंदराजंचसत्यमक्षरमव्ययम् ॥ ३९ ॥ सर्व सिद्धेश्वरंसर्वसिद्धिरूपंचसिद्धिदम् ॥ प्रकृतेःपरमीशानंनिर्गुणंनित्यविग्रहम् ॥ ४० ॥ आद्यंपुरुष मव्यक्तंपुरुहूतंपुरुष्टुतम् ॥ नित्यंस्वतंत्रमेकंचपरमात्मस्वरुपकम् ॥४१॥ ध्यायंतेवैष्णवाःशांताः शांतंशांतिपरायणम् ॥ एवंरुपंपरंबिभ्रद्भगवानेकएवसः ॥ ४२ ॥ श्रीनारायणउवाच ॥ एव मुक्त्वाततोविष्णुरधिमाससमन्वितः ॥ गोलोकमगमच्छीघ्रंविरजोवेष्टितंपरम् ॥ ४३ ॥**

નિત્ય સ્વતંત્ર શાંત શાંતિ પરાયણ એવા એક પરમાત્મા સ્વરૂપનું-શાંત વૈષ્ણવો ધ્યાન કરે છે. એવા પ્રકારના શ્રેષ્ટ રૂપને ધારણ કરનાર તે ભગવાન્ એકજ છે ॥ ૪૧ ॥ ૪૨ ॥ શ્રી નારાયણ બોલ્યા—એ પ્રમાણે કહીને ત્યાંથી અધિકમાસને સાથે લઇ વિષ્ણુ શીઘ્ર રજોગુણથી રહિત જનોથી વિંટલાએલા ગો લોકમાં ગયા ॥ ૪૩ ॥

સૂત બોલ્યા—આ પ્રમાણે સત્કારને સ્વીકાર કરવાવાળી વાણી કહીને મુનિ અધિપતિ એવા નારાયણ બોલતા બંધ રહ્યા જ્યારે આનંદના ભંડારરૂપ કૃષ્ણની નવી કથા સાંભળવાને ઇચ્છાતુર એવા નારદ મુનિ આનંદથી વચન બોલ્યા ॥ ૪૪ ॥ ઇતિ બૃહન્નારદીય પુરાણમાં શ્રી નારાયણ તથા નારદના સંવાદવાળા પુરૂષોત્તમ માહાત્મ્ય વિષે વિષ્ણુનું ગોલોક ગમન એ નામનો ૫મો અધ્યાય સમાપ્ત

॥ सूतउवाच ॥ ॥इतिरयित्वागेरमात्तसत्क्रियां नश्विरेतूष्णिमवस्थितेमुनि : ॥ जगाद वाक्यंविधिजोमहोत्सवाच्छुश्रुषुरानंदनिधेर्नवा : कथा :॥ ४४ ॥

॥ इतिश्रीबृहन्नारदीयपुराणेश्रीनारायणनारदसंवादेपुरुषोत्तममाहात्म्ये विष्णोगोल्लोकगमने पंचमोऽध्याय : ॥ ५ ॥

॥ नारदउवाच ॥ ॥वैकुंठाधिपतिर्गत्वागोल्लोकेकिंचकारह ॥ तद्वदस्वकृपांकृत्वामह्यंशुश्रुषवेऽनघ ॥ १ ॥

નારદ કહે છે—હે નિષ્પાપ નારાયણ વૈકુંઠના અધિપતિ વિષ્ણુએ ગોલોકમાં જઈ શું કર્યું તે સાંભળવાની ઇચ્છાવાળા એવા મારા ઉપર કૃપા કરીને કહો ॥ ૧ ॥

पु० अ० ६ मा०

શ્રી નારાયણ બોલ્યા—હે પાપ રહિત નારદ ત્યાંજે થયું તે હું તને કહું છું તે તું સાંભળ, અધિકમાસ સાથે વિષ્ણુ ગોલોકમાં ગયા. ॥ ૨ ॥ ગોલોકની મધ્યે મણિ જડીત સ્તંભોથી સુશોભિત મનોહર એવું ભગવાનનું મંદિર દૂરથી વિષ્ણુના જોવામાં આવ્યું ॥ ૩ ॥ તે ધામના તેજથી મિચાઇ ગઈ છે આંખ જેની એવા વિષ્ણુ ધીરેથી નેત્ર ઉઘાડીને અધિકમાસને પોતાની પાછળ કરીને ધીરે ધીરે ગયા ॥ ૪ ॥ મંદીરની પાસે જવાથી ઉભા

**॥ श्रीनारायणउवाच ॥ ॥ शृणुनारदवक्ष्येऽहंयज्जातंतत्रतेऽनघ ॥ विष्णुर्गोलोकमगमदधिमासेनसंयुत : ॥ २ ॥ तन्मध्येभगवद्धाममणिस्तंभै : सुशोभितं ॥ ददर्शदूरतोविष्णुर्ज्योतिधाममनोहरम् ॥ ३ ॥ तत्तेज : पिहिताक्षोमीशनैरुन्मील्यलोचने ॥ मंदंमंदंजगामाधिमासंकृत्वास्वपृष्ठत : ॥ ४ ॥ उपमंदिरमासाद्यसाधिमासोमुदान्वित : ॥ उत्थितैर्द्वारपालैश्चवंदितांघ्रिर्हरि : शनै : ॥५॥ प्रविष्टोभगवद्धामशोभासंमुष्टलोचनः ॥ तत्रगत्वाननामाशुश्रीकृष्णंपुरुषोत्तमम् ॥६॥ गोपिकावृंदमध्यस्थंरत्नसिंहासनेस्थितम् ॥ नत्वोवाचरमानाथोबद्धांजलिपुट : पुर : ॥ ७ ॥**

થયલા દ્વારપાલ વડે વંદન કરાયલા છે. ચરણ જેના એવા અને હર્ષ યુક્ત તથા શોભાથી હરણ કરાયા છે નેત્ર જેના ॥ ૫ ॥ એવા હરિએ અધિકમાસની સાથે વિષ્ણુના ધામ પ્રત્યે જઇને પુરૂષોત્તમ શ્રીકૃષ્ણને તત્કાળ પ્રણામ કર્યા ॥ ૬ ॥ ગોપિકા સમૂહની મધ્યમાં રત્ન જડીત સિંહાસનપર બેઠેલા શ્રી કૃષ્ણ ભગવાનને પ્રણામ કરીને બે હાથ જોડી રમાનાપતિ વિષ્ણુ કેહેવા લાગ્યા ॥ ૭ ॥

विष्णु બોલ્યા—સત્વાદી ગુણ રહિત ગોવિંદ એક અવિનાશી અવ્યક્ત વ્યયરહિત ગોપ વેષને ધારણ કરનારા એટલા માટે સ્ફુટ એવા ॥ ૮ ॥ કિશોર અવસ્થાવાળા. શાન્ત ગોપિકાનાપતિ મનોહર નવા મેઘના જેવા શ્યામ શરીરવાળા, કરોડ કામદેવ સરખા સુંદર ॥ ૯ ॥ વૃંદાવનના રાસમંડળના મધ્યમાં રહેલા સુંદર પીતામ્બરને ધારણ કરનાર સૌમ્યમૂર્તિ ત્રણ ઠેકાણેથી વાંકા વળેલા એટલા માટે સુંદર આકૃતિવાળા ॥ ૧૦ ॥ રાસના ઇ-

॥ श्रीविष्णुरुवाच ॥ वंदेविष्णुंगुणातीतंगोविंदमेकमक्षरं ॥ अव्यक्तमव्ययंव्यक्तंगोपवेष विधायिनम् ॥ ८ ॥ किशोरवयसंशांतंगोपिकांतंमनोहरम् ॥ नवीननीरदश्यामंकोटिकंदर्पसुंदरं ॥ ९ ॥ वृंदावनवनाभ्यंतेरासमंडलसंस्थितं ॥ लसत्पीतपटंसौम्यंत्रिभंगललिताकृतिं ॥ १० ॥ रासेश्वरंरासवासंरासोल्लाससमुत्सुकं ॥ द्विभुजंमुरलीहस्तंपीतवाससमच्युतम् ॥ ११ ॥ इत्येवमुक्त्वातंनत्वारत्नसिंहासनेवरे ॥ पार्षदैःसत्कृतोविष्णुःसउवाचतदाज्ञया ॥१२॥ श्रीनारायणउवाच॥ ॥ इतिविष्णुकृतंस्तोत्रंप्रातरुत्थाययःपठेत् ॥ पापानितस्यनश्यंतिदुःस्वप्नःसत्फलप्रद : ॥ १३ ॥

શ્વર રાસને વિષે રહેનારા રાસોત્સવ કરવાને ઉત્કંઠાવાળા, બે હાથવાળા મુરલી છે હાથમાં જેને એવા પીળા વસ્ત્રવાળા એવા અચ્યુત્ ભગવાન્ શ્રીકૃષ્ણને હું પ્રણામ કરૂં છું ॥ ૧૧ ॥ આ પ્રમાણે કહીને તેને નમીને પાષદો વડે સત્કાર કરાયલા વિષ્ણુ સુંદર રત્ન જડીત સિંહાસનપર બેઠા. ॥ ૧૨ ॥ નારાયણ કહે છે. આ પ્રમાણે વિષ્ણુએ કરેલા સ્તોત્ર ને સવારમાં ઉઠીને જે ભણે તેના પાપો નાશ થાય અને નઠારૂં સ્વપ્ન સારૂં ફળ આપનારૂં થાય ॥ ૧૩ ॥

ગોવિંદને વિષે પુત્ર પૌત્રને વધારનારી ભક્તિ થાય. અપયશ નાશ પામે અને ઘણા કાળ સુધી સતકીર્તિ વધે.॥૧૪॥ ત્યાર પછી બેઠેલા એવા વિષ્ણુ તેની અગાડી કાંપતા એવા આધિકમાસને શ્રી કૃષ્ણના ચરણ કમલમાં નમાવતા હતા ॥૧૫॥ ત્યારે શ્રીકૃષ્ણે પુછયું આ કોણ છે અને શામાટે અહિં આવ્યો છે. ગોલોકમાં કોઇ દુઃખ પામતું નથી, છતાં

भक्तिर्भवतिगोविंदेपुत्रपौत्रविवर्धिनी ॥ अकीर्तिःक्षयमाप्नोतिसत्कीर्तिर्वर्द्धतेचिरम् ॥१४॥ उपविष्टस्ततोविष्णुःश्रीकृष्णचरणांबुजे॥ नामयामासतंमासंवेपमानंतदग्रत : ॥ १५ ॥ तदाप्रप च्छश्रीकृष्णःकोयंकस्मादिहागतः ॥ कस्माद्रुदतिगोलोकेनकश्चिदु ः खमश्नुते ॥ १६ ॥ गोलोक वासिनःसर्वेसदानंदपरिप्लुताः ॥ स्वप्नेपिनैवशृण्वंतिदुर्वार्तांचदुरन्वयां ॥ १७ ॥ तस्मादयंकथं विष्णोमदग्रेदुःखितःस्थितः ॥मुंचन्नश्रूणिनेत्राभ्यांवेपतेचमुहुर्मुहुः ॥१८॥ ॥ श्रीनारायणउवाच नवां दानीकमनोहरस्यगोलोकनाथस्यवचोनिशम्य ॥ उवाचविष्णुर्मलमासदु ः खंप्रोत्थायसिंहा सनतःसमग्रम् ॥ १९ ॥

આશાથી રડે છે. ॥ ૧૬ ॥ નિરન્તર આનંદમાં નિમગ્ન થયેલા એવા સઘળા ગોલોકવાસીઓ સ્વપ્નામાં પણ નઠારા પરિણામવાળી દુષ્ટ વાર્તા સાંભળતા નથી. ॥ ૧૭ ॥ માટે હે વિષ્ણો. આ દુઃખી અને મારી આગળ રહેલો નેત્રોથી આંસુ પાડતો શા માટે વારવાર કાંપે છે. ॥ ૧૮ ॥ નારાયણ બોલ્યા—નવા મેઘના સમૂહના સરખા મનોહર ગોલોકનાથ શ્રીકૃષ્ણનું વચન સાંભળીને સિંહાસનથી ઉઠીને વિષ્ણુ મલમાસનું સઘળું દુઃખ કહેવા લાગ્યા. ॥ ૧૯ ॥

વિષ્ણુ કહે છે. હે વૃંદાવનના ચંદ્ર હે મુરલીધર. શ્રીકૃષ્ણ. આ અધિમાસ છે. અને એનું દુઃખ તમારી આગળ કહું છું તે સાંભળો. ॥૨૦॥ સ્વામિરહિત એવા એને લઈને, આપની પાસે આવ્યો છું તેથી તીવ્ર એવા એના દુઃખરૂપી અગ્નિને શાન્ત કરો. ॥૨૧॥ રવિસંક્રાતિ રહિત એવો આ અધિમાસ છે, એ મલિન તથા નિરન્તર સારા કામમાં ગર્હિત છે. ॥૨૨॥ પ્રભુ

॥ श्रीविष्णुरुवाच ॥ ॥ वृंदावनकलानाथश्रीकृष्णमुरलीधर ॥ श्रूयतामधिमासीयंदुःखं वाच्मितवाग्रतं : ॥२०॥ तस्मादहमिहायातोगृहीत्वाऽमुंनिरीश्वरम् ॥ दुःखदावानलंती[illegible]दीयं निराकुरु ॥ २१ ॥ अयंत्वधिकमासोऽस्तिव्यपेतरविसंक्रम : ॥ मलिनोयमनर्होऽस्तिशुभकर्मणि सर्वदा ॥ २२ ॥ नस्नानंनैवदानंचकर्त्तव्यंप्रभुवर्जिते ॥ एवंतिरस्कृत : सर्वैर्वनस्पतिलतादिभि :॥ ॥ २३ ॥ मासेर्द्वादशभिश्चैवकलाकाष्ठालवादिभिः ॥ अयनैर्हायनैश्चैवस्वामिगर्वसमन्वितै :॥ २४ ॥

વર્જિત એવા મલમાસને વિષે સ્નાન ન કરવું તથા દાન ન કરવું એ પ્રમાણે વનસ્પતિ લતા ॥ ૨૩ ॥ બારમાસ. કળા, પળ, લવ, અયન, વર્ષ સ્વામિયુક્ત એવા આ સઘળાઓએ તિરસ્કાર કર્યો છે. ॥ ૨૪ ॥

એપ્રમાણે દુઃખરૂપી અગ્નિથીજ બળેલો એવો આ મરવાને તત્પર થયો પછી બીજા દયાળુએ પ્રેરણા કરેલો મારી પાસે આવ્યો ॥ ૨૫ ॥ હે હૃષી કેશ. શરણમાં પ્રાપ્ત થયેલો ધ્રુજતો વારંવાર રડતો. અનિવાર્યને સઘળું દુઃખ નિવેદન કરવા લાગ્યો. ॥ ૨૬ ॥ એનું દુઃખ આપના સિવાય નિવારણ થાય તેમ નથી એટલા કારણ માટે આશ્રયરહિત એવા એને સાથે લઇને તમારે સ્વાધિન કર્યો છે. ॥ ૨૭ ॥ કારણકે આપ પારકું દુઃખ જોઈ શકતા નથી

इतिदुःखानलेनैवदग्धोयंमर्तुमुन्मुख : ॥ अन्यैर्दयालुभि : पश्चात्प्रेरितोमामुपागत : ॥२५॥ शरणार्थीहृषीकेशवेपमानोरुदन्मुहु : ॥ सर्वंनिवेदयामासदुःखजालमसंवृतम ॥ २६ ॥ एतदीयंमहद्दुःखमनिवार्यंभवद्दते ॥ अतस्त्वामाश्रितोनूनंकरेकृत्वानिराश्रयं ॥ २७ ॥ परदुःखासहिष्णु त्वामितिवेदविदोजगु : ॥ अतएनंनिरातंकंसानंदंकृपयाकुरु ॥ २८ ॥ त्वदीयचरणांभोजंगतोनैवावशोचते ॥ इतिवेदवचोमिथ्याकथंभाविजगत्पते ॥ २९ ॥ मदर्थमपिकर्तव्यमेतद्दुःखनिवारणं ॥ सर्वंत्यक्त्वाहमायातोयातंमेस्सफलंकुरु ॥ ३० ॥

એમ વેદને જાણનારા કહે છે એટલા કારણ માટે કૃપા કરીને એને નિર્ભય તથા આનંદ યુક્ત કરો. ॥ ૨૮ ॥ હે જગત્પતે હે વિભો આપના ચરણ કમળને પ્રાપ્ત થયેલો શોક કરતા નથી. આ પ્રમાણે વેદની વાણી કેમ મિથ્યા થાય. ॥ ૨૯ ॥ મારે માટે પણ એના દુઃખનું નિવારણ કરવું જોઇએ કારણ કે હું સઘળું કામ મુકી અહિંઆ આવ્યો છું તો મારૂં આવવું સફળ કરો. ॥ ૩૦ ॥

વારંવાર સ્વામીની આગળ કોઈ વખત પણ કહેવું જોઈએ નહીં એ પ્રમાણે નિરંતર નીતિશાસ્ત્રમાં કુશળ મહાજ્ઞાનીઓ કહે છે. ॥ ૩૧ ॥ એ પ્રમાણે પ્રભુની પ્રાર્થના કરીને બે હાથ જોડીવષ્ણુ તેમના મુખ કમળને જોતા ઉભા રહ્યા ॥ ૩૨ ॥ ઋષિઓ બોલ્યા—હે સૂત હે સૂત તમો દાન કરનાર છો. તમે ઘણા કાળ સુધી જીવો. કારણ કે આપના મુખથી સેવન કરવાને યોગ્ય એવું ભગવાનની લીલાની કથારૂપ અમૃતનું પાન કરીએ છીએ ॥ ૩૩ ॥ હે સૂત વિષ્ણુને

मुहुर्मुहुर्नवक्तव्यंकदाचित्प्रभुसन्निधौ ॥ एवंत्येवंमहाप्राज्ञानित्यंनीतिविशारदा : ॥ ३१ ॥
इतिविज्ञाप्यभूमानंबद्धांजलिपुटोहरि : ॥ पुरस्तस्थौभगवतोनिरीक्षंस्तन्मुखांबुजं ॥ ३२ ॥
॥ ऋषयउचु : ॥ ॥ सूतसूतवदान्योसिजीवत्वंशाश्वती:समा : ॥ त्वत्तोमोयन्मुखात्सेव्यंहरिलीलाकथामृतं ॥ ३३ ॥ गोलोकवासिनासूतकिमुक्तंकिंकृतंवद ॥ विष्णुश्रीकृष्णसंवाद : सर्वलोकोपकारक : ॥ ३४ ॥ विधिसुत:किमपृच्छदृषीश्वरंतदधुनावदसूततपस्विन : ॥ परमभागवत : सहरेस्तनुस्तदुदितंवचनंपरमौषधं ॥ ३५ ॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादेपुरुषोत्तमाविज्ञप्तिर्नामषष्ठोऽध्याय : ॥ ६ ॥

શ્રી કૃષ્ણનો સંવાદ સઘળા લોકોના ઉપકારને માટે છે ગોલોકવાસી વિષ્ણુએ શું કહ્યુ અને શું કર્યું તે તમે કહો ॥ ૩૪ ॥ હે સૂત નારદે નારાયણને શો પ્રશ્ન કર્યો તે હમણા કહો, કારણ કે પરમ ભગવદ્ ભક્ત એવા તે નારદ તપસ્વી એવા નારાયણનું શરીર છે. તેથી તેનું પુછેલું વચન ઉત્તમ ઔષધરૂપ હશે. ॥ ૩૫ ॥ ઇતિશ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ મહાત્મ્ય વિષે મળમાસ દુ:ખ નિવેદન નામ છઠ્ઠો અધ્યાય સમાપ્ત.

સૂત બોલ્યા—હે તપરૂપી ધનવાળા ઋષિઓ તમોએ જે પ્રશ્ન કર્યો તેજ પ્રશ્ન નારદે કર્યો હતો અને નારાયણે તેનો જે ઉત્તર આપ્યો હતો તે આપને કહું છું. ॥ ૧ ॥ નારદ બોલ્યા. વિષ્ટરશ્રવા. એ નામના વિષ્ણુએ અપાર એવા દુઃખનું નિવેદન કરીને મૌન ધારણ કર્યું ત્યારે હે બદરીપતે નારાયણ. ગોલોકપતિ શ્રીકૃષ્ણે શું કહ્યું તે હવે કહો. ॥૨॥ નારાયણ બોલ્યા—હે વત્સ નારદ નિરન્તર આસ્તિક એવા સાંભળવાની ઈચ્છાવાળા. દંભરહિત અને સારા ભક્ત એવા

॥ सूतउवाच ॥ ॥ भवाद्भिर्यः कृतः प्रश्नस्तमचीकरदाशुगः ॥ यदुत्तरमुवाचेशस्तद्वदामि-तपोधनाः ॥ १ ॥ नारदउवाच ॥ विष्टरश्रवस्मिमौनमास्थितेसंनिवेद्यपरदुःखमपारं ॥ किंचकार पुरुषोत्तमःपरस्तद्वदस्वबदरीपतेऽधुना ॥ २ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ गोलोकनाथोयदुवाचविष्णुंतदेवगुह्यंकथयामिवत्स ॥ वाच्यंसुभक्तायसदास्तिकायशुश्रूषवेदंभविवर्जिताय ॥ ३ ॥

सुकीर्तिकृत्पुण्यकरंयशस्यंसत्पुत्रदंवश्यकरंचराज्ञां ॥ दारिद्र्यदावाग्निरनल्पपुण्यैःश्राव्यंतथा कार्यमनन्यभक्त्या ॥ ४ ॥

તને કહેવું જોઇએ તેથી ગોલોકપતિએ વિષ્ણુને જે કહ્યુ તે ગુપ્ત છે. છતાં તને કહું છું. ॥ ૩ ॥ આ સારી કીર્તિ કર પુણ્યકારક. યશને આપનાર સારા પુત્રને આપનાર રાજાઓને વશ કરનાર અને દારિદ્રયને નાશ કરવામાં દાવાગ્નિરૂપ અને મોટા પુણ્યશાળીઓએ અનન્ય ભક્તિથી સાંભળવાલાયક અને કરવા લાયક છે. ॥ ૪ ॥

શ્રી પુરૂષોત્તમ બોલ્યા—હે વિષ્ણો. આપ મલમાસને લઇને જે અહિંઆ આવ્યા તે ઘણુંજ સારૂં કર્યું અને એથી આ લોકમાં તમારી કીર્ત થશે. ॥ ૫ ॥ તમે જે જીવનો અંગીકાર કર્યો છે તે જીવ મારા વડે પણ અંગીકાર કરાયલો છે. એટલા કારણ માટે આ મલમાસને મારા સરખો સર્વોપરિ કરીશ. ॥ ૬ ॥ ગુણો. કીર્તિ. પ્રભાવ. ઐશ્વર્યતા પ્રાક્રમ

श्रीपुरुषोत्तमउवाच ॥ समीचीनंकृतंविष्णोयदत्रागतवान्भवान् ॥ मलमासंकरे-कृत्वालोकेकीर्त्तिमवाप्स्यासि ॥ ५ ॥ यस्त्वयोरीकृतोजीवस्समयैवोररीकृतः ॥ अतएनंकरिष्या-मिसर्वोपरिमयासमम् ॥६॥ गुणैःकीर्त्यानुभावेनषड्भगैश्वपराक्रमैः ॥ भक्तानांवरदानेनगुणैरन्यै-श्वमामकैः ॥ ७ ॥ अहमेतैर्यथालोकेप्रथितःपुरुषोत्तमः ॥ तथायमपिलोकेषुप्रथितःपुरुषोत्तमः ॥८॥ अस्मैसमर्पिताःसर्वेयेगुणामयिसंस्थिताः ॥ पुरुषोत्तमेतिमन्नामप्रथितंलोकवेदयोः ॥९॥ तद [illegible] त्तंनवतुष्टयैजनार्दन ॥ अहमेवास्यसंजातःस्वामीचमधुसूदन ॥१०॥

ભક્તોને વરદાન અને એ સિવાય મારા જે ગુણો છે ॥ ૭ ॥ તે વડે હું જેવી રીતે પુરૂષોત્તમ નામે લોકમાં પ્રસિદ્ધ છું તેવીજ રીતે આ મલમાસ પણ પુરૂષોત્તમ નામે પ્રખ્યાત થાવ. ॥ ૮ ॥ અને જે ગુણો મારે વિષે રહ્યાં છે. તે સઘળા મે એને અર્પણ કર્યા છે. અને હે જનાર્દન, લોકમાં તથા વેદમાં પુરૂષોત્તમ એ પ્રકારનું પ્રસિદ્ધ મારૂં નામ છે તે પણ તમારા સંતોષને માટે એને અર્પણ કરૂં છું અને હે મધુસૂદન અને હુંજ એનો સ્વામી થયો છું. ॥ ૯ ॥ ૧૦ ॥

पु० अ० २५

એના નામથી સઘળુ જગત પવિત્ર થશે અને એ મારા સરખાપણાને પામીને માસોનો અધિપતિ થશે. ॥ ૧૧ ॥ જગત્‌ને પૂજવા લાયક જગત્‌ને વંદન કરવા લાયક અને સઘળા પૂજકોનાં દુઃખ તથા દરિદ્રયનો નાશ કરવાવાળો આ પુરૂષોત્તમ માસ થશે. ॥ ૧૨ ॥ બીજા સર્વ માસ સકામ છે. પરન્તુ આ માસ નિષ્કામ અને સર્વ લોકોને મોક્ષ આપનારો અને મે મારા સરખો કર્યો છે. ॥ ૧૩ ॥ સકામ અથવા નિષ્કામ જે કોઈ અધિમાસનું પૂજન કરે તે કુકર્મો

एतन्नाम्नाजगत्सर्वंपवित्रंचभविष्यति ॥ मत्सादृश्यमुपागम्यमासानामधिपोभवेत् ॥ ११ ॥
जगत्पूज्योजगद्वंद्योमासोयंतुभविष्यति ॥ पूजकानांचसर्वेषांदुःखदारिद्र्यखंडनः ॥ ॥ १२ ॥ सर्वेमा
साःसकामाश्चनिष्कामोयंमयाकृतः ॥ मोक्षदःसर्वलोकानांमत्तुल्योयंमयाकृतः ॥ १३ ॥
अकामःसर्वकामोवायोधिमासंप्रपूजयेत् ॥ कर्माणिभस्मसात्कृत्वामामेवैष्यत्यसंशयम् ॥
॥ १४ ॥ यदर्थंचमहाभागायतिनोब्रह्मचारिणः ॥ तपस्यंतिमहात्मानोनिराहारादृढव्रताः
॥ १५ ॥फलपत्राशिनिराहाराःकामक्रोधविवर्जिताः ॥ जितेंद्रियचयाःसर्वेप्रावृट्कालेनिराश्रयाः ॥१६॥

બાળી સંદેહરહિત મને પ્રાપ્ત થશે. ॥ ૧૪ ॥ મહાભાગ યતિઓ બ્રહ્મચારીઓ તથા મહાત્માઓ. આહારરહિત તથા નિશ્ચય વ્રતવાળા જેને માટે તપ કરે છે. તથા ॥ ૧૫ ॥ હે ગરૂડધ્વજ ફલ તથા પત્રને ખાનારા આહાર વગરના કામ ક્રોધ રહિત ઇન્દ્રિના સમુદ્રાયને વશ કરનારા વર્ષા સમયે નિરાશ્રન ॥ ૧૬ ॥

તથા ટાઢ તથા તડકાને સહન કરનારા એવા સઘળાઓ જેને માટે યત્ન કરે છે. પરન્તુ તેઓ મારા ઉત્તમ અવિનાશી પદને પામી શકતા નથી. ॥ ૧૭ ॥ પણ પુરૂષોત્તમના જે ભક્તો છે તે અનાયાસે એકજ માસ ના વ્રત વડે જરા તથા મૃત્યુ રહિત એવા તે પદને પામે છે ॥ ૧૮ ॥ આ પુરૂષોત્તમ માસ સઘળા સાધનો કરવામાં શ્રેષ્ઠ છે સર્વ મનોરથને પરિપૂર્ણ કરવાવાળો છે તેટલા કારણ માટે એની સેવા કરવી. ॥ ૧૯ ॥ જેવી રીતે ખેડેલી જ

शीतातपमहाश्चैवयनंतेगरुउध्वज ॥ तथापिनैवमेयांतिपरमंपदमव्ययम् ॥ ॥ १७ ॥

पुरुषोत्तमस्यभक्तास्तुमासमात्रेणतत्पदम् ॥ अनायासेनगच्छंतिजरामृत्युविवर्जितम् ॥ १८ ॥

सर्वसाधनतःश्रेष्टःसर्वकामार्थसिद्धिदः ॥ तस्मात्संसेव्यतामेषमासोयंपुरुषोत्तमः ॥ १९ ॥

सीतानिक्षिप्तबीजानीवर्धंतेकोटिशोयथा ॥ तथाकोटीगुणंपुण्यंकृतंमेपुरुषोत्तमे ॥ २० ॥

चातुर्मास्यादिभिर्यज्ञैःस्वर्गंगच्छांतिकेचन ॥ तत्रत्यंभोगमासाद्यपुनर्गच्छन्तिभूतलम् ॥ २१ ॥

विधिवत्सेवतेयस्तुपुरुषोत्तममादरात् ॥ कुलंस्वकीयमुद्धृत्यमामेवैष्यत्यसंशयम् ॥ २२ ॥

સીતમાં વાવેલા બીજ કરોડ ગણા વધે છે. તે પ્રમાણે આ પુરૂષોત્તમ માસમાં કરેલુ પુણ્ય કરોડ ગણું ફળ આપનારૂં થાય છે ॥ ૨૦ ॥ ચાતુર્માસ્યાદિ યજ્ઞોથી કેટલાએક સ્વર્ગમાં જાય છે. અને તે યજ્ઞની ક્રીયાનું ફળ ભોગવીને ફરીથી પૃથ્વીપર આવે છે. ॥ ૨૧ ॥ જે વિધિપૂર્વક આદરથી પુરૂષોત્તમ માસનું સેવન કરે છે તે પોતાના કુલનો પણ ઉદ્ધાર. કરીને નિશ્ચે મને પ્રાપ્તથશે. ॥ ૨૨ ॥

આવી રીતે પુરૂષોત્તમ માસનું વ્રત કરીને મને પ્રાપ્ત થયેલો મનુષ્ય જન્મ, મત્યુ, અને ભય વડે વ્યાપ્ત આધિ, વ્યાધિ જરા યુક્ત એવા સંસારમાં ફરી આવતો નથી. ॥ ૨૩ ॥ કારણ કે જે સ્થાને ગયા પછી ત્યાંથી પાછું આવવું પડતું નથી. એવું મારૂં સર્વોત્કૃષ્ણ પદ છે. એમ વેદમાં કહ્યુ છે તે મિથ્યા કેમ થાય. ॥ ૨૪ ॥ આ માસનો અધિપતિ પણ હું છું અને મે એની પ્રતિષ્ટા વધારી છે. અને પુરૂષોત્તમ એવું જે મારૂ નામ તે પણ મો

मामुपेतोत्रसंसारंजन्ममृत्युभयाकुलम् ॥ आधिव्याधिजराग्रस्तंनपुनर्यातिमानवः ॥२३॥ यद्गत्वाननिवर्त्ततेतद्धामपरमंमम ॥ इतिछंदोवचःसत्यमसत्यंजायतेकथम् ॥ २४ ॥ एतन्मासाधिपश्चाहंमयैवायंप्रतिष्ठितः ॥ पुरुषोत्तमेतिमन्नाामतदप्यस्मैसमर्पितम् ॥ २५॥ तस्मादेतस्यभक्तानांममचिंतादिवानिशम् ॥ तद्भक्तकामनाःसर्वाःपूरणीयामयैवहि ॥ २६ ॥ कदाचिन्ममभक्तानामपराधोधिगण्यते ॥ पुरुषोत्तमभक्तानांनापराधःकदाचन ॥ २७॥ मदाराधनतोविष्णोमदीयाराधनंप्रियम् ॥ मद्भक्तकामनादानेविलंबेहंकदाचन॥ २८॥

એને આપ્યું છે. ॥ ૨૫ ॥ તેટલા માટે એ માસના ભકતોની ચિંતા મને નિરન્તર છે. અને તેના ભકતોની સઘળી મનકામના મારેજ પુર્ણ કરવી યોગ્ય છે. ॥ ૨૬ ॥ કોઇક વખત મારા ભકતોના અપરાધને હું ગણું. પણ પુરૂષોત્તમ માસના ભકતોના અપરાધને ગણુતો નથી ॥ ૨૭ ॥ વિષ્ણો—મારી આરાધના કરતાં મારા ભકતોની આરાધના મને પ્રિય છે. અને હું મારા ભકતોની કામના પૂર્ણ કરવામાં કોઇકવાર વિલંબ કરીશ. ॥ ૨૮ ॥

પણ મારા માસના ભકતોની મનકામના પૂર્ણ કરવામાં કદિ હું વિલંબ કરનાર નથી. કારણકે મારા માસના જે ભકતો છે તે મને અત્યંત પ્રિય છે. ॥ ૨૯ ॥ જે મહામૂઢો આ માસમાં જપ, દાન વિગેરેથી રહિત સત્કર્મ સ્નાન નકરનાર દેવ, તીર્થ, તથા બ્રાહ્મણોનો દ્વેષ કરે છે તે નિર્ભાગ્ય દુષ્ટ અને બીજાના ભાગ્યપર જીવન ગાળનાર થાય છે. અને શશલાના શીંગડાના માફક સ્વપ્નમાં પણ કોઇ વખત સુખ તેમને પ્રાપ્ત થતું નથી. ॥ ૩૦ ॥ ॥ ૩૧ ॥ જે મુઢ મારા પ્રિય

मद [illegible]क्तानांनविलंबः कदाचन ॥ मदीयमासभक्तायेममैवातीववल्लभा : ॥ २९ ॥ यएतस्मिन्महामूढाजपदानादिवर्जिताः ॥ स[illegible]र्मस्नानरहितादेवतीर्थद्विजद्विष : ॥ ३० ॥ जायंते दुर्भगादुष्टापरभाग्योपजिविन : ॥ नकदाचित्सुखंतेषांस्वप्नेपिशशशृंगवत् ॥ ३१ ॥ तिरस्कुर्वंतिये [illegible]मलमासंममाप्रियम् ॥ नाचरिष्यंतियेधर्मंतेसदानिरयालया : ॥ ३२ ॥ [illegible]रुषोत्तममासाद्य वर्षेवर्षेतृतीयके ॥ नाचरिष्यंतिधर्मंयेकुंभीपाकेपतंतिते ॥ ३३ ॥ इहलोकेमहद्दुःखंपुत्रपौत्रकलत्र जम् ॥ प्राप्नुवंतिमहामूढादुःखदावानलस्थिता : ॥ ३४ ॥

મલમાસનો તિરસ્કાર કરે છે. અને જેઓ તેમાં ધર્મ આચરતા નથી, તેઓ નિરન્તર નરકવાસી થશે ॥ ૩૨ ॥ જેઓ દરેક ત્રિજે ત્રિજે વર્ષે પુરૂષોત્તમ માસમાં ધર્મ કરશે નહિ તેઓ કુંભી પાક નામના નરકમાં પડશે. ॥ ૩૩ ॥ અને તે મહામૂર્ખજન દુઃખરૂપી અગ્નિમાં રહેલા આ લોકમાં પુત્રપૌત્ર તથા સ્ત્રીથી ઉત્પન્ન થયેલા મોટા દુઃખને પામશે. ॥ ૩૪ ॥

જેઓના અજાણતા શ્રીમાન્ મારો પુણ્યકારક પુરૂષોત્તમ માસ જાય છે તેઓ કેવી રીતે સુખને વધારી શકે ॥ ૩૫ ॥ જે ભાગ્યવંતી સ્ત્રી પુત્ર સુખ તથા સૌભાગ્યને મેળવવાની ઇચ્છાથી પુરૂષોત્તમ માસમાં સ્નાન દાન તથા પૂજન કરશે. ॥ ૩૬ ॥ તેને સૌભાગ્ય, સંપત્તિ, સુખ, પુત્ર, સર્વ હું આપીશ. અને જે સ્ત્રીઓનો મારા નામવાળો પુરૂષોત્તમ માસ

तेकथंसुखमेधंतेयेषामज्ञानतोगतः॥श्रीमान्पुण्यतमोमासोमदीयःपुरुषोत्तमः॥ ३५ ॥
याःस्त्रियःसुभगाःपुत्रसुखसौभाग्यहेतवे ॥ पुरुषोत्तमेकरिष्यंतिस्नानदानार्चनादिकम्
॥ ३६ ॥ तासांसौभाग्यसंपत्तिसुखपुत्रप्रदोह्यहम् ॥ यासांमासोगतःशून्योमन्नामापुरुषोत्तमः
॥ ३७ ॥ नतासामनुकूलोऽहंनसुखंस्वामिजंभवेत् ॥ भ्रातृपुत्रधनानांचसुखंस्वप्नेऽपिदुर्लभम्
॥ ३८ ॥ तस्मात्सर्वात्मनासर्वैःस्नानपूजाजपादिकम् ॥ विशेषेणप्रकर्तव्यंदानंशक्त्यनुसारतः
॥३९॥येनाहमर्चितोभक्त्यामासेस्मिन्पुरुषोत्तमे॥धनपुत्रसुखंभुक्त्वापश्चाद्गोलोकवासभाक्॥४०॥

વ્યર્થ જશે. ॥ ૩૭ ॥ તે સ્ત્રીઓને હું અનુકુલ નહિ રહું તથા સ્વામીનું સુખ નહિ થાય. અને ભાઇ પુત્ર તથા ધનોનું સુખ સ્વપ્નમાં પણ દુર્લભ થશે. ॥ ૩૮ ॥ માટે સર્વાત્માકબુદ્ધિથી સર્વ લોકોએ વિશેષથી સ્નાન પૂજન, જપ. વિગેરે કરવું અને શક્તિ પ્રમાણે દાન કરવું. ॥ ૩૯ ॥ આ પુરૂષોત્તમ માસમાં જેઓ ભક્તિ પૂર્વક મારૂં પૂજન કરશે, તે આ મૃત્યુ લોકમાં ધન પુત્ર સંબંધી સુખ ભોગવી પછી ગોલોકમાં વાસ કરશે. ॥ ૪૦ ॥

મારી આજ્ઞાથી સઘળા જનો મારા માસનું પૂજન કરશે કારણ કે સઘળા માસોમાં મે એને ઉત્તમ કર્યો છે. ॥૪૧॥ હે રમાપતે તમો આ અધિમાસની ચિન્તાનો ત્યાગ કરી અધિકમાસને સાથે લઇ અતુલ વૈકુંઠમાં પધારો. ॥૪૨॥ શ્રીનારાયણ બોલ્યા—એ પ્રમાણે કૃષ્ણનું વચન સાંભળી પરમ સંતોષ પૂર્વક આ માસને સાથે લઇ ઘનશ્યામ સુંદર શ્રીકૃષ્ણને પ્રણામ કરી તત્કાળ ગરૂડારૂઢ

ममाज्ञयाजनाःसर्वेपुजयिष्यंतिमामकम् ॥ सर्वेषामपिमासानामुत्तमोयंमयाकृतः ४१ ॥ अतस्त्वमधिमासस्यचिंतांत्यक्त्वारमापते॥ गच्छवैकुंठमतुलंगृहीत्वापुरुषोत्तमम् ॥४२॥ श्रीनारायणउवाच ॥ ॥ इतिरसिकवचोनिशम्यविष्णुः प्रत्रलमुदापरिगृह्यमासमेनम् ॥ नवजलदरुचं प्रणम्यदेवंझटितिजगामनिजालयंखगेन ॥ ४३ ॥

॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेऽधिमासस्यैश्वर्यप्राप्तिर्नामसप्तमोऽध्यायः ॥ ७ ॥

થઇ વૈકુંઠમાં આવ્યા. ॥ ૪૩ ॥ ઇતિ શ્રી બ્રહન્નારદીય પુરાણમાં નારાયણ નારદ સંવાદરૂપ પુરૂષોત્તમ માહાત્મ્ય વીશે મલમાસનું પુરૂષોત્તમમાસ નામ એ નામનો સાતમો અધ્યાય સમાપ્ત ॥ ૭ ॥

સૂત બોલ્યા—હે તપરૂપી ધનવાળા મુનિઓ વિષ્ણુ અને શ્રીકૃષ્ણનો સંવાદ સાંભળી સંતોષિત મનવાળા નારદે ફરીથી પ્રશ્ન કર્યો. ॥ ૧ ॥ નારદ બોલ્યા—હે નારાયણ જ્યારે રૂકિમણીપતિ વિષ્ણુ ગોલોકથી વૈકુંઠમાં ગયા ત્યારપછી શું થયું તે. અને સર્વ લોકોને હિતકારક એવું આદિપુરૂષ એવા હરિસુત અર્જુન તથા કૃષ્ણનું સઘળું વૃત્તાંત કહો ॥ ૨ ॥

॥ सूतउवाच ॥ नारदः कृतवान्प्रश्नंपुनरेवतपोधनाःविष्णुश्रीकृष्णसंवादंश्रुत्वासंतुष्टमानसः ॥ १ ॥ ॥ नारदउवाच ॥ ॥ वैकुंठंगतवतिरुक्मिणीशेकिंजातंतदनुवदप्रभोमे ॥ वृत्तांतंहरिसुतकृष्णयोश्चसर्वेषांहितकरमादिपुंसोः ॥ २ ॥ इतिसंप्रश्नसंहृष्टोभगवान्बदरीपतिः ॥ उवाचपुनरेवामुंजगदानंददंबृहत् ॥ ३ ॥ श्रीनारायणउवाच ॥ ॥ अथश्रीरुक्मिणीनाथोवैकुंठंगतवान्मुदा ॥ तत्रगत्वाधिमासंतंवासयामासनारद ॥ ४ ॥ तत्रत्यवसतिंप्राप्यमोदमानोभवत्तदा ॥ मासानामधिपोभूत्वारमतेविष्णुनासह ॥ ५ ॥

આ પ્રકારના પ્રશ્નથી રાજી થયેલા ભગવાન બદરીપતિ નારાયણ જગત્‌ને ઘણું સુખ આપનારૂં વચન ફરીથી નારદને કેહેવા લાગ્યા. ॥ ૩ ॥ શ્રી નારાયણ બોલ્યા—હે નારદ ત્યારપછી શ્રી રૂકિમણીપતિ વિષ્ણુ આનંદપૂર્વક વૈકુંઠમાં ગયા. ત્યાં જઇને તે અધિકમાસને પણ પોતાની સાથેજ રાખ્યો ॥ ૪ ॥ તે વખતે તે અધિકમાસ વૈકુંઠવાસ મેળવીને ઘણો આનંદ વાળો થયો અને સર્વ માસનો અધિપતિ થઇને વિષ્ણુ સાથ રમવા લાગ્યો. ॥ ૫ ॥

બારે માસમાં મલમાસને શ્રેષ્ઠ કરીને પ્રકૃતિ છે, પ્રિય જેને એવા વિષ્ણુ મનવડે સંતોષ પામ્યા. ॥ ૬ ॥ હે મુનિ ત્યાર પછી યુધિષ્ઠિર તથા દ્રૌપદીને કૃપાદૃષ્ટિથી જોતા ભક્ત વત્સલ ભગવાન્ અર્જુનને આ પ્રમાણે કહેવા લાગ્યા. ॥૭॥ શ્રીકૃષ્ણ બોલ્યા—હે રાજાઓમાં સિંહ સમાન અર્જુન ? તપોવનમાં આવેલા દુઃખમાં ડુબી ગયેલા એવા તમોએ આ પુરૂષોત્તમ માસનો અનાદર કર્યો છે તે હું જાણું છું ॥ ૮ ॥ વનમા રહેતા એવા તમારા પ્રમાદ થકી વૃંદાવનના ચંદ્ર

द्वादशस्वपिमासेषुमलमासंवरंप्रभुः ॥ विधायमनसातुष्टोबभूवप्रकृतिप्रियः ॥ ६ ॥ अथार्जुनमुवाचेदंभगवान्भक्तवत्सलः ॥युधिष्ठिरंचपांचालींनिरीक्षन्कृपयामुने ॥७ ॥ श्रीकृष्णउवाच॥ ॥ जानेऽहंराजशार्दूलतपोवनमुपागतैः ॥ भवद्भिर्दुःखसंमग्नैर्नादृतःपुरुषोत्तमः ॥ ८ ॥वृंदावनकलानाथवल्लभःपुरुषोत्तमः ॥ प्रमादात्तवतातमासोभवतांकाननौकसाम् ॥ ९ ॥ युष्माभिर्नवविज्ञातोभयद्वेषसंमन्वितैः ॥ गांगेयद्रोणकर्णेभ्योभयसंत्रस्तमानसैः ॥ १० ॥ कृष्णद्वैपायनादाप्तविद्याराधनतत्परे ॥ इंद्रकीलंगतवतीत्रीभत्सौरणशालिनि ॥ ११ ॥

રૂપ કૃષ્ણને વહાલો એવો પુરૂષોત્તમ માસ ગયો. ॥ ૯ ॥ પણ ભય દ્વેષથી યુક્ત એવા અને ભીષ્મ, દ્રોણ કર્ણના ભયથી ત્રાસ પામેલા મનવાળા તમોએ તે માસ જાણ્યો નહિ. ॥ ૧૦ ॥ વેદ વ્યાસથી મળેલી વિદ્યાના આરાધનમાં તત્પર તથા યુદ્ધમાં શોભનાર એવો અર્જુન ઈન્દ્ર કીલ પર્વતપર ગયો ॥ ૧૧ ॥

તેના વિયોગથી ખેદ પામતા તમોએ પુરૂષોત્તમ માસ જાણ્યો નહીં. માટે શું કરવું તમારા અદષ્ટમાં જેવુંહોય તેનો આશ્રય કરો ॥૧૨॥ મનુષ્યના અદૃષ્ટમાં જેવું હોય છે તેવું નિરન્તર ભાસે છે અદૃષ્ટ થકી ઉત્પન્ન થયેલું ફલ અવશ્ય ભોગવવું. ॥૧૩॥ અદૃષ્ટથી સુખ દુઃખ, ભય, અને કલ્યાણ મનુષ્યો વડે પ્રાપ્ત કરાય છે તે માટે તમો પણ અદૃષ્ટાધીન થઇને બેસો. ॥૧૪॥ હે મહારાજ એ થકી બીજું તમારા દુઃખનું કારણ ઇતિહાસ સહિત કહું છું તે મારા મુખ થકી સાંભળો. ॥ ૧૫ ॥

तद्वियोगपरिक्लिष्टैर्नज्ञातःपुरुषोत्तमः ॥ युष्माभिःकिंप्रकर्तव्यमदृष्टमवलम्ब्यताम् ॥ १२ ॥ अदृष्टंयादृशपुंसांतादृशंभासतेसदा ॥ अवश्यमेवभोक्तव्यमदृष्टजनितंफलम् ॥ १३ ॥ सुखंदुःखं भयंक्षेममदृष्टात्प्राप्यतेजनैः ॥ तस्माददृष्टनिष्ठैश्चभवद्भिःस्थीयतांसदा ॥ १४ ॥ अथापरंप्रवक्ष्यामिभवतांदुःखकारणम् ॥ सेतिहासंमहाराजश्रूयतांमन्मुखादहो ॥ १५ ॥ श्रीकृष्णउवाच ॥

॥ पांचालीयंमहाभागापूर्वजन्मनिसुंदरी ॥ मेधाविद्विजमुख्यस्यपुत्रीजातासुमध्यमा ॥ १६ ॥

कालेनगच्छताराजन्संजातादशवार्षिकी ॥ रुपलावण्यललितानयनापांगशालिनी ॥१७॥ चातुर्यगुणसंपन्नापितुरेकैवपुत्रिका ॥ वल्लभातीवतेनेयंचतुरागुणसुंदरी ॥ ॥ १८ ॥

શ્રીકૃષ્ણ બોલ્યા—હે મહા ભાગ્યશાળીઓ આ દ્રૌપદી પૂર્વ જન્મને વિષે સુંદર અને સારા મધ્યભાગવાળી એવી મેધાવી એ નામના રૂષિની પુત્રી હતી ॥ ૧૬ ॥ હે રાજન્ કેટલોક વખતજતા રૂપ અને લાવણ્યતાથી સુંદર અને નેત્ર કટાક્ષ થી શોભનારી તે કન્યા દશ વર્ષની થઈ. ॥ ૧૭ ॥ ચાતુર્ય ગુણ થકી ભરેલી પિતાને એક પુત્રી હતી. તે ચતુર હતી ગુણોમાં સુંદર હતી અને પિતાને અત્યંત વહાલી હતી ॥ ૧૮ ॥

તેથી પુત્રની માફક લાડ લડાવતા કોઇ વખત પણ ઠપકો આપતા નહિ. તે પુત્રી સાહિત્યશાસ્ત્રને વિષે કુશળ અને નીતિશાસ્ત્રને વિશે પણ દક્ષ હતી. ॥ ૧૯ ॥ તેની માતા પહેલાંથીજ સ્વર્ગમાં જવાથી પિતાએ હર્ષથી તેનું પાલન કર્યું. પડોશમાં રહેલી બેનપણીના સુખને જોઇને તે પણ પુત્ર પૌત્રના સુખની ઇચ્છા કરવા લાગી. ॥ ૨૦ ॥ ત્યારે બાળા વિચાર કરે છે કે મને આવું સુખ કેમ થાય. ગુણ ભાગ્યના ભંડાર અને સુખને આપનાર એવો, સ્વામી અને સત્ પુત્રો

**लालितापुत्रवन्नित्यंनकदाचित्प्रलंभिता ॥ साहित्यशास्त्रकुशलानीतावपिविशारदा ॥१९॥ तन्मातास्वर्गतापूर्वंपित्रासापोषितामुदा ॥पार्श्वस्थालिसुखंदृष्ट्वापुत्रपौत्रसुखस्पृहा ॥ २० ॥ तर्कयंतीतदाबालामामेवंचकथंभवेत् ॥ गुणभाग्यनिधिर्भर्तासुखदःसत्सुताःकथम् ॥ २१ ॥ एवंमनोरथंचक्रेदैवेनध्वंसितंपुरा ॥ किंकृत्वाकिंविदित्वामेकमुपास्येसुरेश्वरम् ॥ २२ ॥ किंवामुनिमुपातिष्ठेकिंवातीर्थमुपाश्रये ॥ ममभाग्यंकथंसुप्तंभर्ताकोपिनवांछाति ॥ २३ ॥ पंडितोपिपितामूढोमम भाग्यवशादहो ॥ विवाहकालेसंप्राप्तेनदत्तासदृशेवरे ॥ २४ ॥**

કેમ થાય. ॥ ૨૧ ॥ પૂર્વે દૈવે નાશ કરેલો એવો મનોરથ કરવા લાગી. શું જાણીને શું કરીને મારે કયા દેવની ઉપાસના કરવી, ॥ ૨૨ ॥ કયા મુનિની ઊપાસના કરૂં અથવા કયા તીર્થનો આશ્રય કરૂં. મારૂં ભાગ્ય કેમ સુઇ ગયું. કોઇપણ સ્વામી મારી ઇચ્છા કરતો નથી. ॥ ૨૩ ॥ મારા ભાગ્યના વશથી પિતા પંડિત છે પણ મુર્ખ છે. મારો વિવાહ સમય પ્રાપ્ત થયો છતાં યોગ્ય વરને મને આપી નહિ ॥ ૨૪ ॥

સખીઓના મધ્યમા હું મુખ્ય છું, દુઃખથી પીડા પામની એવી કુંવારી છું અને જેવી રીતે મારી સખીનો સમૂહ સ્વામીના સુખને જાણે છે તેવી રીતે હું જાણતી નથી. ॥ ૨૫ ॥ મારી ભાગ્યશાલી માતા પહેલાથી સ્વર્ગમાં કેમ ગઈ આ પ્રમાણે ચિંતાથી આકુલ થયેલી બાળા મનોરથરૂપી સમુદ્રને વિષે ॥ ૨૬ ॥ લોહરૂપી જલને વિષે ડુબેલી શોકતથા

अध्यक्षाहंसखीमध्येकुमारीदुःखपीडिता ॥ नाहंस्वामिसुखाभिज्ञायथाचालिगणोमम ॥२५॥ ममभाग्यवतीमाताकंथस्वर्गंगतापुरा ॥ एवंचिंताकुलाबालामनोरथमहोदधौ ॥ २६ ॥ निमग्ना [illegible]हसलिलेशोकमोहोर्मिपीडिता ॥ मेधाविऋषिराजोऽसौविचचारमहीतले ॥ २७ ॥ कन्याद[illegible]दिमित्तंचविचिन्वन्सदृशंवरम् ॥ तादृ[illegible]निराशःस्वमनोरथे ॥ २८ ॥ सुतास्वकीयभाग्याभ्यांभग्नसंकल्पपंजरः ॥ अवापदैवयोगेनज्वरंतीव्रंसुदारुणम् ॥२९॥ स्फुटत्सर्वांगसंभिन्नतापज्वालासमा[illegible]लः ॥ श्वासोच्छ्वाससमायुक्तोमहादारुणमूर्छया ॥ ३० ॥

મોહરૂપી મોજાથી પીડાતી હતી. આ મેધાવી રૂષિરાજ ॥ ૨૭ ॥ કન્યાદાનને માટે પૃથ્વીપર કન્યાને યોગ્ય વરને સોધતો ફરતો હતો પણ તેના જેવો વર ન મળવાથી પોતાની ઇચ્છામાં નિરાશ થયો. ॥ ૨૮ ॥ છોકરીના તેમ પોતાના ભાગ્યથી સંકલ્પરૂપી પાંજરાનો ભંગ થયો એવો મેધાવી રૂષિ દૈવયોગે મહા ભયંકર તીવ્ર જ્વરને પામ્યો. ॥ ૨૯ ॥ ફુટતાં સર્વ

અંગ વ્યાપ્ત થયેલી તાવની જ્વાળાથી આકુળ વ્યાકુળ અને શ્વાસોચ્છવાસ યુક્ત મહાદારૂણ મૂર્છાથી મદિરાથી મત્ત બનેલાની માફક પૃથ્વીપર અત્યંત અથડાતો પડતો ઘેર આવતાંજ તે પૃથ્વીપર પડયો. ॥ ૩૦ ॥ ૩૧ ॥ જેવી ભયથી વિહ્વળ થયેલી પુત્રી પિતા પાંસે આવી તેટલીવારમાં બ્રાહ્મણ તેને સંભારતો મરવાની ઇચ્છાવાળો થયો ॥ ૩૨ ॥

ભાવી એવા અર્થ બલ વડે તે એકદમ કંપવા લાગ્યો અને કન્યાદાન પ્રસંગથી ઉત્પન્ન થએલા મહોત્સવને છોડી

[illegible]मूर्छामदिरामत्तवद्भृशम् ॥ आगच्छन्नेवभवनंसपपातधरातले ॥ ३१ ॥ यावत्सुतासमायातापितरंभयविह्वला ॥ तावन्मुमूर्षुःसंजातोभूसुरस्तामनुस्मरन् ॥ ३२ ॥ भाविनार्थबलेनैवसहसाजातवेपथुः ॥ कन्यादानप्रसंगोत्थमहोत्सवविवर्जि त ः॥ ३३ ॥ अथप्राचीनगार्हस्थ्यकृतधर्मपरिश्रमात् ॥ संसारवासनांत्यक्त्वाहरौचित्तमधारयत् ॥ ३४ ॥ सस्मारश्रीहरींतूर्णंमेधावीपुरुषोत्तमम् ॥ इंदीवरदलश्यामंत्रिभंगललिताकृतिम् ॥ ३५ ॥ रासेशराधारमण प्रचंडदोर्दंडदूराहतनिर्जरारे ॥ अत्युग्रदावानलपानकर्तःकुमारिकोत्तारितवस्त्रहर्तः ॥ ३६ ॥

દીધો ॥ ૩૩ ॥ ત્યાર પછી પૂર્વે ગૃહસ્થપણામાં કરેલા ધર્મના પરિશ્રમે કરી સંસારની વાસના છોડી તેણે શ્રી વિષ્ણુમાં ચિત્ત ધારણ કર્યું ॥ ૩૪ ॥ અને તત્કાળ મેધાવી રૂષિ કમલના પાંતરા સરખા શ્યામ ત્રણ જગાએથી વળેલા એટલા માટે સુંદર આકૃતિવાળા પુરૂષોત્તમ ભગવાન શ્રી વિષ્ણુનું સ્મરણ કરવા લાગ્યા ॥ ૩૫ ॥ કે હે રાસેશ્વર હે રાધારમણ હે પ્રચંડ ભુજરૂપી દંડથી દેવતાઓના શત્રુઓને દુરથી નાશ કરનાર. હે અત્યંત ઉગ્ર દાવાનલનું પાન કરનાર હે કુમારીકાઓએ

ઉતારેલાં વસ્ત્રોના હરણ કરનાર હે કૃષ્ણ. હે, ગોવિંદ, હે, હરિ, હે, મુરના મારનાર, હે, રાધિકાના સ્વામી, હે દામોદર હે, દીનોનાનાથ સંસાર સમુદ્રમાં ડુબેલા મારૂં રક્ષણ કરો. ઇન્દ્રિયોના નિયામક એવા આપને હું વારંવાર પ્રણામ કરૂં છુ. ॥ ૩૬ ॥ ૩૭ ॥ આ પ્રમાણે કરૂણા યુક્ત મુનિના વચનને દૂરથી શ્રવણ કરી ભગવાનના દૂત વિષ્ણુ લોકથી શીઘ્ર આવ્યા અને મરણ પાસેલા મુનિને પોતાની સાથે લાવી શ્રીભગવચ્ચરણા રવિંદમાં પ્રાપ્ત કર્યો ॥ ૩૮ ॥ પિતાનું મરણ જોઇ તે પુત્રીએ

श्रीकृष्णगोविंदहरेमुरारेराधेशदामोदरदीननाथ ॥ मांपाहिसंसारसमुद्रमग्नंनमोनमस्तेहृ षिकेश्वराय ॥ ३७॥ इतिमुनिवचनंनिशम्यदूराज्झटितियुयुश्चरामुकुन्दले,कात् ॥ तदनुमृतमुनिं करेगृहीत्वाचरणसरोरुहमीयुरीश्वरस्य ॥ ३८ ॥ प्राणोत्क्रमणमालोक्यहाहेतिमासुतारुदत् ॥ अंकेकृत्वापितुर्देहंविललापसुदुःखिता ॥ ३९ ॥ कुररीवचिरंसातुविलप्यभृशदुःखिता ॥ उवाच पितरंबालाजीवंतमिवविह्वला ॥ ४० ॥ बालोवाच॥ ॥हाहापितःकृपासिंधोआत्मजानंददायक॥ कस्यांकेमांनिधायाद्यगतोसिवैष्णवंपुरम् ॥ ४१ ॥

હાહાકાર પૂર્વક રૂદન કર્યું અને પિતાના શરીરને ખોળામાં લઇ અત્યંન્ત દુઃખ પામેલી તે બાલા વિલાપ કરવા લાગી ॥ ૩૯ ॥ ઘણું દુઃખ પામેલી તે બાલા ટીટોડીની પેઠે લાંબા વખત સુધી વિલાપ કરી પિતા જીવતા હોય તેમ જાણી તેને આકુળવ્યાકુળતાથી કહેવા લાગી ॥ ૪૦ ॥ બાલા બોલી—હે કૃપાના સાગર હે પુત્રીને આનંદ આપનાર હે પિતા આજે મને કોના ખોલામાં મુકીને વિષ્ણુપુરમાં ગયા ॥ ૪૧ ॥

હે પિતા મારે ભાઈ નથી સગાંવહાલાં નથી અને તપસ્વિની માતા નથી તો પિતા રહિત એવી મારી કોણ સંભાળ લેશે. ॥ ૪૨ ॥ હે પિતા અન્ન વસ્ત્ર વિગેરેની મારી ચિંતા કોણ કરશે. હે મુનિ શ્રેષ્ટ વેદોચ્ચાર રહિત શૂન્ય ॥ ૪૩ ॥ નિર્જન અરણ્ય સરખા તમારા આશ્રમ વિશે હું કેમ રહિ શકું માટે હવે પછી હું મરિ જઈશ જીવવામાં શું પ્રયોજન છે ॥ ૪૪ ॥

पितृहिनांचमांतानकोवाम्भावयिष्यति ॥ नभ्रानानैवत्रंधुश्चनमेमानातपस्वीनी ॥ ४२ ॥ भोजनाच्छादनोचिंतांकोमेतातकरिष्यानि ॥ कथंतिष्ठाम्यहंशून्येवेदध्वनिविवर्जिते ॥४३॥ आश्रमे तेमुनिश्रेष्टअरण्यइवनिर्जने ॥ अतःपरंमरिष्यामिजविनेकिंप्रयोजनम् ॥४४॥ असंपाद्यैववैवाहं विधिंदुहितृवत्सल ॥ क्वगतोसिपितस्तातइहागच्छतपोनिधे ॥ ४५ ॥ वाणींवदसुधाकल्पांकथं तूष्णीमवस्थित ः ॥ उत्तिष्ठोत्तिष्ठहेतातचिरंसुतोस्मिंमांप्रतम् ॥ ४६ ॥ इत्युक्त्वाश्रुमुखीत्रालाविल लापमुहुर्मुहु ः ॥ मुक्तकंठंरुरोदार्ताकुररीवसुदुःखिता ॥ ४७ ॥

હે તપના ભંડારરૂપ પુત્રી ઉપર સ્નેહ રાખનાર હે તાત હે પિતા મારો વિવાહ કર્યા વગરજ ક્યાં ગયા છો. અહિંઆં આવો ॥ ૪૫ ॥ હે પિતા લાંબા વખતથી સુતા છો. માટે હવે ઉઠો ઉઠો અને અમૃત સરખી વાણી બોલો મુગા કેમ રહયા છે. ॥ ૪૬ ॥ આ પ્રમાણે આંસુ યુક્ત મુખવાળી આર્ત્ત તથા અત્યંત દુઃખ પામેલી તે બાળાએ વારંવાર વિલાપ કર્યો અને ટીટોડીની પેઠે છુટા કંઠથી રડવા લાગી. ॥ ૪૭ ॥

તે પુત્રીનું રૂદન સાંભળીને તે વનમાં વસનારા તપસ્વી બ્રાહ્મણો અત્યન્ત કરૂણા જનક આ તપોવનમાં રૂદન કરે છે ॥ ૪૮ ॥ પછી ધીરેથી મેધાવી રૂષિની પુત્રીના શબ્દોનો નિશ્ચય કરીને હાકાકાર કરતા એકાએક ત્યાં આવી પહોંચ્યા ॥ ૪૯ ॥ સઘળાઓએ ત્યાં આવીને પુત્રીના ખોળામાં રહેલા મરેલા મુનિને જોયા ત્યારપછી વનમાં રહેનારા સઘળા

तत्सुतारोदनंश्रुत्वाविप्रास्तद्वनवासिन : ॥ अतीवकरुणंकोवारोदित्यस्मिंस्तपोवने ॥४८॥
मेधाऋषेःसुताशब्दंशनैर्निश्चित्यतापसाः ॥ ससंभ्रमाःसमाजग्मुर्हाहाकारसमान्विता : ॥ ४९॥
आगत्यदद्दशुःसर्वेसुतांकस्थंमृतंमुनिम् ॥ ततःसंरुरुदुःसर्वेमुनयःकाननौकस : ॥५०॥ सुतोत्सं
गाच्छवंनीत्वाश्मशानेशिवसंनिधौ ॥ अंत्येष्टिंविधिनाकृत्वातेऽदहन्काष्ठवेष्टितम् ॥ ५१ ॥ तत :
कन्यांसमाश्वास्यसर्वेतेस्वगृहान्ययु : ॥ कन्याधैर्यंसमालंब्ययथाशक्त्यकरोद्व्ययम् ॥५२ ॥

રૂષિઓ રડવા લાગ્યા. ॥ ૫૦ ॥ ત્યાર પછી છોકરીના ખોળામાંથી મુનિનું શબ શ્મશાનમાં શિવ સાન્નિધ્ય લઈ જઈ અંત્યેષ્ઠિ વિધિપૂર્વક ચિતા ખટકી તેઓએ બાળી મુકયું. ॥ ૫૧ ॥ ત્યારપછી કન્યાને શાંત પાડી તે સર્વે પોત પોતાને ઘેર ગયા. કન્યાએ ધીરજ ધારણ કરીને યથા શકિત ખર્ચ કર્યો. ॥ ૫૨ ॥

આ પ્રમાણે પિતાની પરલોક સંબંધી દેહની પાછળ કરવાની ક્રિયા કરી તે પુત્રીએ તપોવન વિષે નિવાસ કર્યો અને. કેળના સરખી કોમળ તથા વાછરડાના મરણથી પીડિત થયલી ગાયના સરખી પિતાના મરણથી ઉત્પન્ન થયલા દુઃખ રૂપી દાવાનલથી બળેલી; તે બાળા દુઃખ પામી. ॥ ૫૩ ॥ ઈતિશ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ મહાત્મ્ય વિષે મેધાવી ઋષિનું મૃત્યુ એ નામનો અધ્યાય આઠમો સમાપ્ત.

इत्यौर्ध्वदेहिकंविधिंप्रणिधायपित्र्यंपुत्रीनिवासमकरोच्चतपोवनेस्मिन ॥ सावित्र्यथोपितृज दुःखदवाग्निदग्धारंभेववत्समरणात्[illegible]रभीवबाला ॥ ५३ ॥

॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेकुमारीविलापो नामाष्टमोऽध्यायः ॥ ८ ॥

॥ [illegible]तउवाच ॥ ॥ ततस्तंविस्मयाविष्टःपप्रच्छनारदोमुनि ः ॥ मेधाविद्विजवर्यस्यसुता [illegible]जातम[illegible]द्भुतम् ॥ १ ॥

સૂત બોલ્યા—ત્યારપછી વિસ્મય પામેલા નારદ મુનિએ નારાયણને મેધાવી ઋષિની પુત્રીનું આશ્ચર્યકારક વૃતાન્ત પૂછયું ॥ ૧ ॥

નારદ પુછવા લાગ્યા—હે મુનિ તે તપોવનમાં મુનિની પુત્રીએ શું કર્યું અને કયા ઉત્તમ રૂષિએ તેનું પાણિગ્રહણ કર્યું. ॥ ૨ ॥ શ્રી નારાયણ બોલ્યા—પોતાના પિતાને વારંવાર સ્મર્ણ કરીને શોક કરતી એવી તે છોકરીનો વનમાં રહેતા કેટલોક કાળ ચાલ્યો ગયો. ॥ ૩ ॥ ટોળાથી છુટી પડેલી મૃગલીને પેઠે શૂન્ય ઘરમાં રહેલી પડતાં આંસુના

॥ नारदउवाच ॥ मुने[illegible]निसुतातत्रकिंचकारतपोवने ॥ कोवामुनिवरस्तस्याःपाणिग्रहमचीकरत् ॥ २ ॥ श्री[illegible]उवाच ॥ ॥ निवसंत्यास्ततस्त[illegible]ः कियान्कालोविनिर्गतः ॥ स्मारंस्मारंस्वपितरंशोचंत्याश्चमुहुर्मुहुः ॥ ३ ॥ शून्यसद्मनिसंविष्टांयूथभ्रष्टांमृगीमिव ॥ गलद्बाष्पौघनयनांजलद्दृदयपंकजाम् ॥ ४ ॥ विनिःश्वासपरांदीनांसंरुद्धामुरगीमिव ॥ चिंतयंतीमपश्यंतींदुःखपारंकृशोदरीम् ॥ ५ ॥ तामासमादभगवान्भविष्यद्बलनोदितः ॥ यदृच्छयावने तस्मिन्परमःकोपनोमुनिः ॥ ६ ॥

સમુદાયથી વ્યાપ્તને ભોગવવાળી બળતાં હૃદય કમળવાળી નિશાસા નાખતી ગરીબ એવી રોકેલી સર્પિણીના જેવી કૃશોદરી વિચાર કરતી, તોપણ દુઃખના પારને નહિ જોતી. એવી તે છોકરીની પાસે દૈવ ઇચ્છા થકી તે વનમાં ભગવાન્ અત્યંત ક્રોધી મુનિ દુર્વાસા ભાવિ બળથી પ્રેરાયલા આવ્યા. ॥ ૪ ॥ ॥ ૫ ॥ ॥ ૬ ॥

જેમને જોતા ઈન્દ્ર પણ ત્રાસ પામે જટા સમૂહથી યુક્ત તેથી સાક્ષાત્ શંકર હોય તે, શું. એવા તે દેખાતા હતા. ॥૭॥ હે રાજેન્દ્ર. તમારી માતુશ્રીએ બાળકપણામાં સારી રીતે પૂજેલા તેથી પ્રસન્ન થઈને જે દુર્વાસામુનિએ દેવાતાઓને આકર્ષણ કરનારી વિદ્યા તમારી માતાને આપી હતી. ॥ ૮ ॥ કૃષ્ણ—અર્જુન, નારાયણ કહે છે—હે નારદ જે દુર્વાસામુનિએ સર્વ દેવને નમન કરવાને યોગ્ય એવા મને રૂક્ષ્મણીની સાથે પોતાના બેસવાનારથે જોતર્યો હતો. ॥ ૯ ॥ દુર્વાસા જેમાં

द्विलोकनमात्रेणत्रस्येदपिशतक्रतु : ॥ जटाकलापसंछन्नःसाक्षादिवसदाशिव : ॥ ७ ॥ यस्त्वज्ञनन्याराजेंद्रशैशवेतिप्रसादित : ॥ त्रिदशाकर्षिणींविद्यांददावस्यैःपूजित : ॥ ८ ॥ येनाहमपि सर्वदेवनमस्कृत : ॥ रथेसंयोजितःसाक्षाद्रुक्मिण्यासहनारद ॥ ९ ॥ उभाभ्यांचालिते मार्गेरथेदुर्वाससान्विते ॥ अत्युग्रयातृषाशुष्यत्ताल्वोष्ठ टयानया ॥ १० ॥ सूचितोहंजलार्थिन्यास्कंधस्थयुगया रा ॥ गन्नेच्छवपदाग्रेणसंपीडयवसुधातलम् ॥ ११ ॥ आनीतवान्भोगवतीं प्रियाप्रेमपरिप्लुतः ॥ सैवोर्ध्वगामिनीभूत्वातावन्मात्रेणवारिणा ॥ १२ ॥

બેઠા છે એવો રથ હું રૂક્ષમણી વડે માર્ગમાં જ્યારે ચલાવવામાં આવ્યો ત્યારે અત્યંત ઉગ્ર તૃષાથી શુકાઈ ગયલું તાળવું તથા બે હોથવાળી ॥ ૧૦ ॥ ખાંધ ઊપર ઝુંસરૂં ધારણ કરનારી પાણી પીવાની ઈચ્છાવાળી રૂક્ષમણીએ મને સૂચના કરી પ્રિયાના પ્રેમમાં નિમગ્ન થએલા મેં માર્ગમાં ચાલતાંજ અંપદાગ્ર વડે પૃથ્વીને દબાડી ॥ ૧૧ ॥ ભોગવતી ગંગા ઉત્પન્ન કરી હે મહારાજ તેજ ઉંચીગતી કરનારી થઈ તેટલાજ પાણી વડે ॥ ૧૨ ॥

ઉગ્ર રૂક્ષ્મણીની તરસ તેણે મટાડી તેજ વખતે ઉત્પન્ન થયેલા ક્રોધ વડે બલતા હોય તેમ ॥ ૧૩ ॥ તથા પ્રલયાગ્નિ સમાન ઉંભા થતા તે ક્રોધી મુનિએ મને શાપ દીધો કે અહો શ્રીકૃષ્ણ! તમને નિરંતર રૂક્ષ્મણી ઘણાજ વહાલાં છે. ॥ ૧૪ ॥ પ્રિયાના પ્રેમમાં ડુબેલા તથા પોતાનું માહાત્મ્ય બતલાવતા એવા આપે મારૂં અપમાન કરી તેને પાણી પાયું ॥ ૧૫ ॥ તેથી તમે બન્ને સ્ત્રી પુરૂષનોજ વિયોગ થાઓ. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે જે મુનિએ મને શાપ આપ્યો હતો તેજ મુનિઓમાં શ્રેષ્ઠ ॥ ૧૬ ॥ એવા સાક્ષાત્ રૂદ્રના અંશથી ઉત્પન્ન થયેલા. બીજા કાળરૂદ્ર સરખા અત્રિ રૂષિના ઉગ્ર તપરૂપી કલ્પવૃક્ષના મહોટાં દિવ્ય ફળ રૂપ ॥ ૧૭ ॥

न्यवारयन्महाराजरुक्मिणीतृषमुल्बणाम् ॥ तद्दृष्ट्वातत्क्षणोद्भूतक्रोधेनप्रज्वलन्निव ॥ १३ ॥
प्रलयाग्निरिवोतिष्ठन्शशापकोपनोमुनिः ॥ अहोश्रीकृष्णतेऽत्यंतंवल्लभारुक्मिणीसदा ॥ १४ ॥
यद्भवान्मामवज्ञायप्रियाप्रेमपरिप्लुतः ॥ पाययामासपानीयंमाहात्म्यंदर्शयन्स्वकम् ॥ १५ ॥ दंप
त्योरुभयोरेवावियोगोस्तुयुधिष्ठिर ॥ इतियोदत्तवान्शापंसएवमुनिसत्तम ॥ १६ ॥ साक्षाद्रुद्रांशसं
भूतःकालरुद्रइवापरः ॥ अत्रेरुग्रतपःकल्पवृक्षदिव्यफलंमहत् ॥ १७ ॥ पतिव्रताशिरोरत्नाऽ
नुसूयागर्भसंभवः ॥ दुर्वासानाममेधावीयथावैमूर्त्तिमत्तपः ॥ १८ ॥

પતિવ્રતા સ્ત્રીઓમાં શિરોમણિ એવી અનસૂયાના ગર્ભથી ઉત્પન્ન થયેલા બુદ્ધિમાન્ અને જાણે શરીરને ધારણ કરનાર મૂર્તિવાળું તપ હોય એમ વળી નાના પ્રકારના તીર્થના જલથી ભીંજાયલી સુશોભિત મસ્તકવાળા એવા આ દુર્વાસા મુનિને આવતા જોઇને તે કુમારી ॥ ૧૮ ॥ ૧૯ ॥ શોકરૂપી સમુદ્રથી મુક્ત થઇને ઉઠીને ધીરતા પૂર્વક મુનિ

ચરણને પ્રણામ કર્યાં અને જેમ જાનકીએ વાલ્મિક રૂષિનો સત્કાર કર્યો હતો, તેમ આ બાલાએ પ્રણામ કરીને તથા પોતાના સ્થાનપર લાવી સ્વાગત કરી આદર પૂર્વક અર્ધ્ય પાદ્ય અને નાના પ્રકારના વનના ફળ તથા પુષ્પો વડે મુનિનું પૂજન કર્યું. ત્યારપછી હે અર્જુન વિનય પૂર્વક મુનિની કન્યા કહેવા લાગી. ॥ ૨૦ ॥ ૨૧ ॥ બાલા બોલી—હે મહાભાગ

नैकतीर्थजलक्लिन्नजटाभूषितसच्छिराः॥तमालोक्यसमायांतंकुमारीशोकसागरात् ॥१९॥
उन्मज्ज्योत्थायधैर्येणववंदेचरणौमुने : ॥ नत्वास्वाश्रममानीयजानकीवाल्मीकिंयथा ॥ २० ॥
अर्घ्यपाद्यैर्वन्यफलै : पुष्पैश्चविविधैर्मुनिम् ॥ स्वागतंपृच्छयसाबालापूजयामाससादरम् ॥
ततःसविनयाराजन्नुवाचमुनिकन्यका ॥ २१ ॥
॥ बालोवाच॥ ॥नमस्तेतुमहाभागआत्रिगोत्रादिवाकर ॥कुतोधिगमनंसाधोदुर्भगायाममाश्रमे ॥
ममभाग्योदयोजातस्तवागमनतोमुने ॥ २२ ॥ अथवामत्पितु : पुण्यप्रवाहप्रेरितोभवान् ॥ संभा
वयितुंमामेवत्वागतोमुनिसत्तम : ॥ २३ ॥

હે અત્રિ ગોત્રમાં સૂર્યમહાન, હે સાધુ, આપને પ્રણામ કરૂં છું. હું દુર્ભાગ્યિ છું તો મારા આશ્રમમાં આપ કયાંથી પધાર્યા. હે મુનિ આપના આવવાથી મારા ભાગ્યનો ઉદય થયો ॥ ૨૨ ॥ અથવા મારા પિતાના પુણ્યરૂપી પ્રવાહથી પ્રેરાયલા મુનિઓમાં શ્રેષ્ઠ આપ મારી સંભાવનાજ કરવા આવ્યા છો. ॥ ૨૩ ॥

આપના સરખા મહાત્માની તીર્થરૂપ ચરણ કમળની રજનો સ્પર્શ કરતાં આજ મારૂં જન્મ સફળ થયું ને આજ મારૂં વ્રત પણ સફળ થયું ॥ ૨૪ ॥ વળી આજ મારૂં પુણ્ય સફળ થયું તથા આ મારો આખો ભવ પણ આજે સફળ થયો. કારણ કે આપના સરખા મહા પુણ્યાત્મા પુરૂષના મને દર્શન થયાં ॥ ૨૫॥ આ પ્રમાણે કહીને તે બાલા તેની આગળ મુંગી ઊભી રહી, પછી શંકરના અંશથી ઊત્પન્ન થયેલા દુર્વાસા મુનિ હસતા મુખથી આ પ્રમાણે બોલ્યા ॥ ૨૬ ॥ દુર્વાસા

**भवादृशांपादरजस्तीर्थरूपंमहात्मनाम् ॥ स्पृशंत्याःसफलंजन्मसफलंचाद्यमेव्रतम् ॥२४॥**
**अद्यमेसफलंपुण्यमद्यमेसफलोभवः ॥ भवादृशामहापुण्यायन्मेदृष्टिपथंगताः ॥ २५ ॥ एवमुक्त्वाचसाबालातथौतूर्ष्णीतदग्रतः ॥ सस्मितंमुनिराहेदंदुर्वासाःशंकरांशजः ॥ २६ ॥ ॥ दुर्वासा उवाच ॥ ॥ साधुसाधुद्विजसुतेकुलमभ्युद्धृतंपितुः ॥ मेधाऋषेःसुतपसःफलमेतादृशीसुता ॥२७॥ कैलासादहमाच्छंज्ञात्वातेधर्मशीलताम् ॥ त्वदाश्रममनुप्राप्तस्त्वयासंपूजितोस्म्यहम् ॥ २८ ॥ गमिष्यामिवशरोहेशीघ्रंबदरिकाश्रमम ॥ दृष्टुंनारायणंदेवंसनातनमुनीश्वरम् ॥ २९ ॥**

કહેવા લાગ્યા—ઘણું સારૂં ઘણું સારૂં હે બ્રાહ્મણની પુત્રી તે તારા પિતાના કુળનો ઉદ્ધાર કર્યો. આવી સારી છોકરી તે મેધા રૂષિના સારા તપનું ફળ છે ॥ ૨૭ ॥ તારૂં ધાર્મિક સદાચરણ જાણીને હું કૈલાસથી આવ્યો છું અને તારા આશ્રમને પ્રાપ્ત થતાંજ તે મારી સારી રીતે પૂજા કરી ॥ ૨૮ ॥ હે મુનિ કુમારિકા. હું સનાતન મુનીશ્વર નારાયણ દેવના દર્શનાર્થે શીઘ્ર બદરિકાશ્રમ પ્રતિ જઇંશ ॥ ૨૯ ॥

કારણ કે ત્યાં શ્રી નારાયણ લોકોના કલ્યાણાર્થે અત્યંતના ઉગ્ર એકાગ્રમનથી તપ કરે છે. બાલા બોલી—હે રૂષિ આપના દર્શનથીજ મારો શોકસાગર શુકાઈ ગયો છે. ॥ ૩૦ ॥ આપે મારી સંભાળના કરી જેથી અત્યાર પછી મારૂં કલ્યાણ થશે. હે દયા સાગર હે મુનિ ઉત્પન્ન થયેલા મોટી જવાળાવાળા દાવાગ્નિને શું તમે જાણતા નથી. તેને શાન્ત કરો હે શંકર સારી રીતે વિચાર કરતાં કંઇ પણ હર્ષનું કારણ મને જણાતું નથી. ॥ ૩૧ ॥ ૩૨ ॥ મારે માતા નથી પિતા નથી કે ભાઇ નથી

तपश्चरंतमेकाग्रमृत्युग्रंलोकहेतवे ॥ ॥ बालोवाच ॥ ॥ ऋषेत्वद्दर्शनादेवशुष्कोमेशोक सागरः ॥ ३० ॥ अतःपरंशुभंभावियस्मात्संभावितात्वया ॥ समुद्भूतबृहज्ज्वालदावहव्यभुजंमने ॥ ३१ ॥ किंनवेत्सिदयासिंधोतंनिर्वापयशंकर ॥ हर्षहेतुर्नमेकश्चिद्दृश्यतेसुविचारत : ॥ ३२ ॥ नमातानापिताभ्रातायोमेधैर्यंप्रच्छति ॥ कथंकारमहंजीवेदुःखसागरपीडिता ॥ ३३॥ यांयांदिशं प्रपद्ययामिसासाशून्याविभाति । ॥ ममदुःखप्रतीकारंकुरुशीघ्रंतपोनिधे ॥ ३४ ॥ नमांकामयते कश्चित्पाणिग्रहणहेतवे ॥ अतःपरंभविष्यामिवृषलीतिमहद्भयम् ॥ ३५ ॥

કે જે મને ધીરજ આપે. દુઃખરૂપી સમુદ્રથી પિડા પામેલી હું કેમ જીવી શકું. ॥૩૩॥ જે જે દિશા હું જોઉં છું તે તે મને શુન્ય ભાસે છે. હે તપો નિધે મારા દુઃખને જલદી દૂર કરો॥ ૩૪ ॥ કોઇ પણ મને પરણવાની ઇચ્છા કરતો નથી. આથી હું વૃષલી ( શુદ્રી) થઇશ. એ પ્રકારનો મને મોટો ભય છે. ॥ ૩૫ ॥

તેટલા કારણ માટે મને નિદ્રા પ્રાપ્ત થતી નથી અને ભોજન કરવામાં પણ મને ઈચ્છા થતી નથી. હે બ્રહ્મન્ હું મરવાની ઈચ્છાવાળી છું એ પ્રમાણે મારો નિશ્ચય છે. ॥ ૩૬ ॥ આ પ્રમાણે કહીને તેની આગળ રડતી એવી બાળા વિરામ પામી. તે વખતે દુર્વાસા તેના ઉપાયને માટે વિચાર કરવા લાગ્યા ॥ ૩૭ ॥ નારાયણ બોલ્યા—આ પ્રમાણે મુનિની પુત્રીનું વચન સાંભળીને અત્યંત તમો ગુણી મુનિરાજ દુર્વાસા વેદને વિચારી અતીશય કૃપાથી બાલાને જોઈ કંઈ પણ સાર રૂપ હિતકારી વચન બોલ્યા ॥ ૩૮ ॥

तस्मान्नजायतेनिद्रानरुचिर्भोजनेमम ॥ ब्रह्ममुन्मूर्षुरस्म्येवइतिमेनिश्चयोधुना ॥३६ ॥
॥ ३६ ॥ इत्युक्त्वाश्रुमुखीबालाविरराममतदग्रतः ॥दुर्वासास्तदुपायार्थंविचारमकरोत्तदा ॥ ३७ ॥
श्रीनारायणउवाच ॥ ॥ इतिमुनितनयावचोनिशम्यबहुलतमामुनिराड्विचार्यछंदः ॥ अतिश
यकृपयाविलोक्यबालांकिमपिहितंनिजगादसारभूतम् ॥ ३८ ॥

॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येदुर्वासस्तपोवनागमनंनामनवमोऽध्यायः ॥९॥

ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ મહાત્મ્ય વિષે દુર્વાસાનું તપોવનમાં આવવું એ નામનો અધ્યાય ૯મો સમાપ્ત.

નારદ બોલ્યા—હે તપો નિધે અતીશય ક્રોધી અને મહાતેજસ્વી મુનિ દુર્વાસાએ વિચાર કરીને તે રૂષ કન્યાને શું કહ્યું તે મને કહો ॥ ૧ ॥ સૂત બોલ્યા હે બ્રાહ્મણો નારદનું વચન સાંભળીને નારાયણે સર્વેનું હિતકારી ગુપ્ત દુર્વાસાનું વચન કહ્યું ॥ ૨ ॥ શ્રી નારાયણ બોલ્યા-હે નારદ કૃપાળુ દુર્વાસાએ મેધાવીની પુત્રીનું દુઃખ દૂર કરવાને તેં

॥ नारदउवाच ॥ किंविचार्यबृहद्धामापरमःकोपनोमुनिः अब्रवीदृषिकन्यांतांतन्मेब्रूहित पोनिधे ॥ १ ॥ सुतउवाच ॥ ॥ नारदस्यवचः श्रु[illegible]दरीपतिः ॥ दुर्वासोवचनंगुह्यंसर्वे षांहितकृद्विजाः ॥ २ ॥ ॥ श्रीनारायणउवाच ॥ शृणुनारदवक्ष्येऽहंयदु[illegible]दा ॥ मेधावि तनयादुःखमपनेतुंकृपालुना ॥ ३ ॥ दुर्वासाउवाच ॥ शृणुसुंदरिवक्ष्यामिगुह्याद्गुह्यतरंमहत् ॥ आख्येयंनैवकस्यापित्वदर्थंतुविचारीतम् ॥ ४ ॥ नाविस्तरं [illegible]मिसमासेनब्रवी[illegible]ते ॥ इत- स्तृतीयसुभगेमासस्तुपुरुषोत्तमः ॥ ५ ॥

વખતે જે કહ્યું તે હું કહું છું તે તમે સાંભળો ॥ ૩ ॥ દુર્વાસા કહેવા લાગ્યા-હે સુંદરિ મહોટું અને છાનાથી પણ અતીશય છાનું કહું છું, તે તું સાંભળ. તે તારે માટેજ વિચારેલું છે અને કંઈ પણ કહેવુજ નહિ. ॥ ૪ ॥ વિસ્તાર ન કરતાં ટુંકાણમાં તને કહું છું, હે સુભગે આજથી ત્રીજો માસ પુરૂષોત્તમ માસ છે. ॥ ૫ ॥

તે માસમાં તીર્થસ્નાન કરેલો મનુષ્ય ગર્ભહત્યાથી મુકત થાય છે. હે સુંદરિ કાર્તિક વિગેરેમાં આના સરખો બીજો કોઇ પણ નથી. ॥ ૬ ॥ સઘળા માસ પક્ષ અને જે બીજા પર્વો છે, તે પુરૂષોત્તમ માસની સોળમી કલાને પહોંચી શકતા નથી. ॥૭॥ વેદમાં કહેલા જે સઘળા સાધનો છે, તે અમાસના સોળમાં ભાગને પણ યોગ્ય નથી. ॥ ૮ ॥ બાર હજાર વર્ષ સુધી ગંગામાં સ્નાન કરવાથી જે ફળપ્રાપ્ત થાય અને સિંહ રાશિના ગુરૂમાં ગોદાવરીમાં એકવાર સ્નાન કરવાથી જે ફળ

**तस्मिन्स्नातोनरस्तीर्थैर्मुच्यतेभ्रूणहत्यया ॥ एतत्तुल्योनकोप्यन्यःकार्त्तिकादिषुसुंदरि ॥ ६ ॥ सर्वे मासास्तथापक्षाःपर्वाण्यन्यानियानिच ॥ पुरुषोत्तममासस्यकलांनार्हंतिषोडशीम् ॥ ७ ॥ साधनानिसमस्तानिनिगमोक्तानियानिच ॥ मासस्यैतस्यनार्हंतिकलामपिचषोडशीम् ॥ ८ ॥ द्वादशाब्दासहस्राणिगंगास्नानेनयत्फलम् ॥ गोदावरीसकृत्स्नानाद्यत्फलंसिंहगेगुरौ ॥ ९ ॥ तदेवफलमाप्नोतिमासेवैपुरुषोत्तमे ॥ सकृत्सुस्नानमात्रेणयत्रकुत्रापिसुंदरि ॥ १० श्रीकृष्णवल्लभोमासोनाम्नाचपुरुषोत्तमः ॥ तस्मिन्संसेवितेबालेसर्वंभवतिवांछितम् ॥ ११ ॥**

પ્રાપ્ત થાય છે. ॥ ૯ ॥ હે સુંદરિ તેજ ફળ આ પુરૂષોત્તમ માસમાં કોઇપણ તીર્થમાં એકવાર વિધિ પૂર્વક સ્નાન કરવાથી પ્રાપ્ત થાય છે. ॥ ૧૦ ॥ હે બાલા આ માસ કૃષ્ણને પ્રિય છે, નામે કરી પુરૂષોત્તમ છે. તે માસનું સારી રીતે સેવન કરવાથી સઘળું ઇચ્છીત પૂર્ણ થાય છે. ॥ ૧૧ ॥

તેથી તે પુરૂષોત્તમ માસની તું જલદી સેવા કર. હું પણ ભગવાન્‌ની પેઠે પ્રેમપૂર્વક તે માસની સેવા કરૂં છું. ॥૧૨॥ હે બાલે, એક દિવસ મેં ક્રોધથી અંબરીસ રાજાને ભસ્મ કરવાને કૃત્યાને મોકલી. ત્યારે વિષ્ણુએ મનેજ ભસ્મ કરવાને મારાપર તેજ વખતે પ્રકાશતું સુનાભ નામનું ચક્ર મોકલ્યું. તે ચક્ર પુરૂષોત્તમ માસના વ્રતથીજ પાછું વળ્યું ॥૧૩॥ ॥૧૪॥ હે સુંદરી, ત્રણ લોકને બાળવાને સમર્થ એવું તે ચક્ર મારા પર જ્યારે કંઇ પણ કરવાવાળું ન થયું

तस्मान्निषेवगशुत्वंमासंतंपुरुषोत्तमम् ॥ मयापिसेव्यतेसोऽयंपुरुषोत्तमवन्मुदा ॥ १२ ॥ एकदा भस्मसात्कर्तुमंबरीषंक्रुधामया ॥ मुक्ताकृत्यातदाबालेसुनाभंहरिणाज्वलन् ॥ १३ ॥ मामेवभस्मसात्कर्तुंतदानींप्रेरितंमयि ॥ पुरुषोत्तमव्रतादेवतच्चक्रंसंन्यवर्तत ॥ १४ ॥ त्रैलोक्यंभस्मसात्कर्तुंसमर्थंतच्चसुंदरी मय्यकिंचित्करंजातंतदामेविस्मयोऽभवत् ॥ १५ ॥ तस्माद्भजस्वसुभगेश्रीमंतंपुरुषोत्तमम् ॥ इत्युक्त्वामुनिशार्दुलोविररामसुनेःसुताम् ॥ १६ ॥ श्रीकृष्णउवाच ॥ ॥ दुर्वासोवचनंश्रुत्वाबालामूढधियावदत् ॥ भाविनाप्रेरितारा जन्नसूयाप्रेरितासती ॥ १७ ॥

ત્યારે મને આશ્ચર્ય થયું. ॥૧૫॥ તેટલા કારણ માટે હે મારા ભાગ્યવાળી શ્રીમાન પુરૂષોત્તમ માસની તું સેવા કર. આ પ્રમાણે મુનિની પુત્રીને કહી દુર્વાસા વિરામ પામ્યા. ॥૧૬॥ શ્રી કૃષ્ણ બોલ્યા—હે રાજન અદૃષ્ટથી પ્રેરાયલી અને ગુણોમાં દોષ ઉત્પન્ન કરનારી બુદ્ધિથી પ્રેરાયલી એવી બાળા દુર્વાસાનું વચન સાંભળી મૂઢ બુદ્ધિથી કહેવા લાગી ॥૧૭॥

મનમાં મુનિશ્રેષ્ટ દુર્વાસા પ્રતિ ક્રોધવાળી બાળા કહેવા લાગી હે બ્રહ્મન્ હે મુનિ આપે જે કહ્યું તે મને રોચતું નથી ॥૧૮॥ માઘ વિગેરે માસો કંઈ નાહ કરી શકવાને કેમ પ્રાપ્ત થયા અને તમે કાર્તિક વિગેરે માસોને કેમ ઓછા કહો છો ॥ ૧૯ ॥ સેવા કરાયલો વૈશાખ માસ શું સારી કામના આપતો નથી. નિરંતર શંકર વિગેરે દેવોની સેવા કર્યાથી શું ફળ આપતા નથી? ॥ ૨૦ ॥ અથવા પૃથિવિમાં પ્રત્યક્ષ દેખાતા દેવ સૂર્ય છે તે શું મનોરથોને આપતા નથી?

दुर्वाससंमुनिश्रेष्टंमनसिक्रोधसंयुता ॥ ॥ बालोवाच ॥ नमह्यंरोचतेब्रह्मन्यदुक्तंभवता-
मुने ॥ १८ ॥ कथंमाघादयोमासाअकिंचित्करतांगताः ॥ कथंकार्त्तिकमासंत्वमूनंवदसितद्वद ॥
॥ १९ ॥ वैशाखःसेवितःकिंवानदास्यतिसुकामितम् ॥ सदाशिवादयोदेवाःफलदाःकिंनसेविताः
॥२०॥ अथवाभुविमार्तंडोदेवः प्रत्यक्षदर्शनः ॥ सकिंनदाताकामानांदेवीचजगदंबिका ॥ २१ ॥
गणेशःसेवितःकिंवानसंयच्छातिकामितम् ॥ व्यतीपातदिकान्योगान्देवान्शर्वादिकानपि ॥२२॥
सर्वानुल्लंध्य[illegible]किंतेनजायते ॥ अयंतुमलिनोमासःसर्वकर्मविगर्हितः ॥ २३ ॥

વળી જગત્‌ની માતા અંબિકા. ॥ ૨૧ ॥ અને ગણપતિ શું સેવા કરવાથી ઇચ્છા પરિપૂર્ણ કરતા નથી. વ્યતિપાત વિગેરે યોગોને તથા મહાદેવ વિગેરે સર્વે દેવોને. ॥ ૨૨ ॥ ત્યાગ કરીને બોલતા તમને લજ્જા કેમ પ્રાપ્ત થતી નથી. આ તો સઘળા કામોમાં નિંદા કરાયલો સૂર્ય સંક્રાતિ રહિત એવા આ મલમાસને હે મુનિ આપ શ્રેષ્ટ કેમ કરો છો. હું તો સર્વ દુખોના પારને આણનાર શ્રેષ્ઠ એવા શ્રી વિષ્ણુને જાણું છું બીજાને જોતી નથી. ॥ ૨૩ ॥ ॥ ૨૪ ॥

હે ભૂદેવ નિરન્તર વિચારતા જાનકીના પતિ રામ કરતા અને પાર્વતીના પતિ મહાદેવ કરતા ॥ ૨૫ ॥ બીજો કયો મોટો દેવ છે. કે જે મારા, દુઃખને દુર કરે તો હે વિપ્રેન્દ્ર, હે દુર્વાસા, ઓએને છોડીને આપ કેમ મલમાસને વખાણો છો. ॥૨૬॥ આ પ્રમાણે તે બ્રાહ્મણની પુત્રીએ કહ્યુ, ત્યારે તે ક્રોધ મુનિ શરીર જાજવલ્યમાન તથા ક્રોધથી રાતા નેત્રવાળા

असूर्यसंक्रमः श्रेष्टः क्रियतेचकथंमुने ॥ वेदाहंसर्वदुःखानांपारदंश्रीहरिंपरम् ॥२४॥ नान्यं पश्यामिभूदेवचिंतयंतींदिवानिशं ॥ रामाद्वा[illegible]नकीजानेःशंकरात्प[illegible]तीपतेः ॥२५॥ नान्यःको पिमहान्देवोयोमेदुःखंव्यपोहति ॥ एतान्विहायविप्रेंद्रकथंस्तौषिमलंमुने ॥ २६ ॥ एवमुक्तस्तया विप्रपुत्र्यासक्रोधनोमुनिः ॥ जाज्वल्यमानोवपुषाक्रोधसंरक्तलो[illegible]नः ॥ २७ ॥ तथापिनशशापैनां मित्रजांकृपयान्वितः ॥मूढेयंनैवजानातिहिताहिमतपूर्णधीः ॥ २८ ॥ पुरुषोत्तममाहात्म्यंदुर्ज्ञेयंविदु षामपि ॥ किमुताल्पधियांपुंसांकुमारिणांविशेषतः ॥२९॥

થયા ॥ ૨૭ ॥ તોપણ કૃપાળુ એવા તેણે એને મિત્રની છોકરી જાણીને શાપ આપ્યો નહિ.. આ અલ્પ બુદ્ધિવાળી તથા મૂર્ખ છોકરી હિતાહિતને જાણતી નથી ॥ ૨૮ ॥ પુરૂષોત્તમનું મહાત્મ્ય પંડિતોતે પણ દુઃખે કરી જાણવા યોગ્ય છે તો અલ્પ બુદ્ધિવાળા પુરૂષોને કયાંથી અને કુંવારિકાઓને તો વિશેષે કરીને કયાંથી જાણી શકાય ॥ ૨૯ ॥

પિતા વગરની દુઃખરૂપી અગ્નિથી ભુંજાયલી એવી આ બાળા મારા અત્યન્ત ઉગ્ર શાપને કેમ સહન કરી શકે. ॥ ૩૦ ॥ એપ્રકારે દયાથી મનમાં રહેલા ક્રોધને દૂર કર્યો અને સ્વસ્થ થઈને મુનિએ અતિ વિહ્વળ એવી તે બાળાને કહ્યું ॥ ૩૧ ॥ દુર્વાસા બોલ્યા—હે બાલા મિત્રથી ઉત્પન્ન થયેલી એવી તારા ઉપર મારો કોઈ પણ જાતનો ક્રોધ નથી. હે દીન ભાગ્ય જેવું તારા મનમાં હોય તેવું ઇચ્છા પ્રમાણે કર ॥ ૩૨ ॥ હે બાલા જેથી તે પુરૂષોત્તમ માસનો તિરસ્કાર

पितृहिना कुमारीयंबालादुःखाग्निभर्जिता ॥ अतीवोग्रतरंशापंमदीयंसहतेकथम् ॥३०॥ इत्येवंकृपयाक्रोधंसंजहारमनःस्थितम् ॥ स्वस्थोभूत्वामुनिः प्राहतांबालामतिविह्वलाम् ॥ ३१ ॥ दुर्वासाउवाच ॥ अहोबालेनमेकोपोमित्रजेत्वयिकश्चन ॥ यत्तेमनसिनिर्भाग्येयथारुचितथाकुरु ॥ ३२ ॥ अपरंश्रुयतांबालेभाविष्यंकिंचिदुच्यते ॥ पुरुषोत्तममासस्ययत्त्वयाऽनादरःकृतः ॥ ३३ ॥ सर्वथातत्फलंभाविइहवापरजन्मनि ॥ अतःपरंगमिष्यामिनरनारायणालयम् ॥ ३४ ॥ नत्वंशप्ता मयाभीरुयन्मित्रंतेपितायतः ॥ हिताहितंनजानामिबालभावाच्छुभाशुभम् ॥ ३५ ॥

કર્યો તેથી કંઈક તારૂં ભવિષ્ય હું કહું છું તે તું બીજું સાંભળ ॥ ૩૩ ॥ આ જન્મમાં અથવા આવતા જન્મમાં તે અપમાનનું ફળ સર્વ પ્રકારે થશે. હવે પછી હું નરનારાયણના આશ્રમમાં જઈશ ॥ ૩૪ ॥ હે બીકણ છોકરી તારો પિતા મારો મિત્ર હતો તેથી મેં તને શાપ આપ્યો નહિ. તું બાળપણાને લીધે હિત તથા અહિતને શુભ કે અશુભને જાણતી નથી ॥ ૩૫ ॥

તારૂં કલ્યાણ થાવ. હું જઉશ. મારો વખત નકામો ન જાવ. થનારૂં શુભ કે અશુભ કોઈનાથી પણ ફર કરાતું નથી.. ॥ ૩૬ ॥

શ્રીકૃષ્ણ બોલ્યા–આ પ્રમાણે કહી ઝટ તમોગુણી તપસ્વી મુનિ ગયા. અને પુરૂષોત્તમની નિંદાથી તેજ વખતે. તે બાલા તેજ વગરની થઈ. લાંબો વખત વિચાર કરી તત્કાળ ફળ આપનાર પાર્વતીનાપતી અને દેવતાઓના સ્વામી

स्वस्तितेस्तुगमिष्यामियास्नुकालात्ययोमम ॥ शुभंशुभेतरंभाविनकेनाप्यनुलंघ्यते ॥ ३६ ॥
॥ श्रीकृष्णउवाच ॥ ॥ इत्युदीर्यजगामाशुतामसस्तापसोमुनि: ॥ तत्क्षणंनिष्प्रभासाभूत्पुरुषो
त्तमहेलया ॥ ३७ ॥ विमृश्यसुचिरंकालंतत्कालफलदंशिवम् ॥ आराधयामिदेवेशंतपसापार्वती
पतिम् ॥ ३८ ॥ इतिनिश्चित्यमनसामेधाविननयानृप ॥ दुष्करंतत्तपःकर्तुमियेषस्वाश्रमेस्थिता
॥ ३९ ॥ ॥ सूतउवाच ॥ ॥ आर्वेयाप्रबलमुनेर्वचोविनिंद्यप्रोच्युक्तांधकरिपुमेवनेवनेस्त्र ॥ लक्ष्मी
शंबहुलफलप्रदंविहायसावित्रीपतिमपिताहृशंनिरस्य ॥ ४० ॥

મહાદેવના તપથી. આરાધના કરૂં. ॥ ૩૭ ॥ ૩૮ ॥ હે રાજન આ પ્રમાણે મનથી નિશ્ચય કરીને મેધાવીની પુત્રીએ પોતાના આશ્રમ રહીને દુઃષ્ટર એવા તપ કરવાની ઇચ્છા કરી. ॥ ૩૯ ॥ સૂત બોલ્યા–તે બાળા દુર્વાસા મુનીના વચનનો તિરસ્કાર કરીને તથા અતીશય ફળ આપનારા લક્ષ્મીના પતિ વિષ્ણુને અને તેના સરખા સાવિત્રીના પતિ બ્રહ્માને પણ દૂર કરી પોતાના આશ્રમમાં અંધકાસુરના શત્રુ મહાદેવની આરાધના કરવામાં ઉદ્યોગ વાળી થઈ. ॥ ૪૦ ॥

ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ મહાત્મ્યમાં કુમારિકાએ કરેલું શંકરનું આરાધન એ નામનો અધ્યાય ૧૦ મો સમાપ્ત.

इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेकुमारीशिवाराधनोद्यो गोनामदशमोऽध्यायः ॥ १० ॥

॥ नारदउवाच ॥ ॥ अर्चीकरत्कुमारीयंमहत्कर्मसुदुष्करम्॥मुनीनामपिसर्वेषांतन्मेवदम हामुने ॥ १ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ अथारभतकल्याणीतपःपरमदारुणम् ॥ चिंतयंती शिवंशांतंपंचवक्त्रंसनातनम् ॥ २ ॥ भुजंगभूषणंदेवंनंदिभृंगिनिषेवितम् ॥ चतुर्विंशतितत्त्वैश्च गुणैस्त्रिभिराभिष्टुतम् ॥ ३ ॥

નારદ બોલ્યા–હે મહામુનિ. સઘળા મુનિઓને પણ દુષ્કર એવું જે મોટું કર્મ આ કુમારીએ કર્યું. તે મને કહો. ॥ ૧ ॥ નારદ બોલ્યા–ત્યારપછી શાન્ત. પાંચ મુખવાળા. સનાતન. સર્પના ભુષણવાળા. નંદી તથા ભૃંગી નામના ગણોથી સેવા કરાયલા. ચોવીશ તત્વોએ તથા ત્રણ ગુણોએ સ્તુતિ કરેલા. ॥ ૨ ॥ ૩ ॥

આઠ મહાસિદ્ધિથી તથા પ્રકૃતિ તેમજ પુરૂષ વડે વખણાયલા અર્ધચંદ્રથી સુશોભિત કપાળવાળા, જટાના સમૂહથી દેદીપ્યમાન. શિવનું ધ્યાન કરતી તે બાળાએ અત્યંત કઠણ તપનો આરંભ કર્યો. ॥ ૪ ॥ બાળા તે શિવનું અંતઃકરણમાં ધ્યાન ધરી દુશ્ચર અને ઉગ્ર એવા તપને કરવા લાગી. ઉનાળામાં પંચાગ્નિના મધ્યમાં રહેનારી. ॥ ૫ ॥ હેમંત તથા શિશિરઋતુમાં ઠંડા પાણીમાં રહેલી, જેમ પાણીમાં કમળ શોભે છે તેમ સ્પષ્ટ મુખવાળી શોભતી હતી. ॥ ૬ ॥

महासिद्धिभिरष्टाभिःप्रकृत्यापुरुषेणच ॥ चंद्रखंडलसद्भालंजटाजूटविराजितम् ॥ ४ ॥
चचारदुश्चरंबालातमुद्दिश्यपरंतप : ॥ पंचाग्नीनांचमध्येसास्थायिनीग्रीष्मगेरवौ ॥ ५ ॥ हेमंते
शिशिरेचैवशीतवार्यंतरस्थिता ॥ व्यक्तवक्त्रातथारेजेजलस्थंकमलंयथा ॥ ६॥ शिरोधःप्रसृतस्य
मनीलालकविगुंठिता ॥ जंबालवल्लरीपुंजैर्वेष्टितेवाब्जभौजले ॥ ७ ॥ ब्रह्मरंध्रोद्गतश्रीमद्धूमराजि
र्व्यदृश्यत ॥ नलिंनेव्यसादेवाभिःलिंद्वाल्लैः प्रसर्पिणी ॥ ८ ॥ वर्षास्वनावृताशेतेस्थंडिलेकुसिक
न्विते ॥ संध्ययोरुभयोस्तन्वीधूमपानमचीकरत् ॥ ९ ॥

મસ્તકની નીચે વ્યાપ્ત થયેલા સુંદર કાળા કેશોથી ગુંથાયલી. જાણે પાણીમાં, કાદવમાં ઉગેલી વેલીઓના સમૂહથી વીંટલાયલી હોય તેમ શોભતી હતી. ॥ ૭ ॥ બ્રહ્મરંધ્રમાંથી નીકળતી ધુંવાડીની પંક્તિ જાણે કમળને સેવવાવાળી ફેલાયલી ભ્રમરાઓની પંક્તિની માફક શોભતી હતી. ॥ ૮ ॥ અને વર્ષાઋતુમાં આચ્છાદન વગર દર્ભયુકત ચોતરાપર સુતી હતી. અને કૃશ અંગવાળી તે બન્ને સંધ્યાકાળને વિષે ધુમાડાનું પાન કરતી હતી. ॥૯ ॥

તેનું તપ સાંભળી ઇન્દ્ર અત્યંત ચિંત્તા પામ્યો. સઘળા દેવતાઓએ દુઃખ વડે પરાભવ પમાડી શકાય એવી
મહર્ષિઓએ સ્પૃહા કરવા યોગ્ય. થઈ ॥ ૧૦ ॥ હે નૃપનંદન. એ પ્રકારે. જ્યારે તે છોકરી તપશ્ચર્યા કરતી હતી ત્યારે
નવહજાર વર્ષ વીતી ગયા ॥ ૧૧ ॥ તેના તપથી પ્રસન્ન થયેલા ભગવાન પાર્વતીનાપતિ શંકરે તે બાળાને કોઈથી જોઈ
નહિ શકાય એવું પોતાનું રૂપ બતલાવ્યું. ॥ ૧૨ ॥ આ વેલા પ્રાણને જોઈ દેહ ઉભો થાય છે. તેમ શંકરને જોઇ તપથી કૃશ

पुरंदरःपरांचिंतामवापाश्रुत्यतत्तपः ॥ दुर्धर्षादिविजैःसर्वैःस्पृहणीयामहर्षिभिः॥१०॥एवंतप
सिवृतायामार्षेय्यांनृपनंदन ॥ गतान्यब्दसहस्राणिनवराजन्यभूषण ॥ ११ ॥ संतुष्टस्तपसातस्या
भगवान्पार्वतीपतिः ॥ दर्शयामासबालायैनिजंरूपमगोचरम् ॥ १२ ॥ तद्दृष्ट्वासहसोत्तस्थौदेहः
प्राणमिवागतम् ॥ तपःकृशापिसाबालाहृष्टपुष्टातदाभवत् ॥ १३ ॥ भूरिशातपसंक्लिष्टादेवमीढाग
रीयसी ॥ साबालाऽवनताभूत्वाववंदेगिरिजापतिम् ॥१४॥ स्नानैरुपचारैस्तंसंपूज्यविश्ववंदितम्
तुष्टावजगतांनाथंभक्तियुक्तेनचेतसा ॥ १५ ॥

થયેલી તે બાળા એક દમ ઉભી થઈ ને વખતે રૂષ્ટપુષ્ટ થઈ. ॥ ૧૩ ॥ અત્યંત તપથી દુઃખી થયેલી દેવને પૂજનારી
શ્રેષ્ઠ એવી તે બાળા નમ્ર થઇ મહાદેવને વંદન કરવા લાગી ॥ ૧૪ ॥ અને માનસીક ઉપચારથી વિશ્વવંદિત જગતના
નાથ તે શંકરનું પૂજન કરી ભક્તિ યુક્ત ચિત્તથી સ્તુતિ કરી ॥ ૧૫ ॥

બાલા બોલી—હે પાર્વતીના પ્રિયપ્રાણનાથ. હે પ્રભુ હે ભર્ગ હે પ્રાણિઓના સ્વામી હે ગિરિજાપતિ તમને નમન કરૂં છું. હે ચંદ્ર સૂર્ય અગ્નિથી શોભિત ત્રણ નેત્રવાળા હે માથાની ખોપરીની માલાને ધારણ કરનાર હે મારા આધારરૂપ શંભુ હું આપને પ્રણામ કરૂં છું ॥ ૧૬ ॥ અનેક તાપથી પરાભવ પામેલા અંગોની પીડાવાળો ભયંકર સંસારરૂપી સમુદ્રમાં ડુબેલો દુર્જન સર્પરૂપી કાળની ઉગ્ર દાઢોથી ડંસાયલો મનુષ્ય રક્ષણ કરવામાં હિતકારી એવા આપને પ્રાપ્ત થયેલો મુક્ત થાય છે. ॥૧૭॥ હે દયાનાથ હે ભૂતોના ઇશ્વર હે ચંડી પતિ હે કલ્યાણકારક હે સંસાર થકી રક્ષણ કરનાર

बालोवाच ॥ ॥ अयेशैलजावल्लभप्राणनाथप्रभोमर्गभूनेशगौरीशशंभो ॥ तमःसोमसूर्याग्निदिव्यत्रिनेत्रमयाधारचुंडास्थिमालिन्नमस्ते ॥ १६ ॥ नरोनेकतापाभिभूतांगपीडःपरंघोरसंसारवार्धौनिमग्न : ॥ खलव्यालकालोग्रदंष्ट्राभिदष्टोविमुच्येद्भवंतंशरण्यंप्रपन्न : ॥ १७ ॥ विभोयेन बाणःस्वकीयीकृतश्चमृताजीवितालर्कभूपालपत्नी ॥ दयानाथभूतेशचंडीशभव्यभवत्राणमृत्युंजय प्राणनाथ ॥ १८ ॥ मखध्वंसकर्त:समस्तारिहर्त:सदासेवकानांभवध्वंसकर्त: ॥ नमोजन्महर्तः पुरासृष्टिकर्तस्त्वदीयानवप्राणनाथाघहर्त : ॥ १९ ॥

હે મન્યુને જીતનાર હે પ્રાણનાથ હે દક્ષ પ્રજાપતિના યજ્ઞનો ધ્વંસ કરનાર સર્વ શત્રુના નાશ કરનાર નિરન્તર સેવકોના જન્મના નાશ કરનાર જન્મને હરણ કરનાર પૂર્વે સૃષ્ટિ રચનાર હે નૂતન પ્રાણનાથ હે પાપોનો નાશ કરનાર. હે વિભો આપે બાણાસુરને પોતાનો કર્યો તથા મરી ગયેલી અલર્ક રાજાની સ્ત્રીને જીવતી કરી તેમાટે હું આપને નમસ્કાર કરૂં છું અને આપની છું તેથી આપ મારૂં રક્ષણ કરો ॥ ૧૮ ॥ ૧૯ ॥

पु० આ પ્રમાણે હે રાજન્ તપસ્વીની મહાભાગ મેધાવીની પુત્રી મન તથા વાણીથી શંકરની સ્તુતિ કરી વિરામ પામી ॥ ૨૦ ॥ શ્રી કૃષ્ણ બોલ્યા—તેણે કરેલી સ્તુતિને સાંભળીને અતિશય ઉગ્રત પશ્ચર્યાથી પ્રસન્ન થયું છે. મુખ કમળ

अ० તે જેનું એવા મહાદેવ તે બાળાને કહેવા લાગ્યા.

શંકર બોલ્યા—હે મહા ભાગ્યશાલિ હે તપસ્વિનિ હું પ્રસન્ન થયો છું. ખેદ ન કર. તારા મનમાં જે ઇચ્છિત હોય તે વર માગ ॥ ૨૨ ॥ તે સાંભળીને મોટા આનંદમાં નિમગ્ન થયેલી આ કુમારિકા અતિ પ્રસન્ન થયેલા મહાદેવ પ્રત્યે

**इत्येवंमनसावाचाशिवंस्तुत्वातपस्विनी ॥ विररामममहाभागामेधावितनयानृप ॥ २० ॥**
**॥ श्रीकृष्णउवाच ॥ तत्कृतंस्तोत्रमाकर्ण्यतपसोग्रतरेणच ॥ प्रसन्नवदनांभोजस्तामुवाचसदा**
**शिवः ॥ २१ ॥ ॥ शिवउवाच ॥ वरंवरयभद्रंतेयस्तेमनासिवांछित ः ॥ प्रसन्नोस्मिमहाभागेमामा**
**खिदतपस्विनि ॥ २२ ॥ तदाकर्ण्यकुमारीयंमहानंदपरिप्लुता ॥ उवाचवचनंराजन्सुप्रसन्नंसदाशि**
**वम् ॥ २३ ॥ ॥ बालोवाच ॥ दीननाथदयासिंधोप्रसन्नश्चेन्ममोपरि ॥ तदात्मकामितंदेहिमाविलं**
**बंकुरुप्रभो ॥२४॥ पतिंदेहिपतिंदेहिपतिंपतिमहंवृणे ॥ पतिंदेहिमहादेवनान्यन्मेचिंतितंहृदि॥२५॥**

વચન બોલી ॥ ૨૩ ॥ બાલા બોલી—દીનનાથ હે દયા સિંધો મારાપર પ્રસન્ન થયા હોવ તો મનોવાંચ્છિત વર આપો.
८४ હે પ્રભુ વિલંબ ન કરો ॥ ૨૪ ॥ હે મહાદેવ પતિ આપો, મને પતિ આપો, પતિ આપો, હું પતિ માગું છું પતિ
४२ આપો. બીજું મારા હૃદયમાં ચિંતન કરેલું નથી ॥ ૨૫ ॥

આ પ્રમાણે મહાદેવને કહીને તે રૂષિ કન્યા વિરામ પામી. તે સાંભળીને મહાદેવ ઋષિ કન્યાને કહેવા લાગ્યા ॥ ૨૬ ॥ મહાદેવ બોલ્યા—હે મુનિકન્યા તેં તારા મુખથી જે કહ્યું તે થાવ. જેથી તેં પાંચવાર પતિ હમણા માંગ્યો ॥ ૨૭ ॥ તેથી હે સુંદરિ. તારા પાંચ પતિ થશે. તે શૂરવીર. સઘળા ધર્મને જાણનાર સજ્જન, સત્ય પરાક્રમવાળા, યજ્ઞ કરનારા,

**एवमुक्त्वातदार्षेयीविरराममकपर्दिनम् ॥ तदाकर्ण्यमहादेवोजगादमुनिकन्यकाम् ॥ २६ ॥ शिवउवाच ॥ ॥ त्वयायत्स्वमुखेनोक्तंतदस्तुमुनिकन्यके ॥ पंचकृत्वस्त्वयायस्मात्पति : संप्रार्थितोऽधुना ॥ २७ ॥ तस्मात्पंचभविष्यंतिपतयस्तवसुंदरि ॥ शूरा : सकलधर्मज्ञा : साधव : सत्यविक्रमा : ॥ २८ ॥ यज्वान : स्वगुणख्याता : सत्यसंधाजितेंद्रिया : ॥ तन्मुखप्रेक्षका : सर्वेराजन्यागुणशालिन : ॥ २९ ॥ ॥ श्रीकृष्णउवाच ॥ इत्याकर्ण्यवचस्तस्यधूर्जटेर्नातिप्रियम्॥ वाचावनताभूत्वाबालावाक्यविशारदा ॥ ३० ॥**

પોતાગુણોથી ખ્યાતિ પામેલા સત્ય પ્રતિજ્ઞાવાળા જીતેન્દ્રિય. તારા મુખને જોનારા સઘળા રાજાઓના ગુણોથી શોભનારા થશે. ॥ ૨૮ ॥ ૨૯ ॥ શ્રી કૃષ્ણ બોલ્યા—આ પ્રમાણે મહાદેવનું અતિપ્રિય નહીં એવું વચન સાંભળી બોલવામાં કુશળ બાળી નમ્ર થઈને બોલી. ॥ ૩૦ ॥

૮૫

पु० બાલા બોલી—હે ગિરિજાનાપતિ, આ પ્રમાણે લોકમાં અતિ કૌતુક નહિ થાવ. કેમકે હે સદાશિવ એક સ્રીને એ મा०
કજ પતિ હોય છે. ॥ ૩૧ ॥ કોઇપણ ઠેકાણે એક સ્રી પાંચ સ્વામીવાળી જોઈ નથી, તેમ સાંભળીએ નથી. પણ એક પુરૂ
अ० ષને પાંચ સ્રીઓ હોય છે. ॥ ૩૨ ॥ હે કૃપા સિંધુ, હે શંભુ, હું આપની થઇને પાંચ સ્વામીવાળી કેમ થાવું. તમે १०
મારે વિષે આ પ્રકારનું વચન કહેવા લાયક નથી. ॥ ૩૩ ॥ હે પ્રભુ આપનેજ લજ્જા ઉત્પન્ન થાય છે. કારણ કે હું

॥ बालोवाच ॥ ॥ एवंमेगिरीजाकांतमास्तुलोकेऽतिकौतुकम् ॥ एकस्याएकएवास्तिभर्ता नार्याःसदाशिव ॥ ३१ ॥ नदृष्टानश्रुताकापिनार्येकापंचभर्तृका ॥ एकस्यपंचपत्न्यस्तुपुरुषस्य भवंतिहि ॥ ३२ ॥ त्वदीयाहंकथंशंभोभवेयंपंचभर्तृका ॥ नैवार्हसिवचस्त्वेवंमायिवक्तुंकृपानिध ॥ ३३ ॥ तवैवजायतेलज्जात्वदीयाहंयतःप्रभो ॥ इत्याकर्ण्यवचस्तस्याःशंकरःप्राहतांपुनः ॥३४॥ ॥ शिवउवाच ॥ ॥ मास्तुतेस्मिन्भवेभीरुभाव्यंतत्परजन्मनि ॥ अयोनिसंभवातत्रभविष्यसित पोबलात् ॥ ३५ ॥

તમારીજ છું. એ પ્રમાણે તેનું વચન સાંભળી શંકર ફરીથી તેને કહેવા લાગ્યા. ॥ ૩૪ ॥ શિવ બોલ્યા—હે ભીરૂ આ જન્મમાં તને થશે નહિ, પણ બીજા જન્મમાં થશે. ત્યાં તું તપના બળથી અયોની સંભવ થશે. (અર્થાત્ સ્રીના શરીરથી જન્મ થશે નહિ.) ॥ ૩૫ ॥

સ્વામીના સુખને પામીને ત્યાર પછી ઉત્તમ પદને પ્રાપ્ત કરીશ. દુર્વાસા મારી પ્રિય મૂર્તિ છે તેનું તેં પહેલાં અપમાન કર્યું છે. ॥ ૩૬ ॥ હે સારા ભ્રમરવાળી, તે દુર્વાસામુનિનો કોપાવિષ્ટ થાય તો ત્રણ ભુવનને બાળી નાખે. તેં અતિશય ગર્વથી બ્રાહ્મણના તેજનું અપમાન કર્યું ॥ ૩૭ ॥ જેને વિષે શ્રીકૃષ્ણએ પોતે પોતાનું ઐશ્વર્ય અર્પણ કરેલું છે. એવો ભગવાનનો પ્યારો પુરૂષોત્તમ માસ તેં ન કર્યો. ॥ ૩૮ ॥ હે બાલિકા, હું બ્રહ્માદિ વિગેરે દેવતાઓ, નારદ

भर्तृजंसुखमासाद्यततोगंत्रीपरंपदम् ॥ दुर्वासामेप्रियामूर्तिःसत्वयाऽवमतःपुरा ॥ ३६ ॥
सचेत्कोपावृतःसुभ्रूनिर्दहेद्भुवनत्रयम् ॥ त्वयागर्वातिरेकेणब्रह्मतेजःप्रमर्दितम् ॥ ३७ ॥ पुरुषोत्तम
स्त्वयामासोनकृतोभगवत्प्रियः ॥यस्मिन्नर्पितमैश्वर्यंश्रीकृष्णेनात्मनःस्वकम् ॥ ३८ ॥ अहंब्रह्मा
दयोदेवानारदाद्यास्तपस्विनः ॥ यदादेशकराबालेतदाज्ञांकोविलंघयेत् ॥ ३९ ॥ समासोनत्वया
मूढपूजितोलोकपूजितः ॥ अतस्तेपंचभर्तारोभविष्यंतिद्विजात्मजे ॥ ४० ॥ नान्यथाभावितद्बा
लेपुरुषोत्तमखंडनात् ॥ योवैनिंदतितंमासंसयातिघोररौरवम् ॥ ४१ ॥

વિગેરે તપસ્વિઓ જેની આજ્ઞાને માનનારા છીએ, તેના હુકમને કોણ ઓળંગે. ॥ ૩૯ ॥ હે મૂઢ, લોકમાં પૂજિત એવા તે માસનું તેં પૂજન કર્યું નહિ. માટે હે બ્રાહ્મણની છોકરી તારા પાંચ પતિ થશે. ॥ ૪૦ ॥ હે બાલિકા, આ માસનું ખંડન કર્યાથી તે મિથ્યા થશે નહિ. પુરૂષોત્તમ માસની જે નિંદા કરે છે તે ઘોર નર્કમાં જાય છે. ॥ ૪૧ ॥

તેનું વિપરીત થાય પણ કોઈ વખત મિથ્યા થતું નથી. પુરૂષોત્તમ માસના જે ભક્તો છે તે પુત્ર પાત્ર ધનવાળા ॥ ૪૨ ॥ આ લોકની તથા પરલોકની સિદ્ધિને પામે છે ને પામશે. અમે સર્વે દેવતાઓ પણ પુરૂષોત્તમનું સેવન કરીએ છીએ. ॥ ૪૩ ॥ જે માસની સારી રીતે સેવા કરવાથી ભગવાન્ પુરૂષોત્તમ પ્રસન્ન થાય છે તો હે સારા મધ્ય ભાગ વાળી સેવા કરવા યોગ્ય એવા તે માસને કેમ ન સેવ્યે. ॥ ૪૪ ॥ અતિ ઉત્તમ એવા મોટાઓનું વચન મિથ્યા કેમ થાય તે કહે. માટે સારા અથવા નઠારા વચન કહેનારા મુનિઓ માન્ય કરવા યોગ્ય છે. ॥ ૪૫ ॥ એ પ્રમાણે બોલતા

**विपरीतंभवेत्तस्यनकदाप्यन्यथाभवेत् ॥ पुरुषोत्तमस्ययेभक्ता : पुत्रपौत्रधनान्विता :॥ ४२॥
एहींकामुष्मिकींसिद्धिंयातायास्यंतियांतिच ॥ वयंसर्वेपिगीर्वाणा : पुरुषोत्तमसेविन : ॥ ४३ ॥
यस्मिन्संसेवितेशीघ्रंश्रीयतेपुरुषोत्तम : ॥ सेवनीयंकथंमासंनभजामसुमध्यमे ॥ ४४ ॥ अत्यु
त्कटानांमहतांवचोमिथ्याकथंवद ॥ अनुनेयाहिमुनय : सदसद्वादवादिन :॥ ४५ ॥ वदन्नेवंनील
कंठः क्षिप्रमंतर्दधेहरः ॥ चकितासाभवद्वालायूथभ्रष्टामृगीयथा ॥ ४६ ॥ ॥ सूतउवाच ॥
॥ शशांकलेखांकितभालदेशेसदाशिवेशैवदिशंप्रयाते ॥ चिंताबबाधेमुनिराजकन्यांहत्यायथावृत्र
हणं-नोशाः ॥ ४७ ॥**

શ્યામ કંઠવાળા મહાદેવ તત્કાળ અન્તર્ધાન થયા. આશ્ચર્ય પામેલી તે બાળા ટોળાથી છુટી પડેલી હરિણીના સરખી થઈ. ॥ ૪૬ ॥ સૂત બોલ્યા—હે મુનિઓ ચંદ્રમાંની કળાથી શોભિત કપાળવાળા શંકર પોતાના સ્થાનકમાં ગયા ત્યારે જેવી વ્રત્રાસૂરને મારનારા ઇન્દ્રને હત્યા પીડતી હતી તેવી રીતે મુનિરાજની કન્યાને ચિન્તા પીડવા લાગી. ॥ ૪૭ ॥

ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં શિવ વાકય એ નામનો ૧૧ મો અધ્યાય સમાપ્ત થયો.

નારદ બોલ્યા—હે નાથ, મહાદેવ ગયા પછી તે બાલા શોકથી શું કરતી હવી વિનયાન્વિત એવા મને સાંભળવાના ધર્મ સિદ્ધિને માટે તેમને કહો. ॥ ૧ ॥ નારાયણ બોલ્યા—આજ પ્રશ્ન પૂર્વે પાંડુપુત્રએ શ્રીકૃષ્ણને પૂછયો હતો અને રાજાને જે વચન કહ્યું હતું તે બોલતા એવા મારાથી સાંભળ. ॥ ૨ ॥ શ્રી કૃષ્ણ બોલ્યા—હે રાજન્ આ પ્રમાણે

इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येशिववाक्यंनामएकादशोध्यायः ॥ ११ ॥

॥ नारदउवाच॥ ॥ शितिकंठेगतेनाथबालाकिमकरोच्छुचा ॥ तन्मेवदविनीतायशुश्रूषा धर्मसिद्धये ॥ १ ॥ ॥ श्रीनारायणउवाच ॥॥ एवमेवपुरापृष्टः श्रीकृष्णः पांडुसूनुना ॥ यदुवाचवीरराजेतन्मेनिगदतः शृणु ॥ २ ॥ ॥ श्रीकृष्णउवाच ॥॥ एवंगतेशिवेराजन्साबालाविगतप्रभा ॥ निःश्वासपरमाभीतासोश्रुनेत्राकृशोदरी ॥ ३ ॥ हृदयाग्निलसज्ज्वालाज्वलितांगीकुमारिका ॥ दावाग्निदग्धपत्रासालतेवासतपस्विनी ॥ ४ ॥

શિવ ગયા ત્યારે કાન્તિ વગરની નિશાસા નાંખતી ભય પામેલી રડતી કૃશોદરી ॥ ૩ ॥ હૃદયમાં રહેલા શોકરૂપી અગ્નિની જાજ્વલ્યમાન જ્વાળાથી બળેલા અંગવાળી દાવાગ્નિ વડે કરીને બળેલી પાંતરાવાળી વેલીની માફક તપસ્વિની એવી તે બાળા થઈ. ॥ ૪ ॥

આવી રીતે દુઃખ તથા ઈર્ષ્યાને પામતા ઘણો સમય ચાલ્યો ગયો. આ પ્રભુ એવા કાલે તે તાપસી કન્યાનાપર હુમલો કર્યો. ॥ ૫ ॥ જેમ સર્પ ઉંદરના સ્થાનમાં પહોંચતા ઉંદરને ગળી જાય છે. તેમ એકાએક તે કન્યાને બલવાન્ કાળે સ્વાધીન કરી. ॥ ૬ ॥ જેમ વર્ષ કાળના વાદળાઓએ ઘેરેલા આકાશમાં રહેલી વીજળી નાશ પામે છે તેમ તપ થી નાશ પામેલા પાપવાળી તે કન્યા પોતાના આશ્રમમાં નાશ પામી. ॥ ૭ ॥ તેજ વખતે ધર્મિષ્ટ યજ્ઞસેન નામનો

दुःखमीर्ष्याम्प्राप्तवत्यामेवंकालोमहानगतः ॥ अस्मौतामवचस्कंदताद्दृशींतापसींप्रभुः ॥ ५ ॥ सहसातांन्मम्प्रापन्नांफणीवाखुर्निवेशनम् ॥ इतिकालेनबलिनावंशनीतातपस्विनी ॥६॥ प्रावृण्मेघावृतेव्योम्नि विद्युतत्सौदामनीयथा ॥तथाऽऽश्रमेस्वकेनष्टातपसादग्धकल्पषा ॥७॥ तदानीमेवधर्मिष्टोयज्ञसेनोनराधिपः ॥ बृहत्संभारसंपन्नमकरोद्यज्ञमुत्तमम् ॥ तद्यज्ञकुंडादुद्भूताकुमारीकनकप्रभा ॥ सेयंद्रुपदशार्दुलतनयाप्रथिताभुवि ॥ ९ ॥ द्रौपदीसर्वलोकेषुह्यार्षेयीयापुराऽभवत् ॥ सेयंस्वयंवरेराजन्मत्स्यवेधेकृतेमति ॥ १० ॥

રાજા ઘણા સરસામનવાળો ઉત્તમ યજ્ઞ કરતો હતો. ॥ ૮ ॥ તેના યજ્ઞ કુંડથી સુવર્ણની કાન્તિ સરખી ઉત્પન્ન થયેલી તેજ આ કુમારી દ્રુપદરાજાની પુત્રી દ્રૌપદી નામે લોકમા પ્રસિદ્ધ થઈ. ॥ ૯ ॥ જે પુર્વે ઋષિની કન્યા એવી અને આ લોકમાં દ્રૌપદી હતી. હે રાજન, સ્વયંવરમાં જયારે મત્સ્યવેધ કર્યો ત્યારે તેજ આ. ॥ ૧૦ ॥

દ્રૌપદી રાજમંડળ ક્ષોભ પામ્યું ત્યારે ભીષ્મ, કર્ણ વિગેરે સઘળા ઘણા રાજાઓને તૃણરૂપ કરી અર્જુને મેળવી. ॥ ૧૧ ॥ હે મુનિ, તેજ આ ઉત્તમ સ્ત્રી દુઃશાસનથી કેશઝાલવાપણાને પામી. કાનમાં શૂલરૂપ વચનો સાંભળવાવાળી થઇ. ॥ ૧૨ ॥ હે રાજન, પુરૂષોત્તમના અપમાન કરવાથી મેં પણ એને ગણકારી નહિ. જ્યારે મારા ઉપર સ્નેહ કરનારી એ વારંવાર મારૂં નામ બોલવા લાગી. ॥ ૧૩ ॥ હે દામોદર, હે દયાના સાગર, હે જગત્‌ના પતિ, હે કૃષ્ણ, હે

लब्धार्जुनेननपांचालीक्षुभितेराजमंडले ॥ तृणीकृत्यनृपान्सर्वान्भीमकर्णादिकान्बहून् ॥ ११ ॥
सेयंकचग्रहंप्राप्तादुष्टदुःशासनान्मुने ॥ वचांसिकर्णशूलानिश्राविताववर्णिनी ॥ १२ ॥
मयाचोपेक्षिताराजन्पुरुषोत्तमहेलनात् ॥ यदामयिकृतस्नेहामन्नामान्यवदन्मुहु ः ॥१३॥ दामो
दरदयासिंधोकृष्णकृष्णजगत्पते ॥ हेनाथहेरमानाथकेशवक्लेशनाशन ॥१४॥ नमातानतातोनचभ्रा
तृवर्गोनसख्योनजामिर्नवैभागिनेयः॥नबंधुर्नचेष्टोनवैप्राणनाथोहृषीकेशसर्वंभवानेवमेऽस्ति ॥१५॥

નાથ, હે લક્ષ્મીના સ્વામી. હે કેશવ, હે દુઃખના નાશક. ॥ ૧૪ ॥ હે ઇન્દ્રિઓ નિયામક. મારે મા નથી. મારે બાપ નથી, મારે ભાઇ નથી, મારે સખીઓ નથી, મારે બેન નથી, બેનના પુત્ર નથી. સગા નથી. ઇષ્ટ નથી કે મારે પ્રાણનાથ નથી. આપજ મારૂં સઘળું છો. ॥ ૧૫ ॥

હે ગોવિંદ. હે ગોપિકાનાથ, હે દીનબંધુ. હે દયા સાગર. હે પ્રભુ દુઃશાસનથી પરાજય પામેલી મને શું આપ જાણતા નથી. ॥ ૧૬ ॥ જ્યારે દ્રૌપદી દુઃશાસનથી પરાભવ પામી ત્યારે મારૂં સ્મરણ કરવા લાગી. હું એને પહેલા ભુલી ગયો હતો તોપણ ॥ ૧૭ ॥ તત્કાળ ગરૂડપર બેસી ત્યાં આવીને રહેલા એવા મેંજ હે રાજન. એના સઘળા વસ્ત્ર પરિપૂર્ણ કર્યાં. ॥ ૧૮ ॥ નિરન્તર મારે વિષે સ્નેહ કરવાવાળી, મારા પ્રાણરૂપ. મારે આધીન, અત્યંત વહાલી સતી, મારા પ્રાણના

गोविंदगोपिकानाथदीनबंधोदयानिधे ॥ दुःशासनपराभूतांकिंनजानासीमांप्रभो ॥ १६ ॥ दुःशासनपराभूतातदाद्रुपदनंदिनी ॥ मदीयस्मरणंप्राप्ताविस्मृतापिमयापुरा ॥ १७ ॥ शीघ्रंगरुडमारुह्यतत्रागत्यास्थितेनवै ॥ पूरितानिमयाराजन्नस्यैवांस्यनेकशः॥ १८॥ सदामय्यिकृतस्नेहामत्प्राणामत्परायणा ॥ ममातिवल्लभामाध्वीसख्वीमेप्राणसन्निभा ॥ १९ ॥ तथाप्युपेक्षितेयंसापुरुषोत्तममहेलनात् ॥ पुरुषोत्तमतिरस्कारकर्तारंपातयाम्यहम् ॥ २० ॥ सर्वथामुनिदेवानांमेव्योयंपुरुषोत्तमः ॥ किंपुनर्मानुषाणांतुसर्वार्थफलदायकः ॥ २१ ॥

સરખી સખી છે. ॥ ૧૯ ॥ તોપણ પુરૂષોત્તમના અપમાનથી એ દ્રૌપદીની મેં ઉપેક્ષા કરી. કારણ કે પુરૂષોત્તમ માસના તિરસ્કાર કરનારને હું પાડું છું. ॥ ૨૦ ॥ મુનિ તથા દેવાને સર્વ પ્રકારે સઘળા ઇચ્છિત ફળ આપનારો આ પુરૂષોત્તમ માસ સેવવા યોગ્ય છે. તો મનુષ્યોને સેવવો જોઇએ એમાં ફરી શું કહેવું. ॥ ૨૧ ॥

તેટલા કારણ માટે આ આવતા પુરૂષોત્તમ માસને સેવ. જ્યારે ચૌદ વર્ષ પુરા થશે. ત્યારે તારૂં સઘળું સારૂં થશે.
॥ ૨૨ ॥ હે પાંડવ હે મહારાજ જેઓએ આનો ચોટલો જોયો હતો તે શત્રુઓની સ્રીના કેશને ક્રોધથી હું ઉતરાવીશ.
॥ ૨૩ ॥ દુર્યોધન વિગેરે સઘળા રાજાઓને યમના સ્થાનકમાં પહોંચાડીશ અને સઘળા શત્રૂઓનો નાશ કરી તમે રાજા
થશો ॥ ૨૪ ॥ મને લક્ષ્મી પ્રિય નથી, બળદેવ પ્રિય નથી, દેવકી માતા વહાલી નથી, મારો પુત્ર પ્રદ્યુમ્ની અને સાત્યકી

**तस्मादाराधयस्वैनमागामिपुरुषोत्तमम् ॥ वर्षेचतुर्दशेपूर्णेसर्वंतेभवीताशूभम् ॥ २२ ॥ व्यलो-
किचिकुरव्रातोयैरस्याःपांडुनंदन ॥ तन्नारीणामहंराजन्निर्वपिष्येऽलकानूरुषा ॥ ॥ २३ ॥ सुयो-
धनादिभूपालान्सर्वान्नेष्येयमक्षयम् ॥ सर्वशत्रुक्षयंकृत्वात्वंचराजाभाविष्यासि ॥ २४ ॥ नमेक्षीरोदत
नयाप्रियानाविहलायुधाः ॥ नतथादेवकीदेवीप्रद्युम्नोनापिसात्यकिः ॥ २५ ॥ यादृशामेप्रियाभ-
क्तास्तादृशोनास्तिकश्चन॥येनमेपीडिताभक्तास्तेनाहंपीडितःसदा ॥ २६ ॥ द्वेष्योमेनास्तितत्तुल्यो
यमस्तस्यफलप्रदः ॥ नावलोक्योमयादुष्टोदंडाथ[illegible] ॥ २७ ॥ ॥ श्रीनारायणवाच ॥
॥ श्रीकृष्णस्तान्समाश्वास्यपांडवान्द्रौपदींतथा ॥ कुशस्थलींजिगमिषुरुवाचमधुसूदनः ॥२८॥**

પણ વહાલો નથી, ॥ ૨૫ ॥ જેવા મને મારા ભક્તો વહાલા છે તેવો બીજો મને કોઈ વ્હાલો નથી જેણે મારા ભક્તોને
દુઃખ દીધું તેણે નિરન્તર મનેજ દુઃખ દીધું. ॥ ૨૬ ॥ તેના સરખો મારો બીજો કોઇ દ્વેષી નથી. યમજ તેને ફળ આપે
છે. હે પાંડવ દુષ્ટ પણ મારા દંડને અર્થે જોવા લાયક નથી ॥ ૨૭॥ શ્રી નારાયણ બોલ્યા—મધુસૂદન શ્રી કૃષ્ણ તે
પાંડવોને તથા દ્રૌપદીને આશ્વાસન આપી દ્વારકા જવાની ઇચ્છાથી કહેવા લાગ્યા ॥ ૨૮ ॥

હે રાજન્ મારા વિયોગથી આકુળ એવી દ્વારકા પ્રત્યે હું આજે જઇશ. મહા ભાગવસુદેવ મારા મોટાભાઈ બળદેવ ॥ ૨૯ ॥ મારી માતા દેવકી બીજા ગદ સાંમ્બ વિગેરે આહુક વિગેરે જાદવ રૂક્ષ્મણી વિગેરે બીજી સ્ત્રીઓ ॥૩૦॥ આ સઘળા પલકારારહિત દ્રષ્ટિથી મારા આવવાની ઇચ્છા રાખનારા મારા દર્શનની ઉત્કંઠાવાળા મારૂંજ ચિંતન કરે છે.

राजन्नद्यगमिष्यामिद्वारकांविरहाकुलाम् ॥ वसुदेवोमहाभागोत्रलदेवोममाग्रजः ॥ २९ ॥
मन्मातादेवकीदेवीगदसांबादयोऽपरे ॥ आहुकाद्याश्चयदवोरुक्मिण्याद्याश्चयाःस्त्रियः ॥ ३० ॥
सर्वेतेऽनिमिषैर्नेत्रैर्मदागमनकांक्षिणः ॥ मामेवचिंतयंत्येवंमद्दर्शनसमुत्सुकाः ॥ ३१ ॥
॥ श्रीनारायण उवाच ॥ इत्युक्तवंतंदेवेशंकथंचित्पांडुनंदनाः ॥ हरिप्रयाणमालक्ष्यतमूचुर्गद्गदा
क्षरम् ॥ ३२ ॥ जीवनंनोभवानेवयथावारिजलौकसाम् ॥ पुनर्दर्शनमल्पेनकालेनास्तुजनार्दन
॥ ३३ ॥ पांडवानांहरिर्नाथोनान्यः कश्चिज्जगत्त्रये ॥ इत्थंसर्वेवदंत्यद्धातस्मान्नः पाहिसर्वदा ॥३४॥

॥ ૩૧ ॥ નારાયણ બોલ્યા—આ પ્રમાણે કહેનારા દેવતાઓ ઇશ્વર કૃષ્ણને કૃષ્ણના પ્રયાણને જાણીને ગદગદ અક્ષરોથી કોઇ પણ રીતે પાંડવોને કહેવા લાગ્યા. ॥ ૩૨ ॥ હે જનાર્દન જેવી રીતે જલ જન્તુઓનું જીવન પાણિ છે તેમ હમારૂં જીવન. આપજ છો. થોડા સમયમાં પાછું દર્શન થવું જોઇએ ॥ ૩૩ ॥ ત્રણે જગત્માં પાંડવોનો સ્વામી કૃષ્ણજ છે બીજો કોઇ નથી એ પ્રમાણે સઘળા સ્પષ્ટ કહે છે માટે અમારૂં નિરન્તર રક્ષણ કરો ॥ ૩૪ ॥

હે જગત્‌ના ઇશ્વર અમે આપનાજ છૈએ માટે અમને ભૂલશો નહિં અમારા ચિત્તરૂપી ભ્રમરનું આપનું ચરણ રૂપી કમળ જીવન છે॥ ૩૫॥ આપજ અમારા આશ્રયરૂપ થાવ એમ અમે વારંવાર પ્રાર્થના કરીએ છૈએ. જ્યારે વારંવાર પાંડુ પુત્રો આ રીતે કહેતા હતા ત્યારે પ્રેમમાં નિમગ્ન થયેલા કૃષ્ણ ॥ ૩૬ ॥ પોતાના રથમાં બેસીને પાછળ આવતા એવા એઓને પાછા વાળી ધીરે ધીરે દ્વારકા ગયા. ॥ ૩૭ ॥ નારાયણ બોલ્યા—જ્યારે શ્રી દ્વારકાના પતિ દ્વારકામાં

नविस्मार्यावयंसर्वेत्वदीयाजगदीश्वर ॥ अस्मच्चेतोमिलिंदानां जीवनंत्वत्पदांबुजम् ॥३५॥
अवलंबनमेवास्तुप्रार्थयामोमुहुर्मुहुः ॥ असकृत्पांडुपुत्रेषुगृणत्स्वेवंयदूद्वहः॥३६॥ मंदंमंदंसमारुह्यर
थंप्रेमपरिप्लुतः ॥ ययौद्वारवतीमेनान्पराकृत्यानुगच्छतः ॥ ३७ ॥ ॥ श्रीनारायण उवाच ॥
॥ अथश्रीद्वारकानाथेगतेद्वारवतींतदा ॥ राजापिसानुजस्तप्यंस्तीर्थानिविचचारह ॥ ३८ ॥
पुरुषोत्तमेमनः कृत्वाब्रह्मन्श्रीभगवत्प्रिये ॥ अनुजानाहकृष्णांचविष्वक्सेनवचःस्मरन् ॥३९॥
अहोश्रुतमतीवोग्रंमाहात्म्यंपौरुषोत्तमम् ॥ कथंसुखानिलभ्यंतेनाभ्यर्च्यपुरुषोत्तमम् ॥ ४० ॥

ગયા ત્યારે યુધિષ્ટિર રાજા પણ ભાઇઓની સાથેજ સંતાપ પામતા તીર્થો પ્રત્યે ફરવા લાગ્યાં ॥ ૩૮ ॥ હે બ્રહ્મન્ ભગવાન્‌ને પ્રિય એવા પુરૂષોત્તમમાં મન કરીને કૃષ્ણનું વચન સાંભળી દ્રૌપદી તેમનાં ભાઇઓને કહેવા લાગ્યા ॥ ૩૯ ॥ અતિ ઉગ્રી પુરૂષોત્તમનું મહાત્મ્ય સાંભળ્યું. પુરૂષોત્તમની પૂજા કર્યા વગર સુખો કેમ પ્રાપ્ત થાય ॥ ૪૦ ॥

જે નાના પ્રકારના નિયમથી પુરૂષોત્તમનું પૂજન કરે તેને આ ભરતખંડમાં ધન્ય છે પુજ્ય અને તેજ શ્રેષ્ટ છે. ॥૪૧॥
હે મુની એ પ્રમાણે સઘળા તીર્થોને વિષે ભમતા પાંડવોએ પુરૂષોત્તમ માસને પાલીને વિધિપૂર્વક તેનું વ્રત કર્યું ॥ ૪૨ ॥
હે મુનિ ત્યારપછી કૃષ્ણની કૃપાથી ચૌદ વર્ષ પુરા થયા ત્યારે શત્રૂઓથી રહિત અતુલ્ય રાજ્ય મેળવ્યું ॥ ૪૩ ॥

सधन्योभारतेवर्षेसपूज्यः श्रेष्टएवसः ॥ विविधैर्नियमैर्यस्तुपूजयेत्पुरुषोत्तमम् ॥ ४१ ॥
एवंसर्वेषुतीर्थेषुभ्रमंतः पांडुनंदनाः ॥ पुरुषोत्तममासाद्यव्रतंचेरुर्विधानतः ॥ ४२ ॥ तदंतेराज्यम
तुलमवापुर्गतकंटकम् ॥ पूर्णेचतुर्दशेवर्षेश्रीकृष्णकृपयामुने ॥ ४३ ॥ दृढधन्वानृपः पूर्वंसूर्यवंशस
मुद्भवः ॥ पुरुषोत्तममासस्यसेवनान्महतींश्रियम् ॥ ४४ ॥ पुत्रपौत्रसुखंचैवभुक्त्वाभोगाननेकशः
जगामभगवल्लोकमगम्यंयोगिनामपि ॥ ४५ ॥ एतन्मासस्यमाहात्म्यमतुलंमुनिसत्तम ॥
नाहंवक्तुंसमर्थोस्मिकल्पकोटिशतैरपि ॥ ४६ ॥

પૂર્વે સૂર્ય વંશમાં ઉત્પન્ન થયેલો દઢધન્વા નામે રાજા પુરૂષોત્તમ માસની સેવાથી મોટી લક્ષ્મીને ॥ ૪૪ ॥ પુત્રા
પ્રૌત્રના સુખને, નાના પ્રકારના વૈભવોને ભોગવીને યોગીઓને પણ તજવા યોગ્ય એવા વૈકુંઠમાં ગયો ॥ ૪૫ ॥ હે મુનિ
સત્તમ આ માસના અતુલ એવા મહાત્મ્યને સો કરોડ કલ્પો વડે પણ કહેવાને હું સમર્થ નથી ॥ ૪૬ ॥

સૂત બોલ્યા—હે બ્રાહ્મણો મે વેદ વ્યાસના મુખ થકી પુરૂષોત્તમ માસનું મહાત્મ્ય સાંભળ્યું તે પણ કહેવાને શક્તિમાન્ ન થયા ॥ ૪૭ ॥ આ માસના સમસ્ત માહાત્મ્યને નારાયણ પોતે જાણે અથવા વૈકુંઠવાસી સાક્ષાત્ ભગવાન્ જાણે છે ॥ ૪૮ ॥ બ્રહ્મા વિગેરે દેવો જેના ચરણ કમલને નમે છે એવા ગોલોકના સ્વામીએ પોતાનો કરેલો પુરૂષોત્તમ

॥ सूतउवाच ॥पुरुषोत्तमासस्य कृष्णद्वैपायनादहम्॥माहात्म्यंश्रुतवान्विप्राःसोपिवक्तुशशाकनो ॥ ४७ ॥ अस्यमाहात्म्यखिलंवेत्तिनारायणःस्वयम् ॥ अथवाभगवान्साक्षाद्वैकुंठनिलये हरिः ॥४८॥ ब्रह्मादिदेवानतपादपीठगोलोकनाथेनस्वकीकृतस्य ॥ सर्वमाहात्म्यंपुरुषोत्तमस्यदेवो नजानातिकुतोमनुष्यः ॥ ४९ ॥

॥इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेपुरुषोत्तमव्रतोपदेशो नामद्वादशोऽध्यायः ॥ १२ ॥

માસના સર્વ માહાત્મ્યને દેવ જાણતા નથી તો મનુષ્ય ક્યાંથીજ જાણે ॥ ૪૯ ॥

ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં પુરૂષોત્તમના વ્રતનો ઉપદેશ એ નામનો ૧૨ અધ્યાય ગત—

શૌનકઆદિ રૂષિઓ પ્રશ્ન પુછે છે.

હે સૂત, હે સૂત, હે મહા ભાગ્યવાન્ હે વકતાઓમાં શ્રેષ્ઠ દ્રઢધન્વા રાજાએ પુરૂષોત્તમના સેવનથી કેવી રીતે પ્રાપ્ત કર્યું તે હમને કહો. ॥ ૧ ॥ તેણે રાજય, પુત્ર, પોત્ર વિગેરે. પતિવૃતા સ્ત્રી અને યોગીઓને પણ દુર્લભ એવા વૈકુંઠને કેવી રીતે પ્રાપ્ત કર્યું. ॥ ૨ ॥ હે તાત, તમારા મુખરૂપી કમલથી વારંવાર કથારૂપી સારને સાંભળતાં જેમ અમૃત પાનથી તૃપ્ત ન થાય તેમ અમારી તૃપ્તી થતી નથી. ॥ ૩ ॥ અમારા ભાગ્યના બળે કરીને બ્રહ્માએ આપને બતલાવ્યા

॥ ऋषयऊचुः ॥ ॥ सूतसूतमहाभागवदनोवदतांवर ॥ दृढधन्वाकथंप्रापपुरुषोत्तमसेवनात् ॥ १ ॥ सराज्यंपुत्रपौत्रादीन्ललनांचपतिव्रताम् ॥ कथंचभगवल्लोकमवापयोगिदुर्लभम् ॥ २ ॥ शृण्वतांतेमुखांभोजात्कथासारंमुहुर्मुहु : ॥ अलंबुद्धिर्ननस्तातयथापीयूषपानत : ॥ ३ ॥ अतो विस्तरतोब्रूहिइतिहासंपुरातनम् ॥ अस्मद्भाग्यबलेनैवधात्रासंदर्शितोभवान् ॥४॥ ॥ सूतउवाच॥ ॥ सनातनमुनिर्विप्रानारदायपूरातनम् ॥ इतिहासमुवाचेमंसएवप्रोच्यतेऽधुना ॥ ५ ॥ शृण्वंतु मुनयःसर्वेचरित्रंपापनाशनम् ॥ यथाऽधीतंगुरुमुखाद्राज्ञोवैदृढधन्वन : ॥ ६ ॥

છે માટે પ્રાચીન ઇતિહાસ વિસ્તારથી કહો. ॥ ૪ ॥ સૂત કહેવા લાગ્યા—હે વિપ્રો નારાયણે નારદને ઇતિહાસ કહયો છે તે હમણા હું કહું છું. ॥ ૫ ॥ હે સઘળા મુનીઓ જે પ્રાચીન ગુરૂના મુખથી પાપને નાશ કરનારૂં જે દ્રઢધન્વા રાજાનું ચરિત્ર જેવી રીતે જાણ્યું, છે તે આપ સાંભળો ॥ ૬ ॥

શ્રી નારાયણ બોલ્યા—હે નારદ, દૃઢધન્વા રાજાની ગંગાના સરખી પવિત્ર કરનારી પુરાતની સુંદર કથા કહું છું તે તું સાંભળ. ॥ ૭ ॥ હૈહયદેશનો રક્ષણ કરનાર, લક્ષ્મીવાન, બુદ્ધિશાળી, સત્ય પરાક્રમ વાળો ચિત્રધન્વા એ નામે પ્રસિદ્ધ રાજા હતો. ॥ ૮ ॥ તેનો પુત્ર અતિ તેજસ્વી, દૃઢધન્વા એ નામે વિખ્યાત હતો. તે

श्रीनारायणउवाच ॥ शृणुराजन्प्रवक्ष्येहंभूपस्यदृढधन्वनः ॥कथांपुरातनींरम्यांस्वर्धुनीमिव पावनीम् ॥ ७ ॥ आसीद्धैहयदेशस्यगोप्ताश्रीमान्महीपति : ॥ चित्रधर्मेतिविख्यातोधीमान्सत्य पराक्रमः ॥ ८ ॥ तस्यपुत्रोतितेजस्वीदृढधन्वेतिविश्रुत : ॥ ससर्वगुणसंपन्न :सत्यवाग्धार्मिक : शुचि : ॥ ९ ॥ आकर्णांतविशालाक्षःपृथुवक्षामहाभुजः ॥ अवर्धतमहातेजा : सार्धंगुणगणैरसौ ॥ १० ॥ अधीत्यसांगान्निगमांश्चतुरश्चतुरोमुदा ॥ सकृन्निगदमात्रेणप्रागधीतानिवस्फुटम् ॥११॥ दक्षिणांगुरुवेदत्वासंपूज्यविधिवत्ततम् ॥ गुरोरनुज्ञयाधीमान्पितुःपरमजागमत् ॥ १२ ॥

સઘળા ગુણોથી સંપન્ન, સત્યવકતા, ધાર્મિક, પવિત્ર કાન સુધી વિશાળ નેત્રવાળો, પહોળી છાતીવાળો, મોટા હાથવાળો અત્યંત પરાક્રમી, એવો એ ગુણ સમૂહની સાથે વૃદ્ધિને પામ્યો ॥ ૯ ॥ ૧૦ ॥ સમસ્ત ચાર વેદોને ચતુર એવો તે આનંદથી એકવાર કહેવાથીજ પૂર્વે ભણેલા હોય તેમજ સ્ફુટ અંગ સહિત ચારે વેદોને ભણીને ગુરૂને શું દક્ષિણા આપીને વિધિપૂર્વક તેનું પૂજન કરી ગુરૂની આજ્ઞાથી તે બુદ્ધિશાળી ॥ ૧૧ ॥ ૧૨ ॥

પોતાના શહેરમાંવસ નારાઓના નેત્રોને આનંદ પમાડતો પિતાના નગરમાં આવ્યો. ચિત્રધર્મા પણ તે છોકરાને સર્વ ધર્મને જાણનાર પ્રજાનારક્ષણ કરવામાં કુશળ તથા યુવાન્ એવાને જોઈ અત્યન્ત આનંદ પામ્યો. એથી વિશેષ આ અસાર સંસારમાં બીજું શું છે. ॥ ૧૩ ॥ ૧૪ ॥ માટે બે હાથવાળા, મુરલીને ધારણ કરનાર, પ્રસન્નવદન, ભક્તોને અભયદાન આપનારા,

जनयन्नयनानंदंनिजपत्तनवासिनाम् ॥ चित्रधर्मापितंपुत्रंदृष्ट्वालेभेपरांमुदम् ॥ १३ ॥
युवानंसर्वधर्मज्ञंप्रजानांपालनेक्षमम् ॥ अतः परंकिमत्रास्तिसंसारेसारवर्जिते ॥ १४ ॥
आराधयामिश्रीकृष्णंद्विभुजंमुरलीधरम् ॥ प्रसन्नवदनंशांतंभक्तानामभयप्रदम् ॥ १५ ॥
ध्रुवांबरीषशर्यातिययातिप्रमुखान्नृपाः ॥ शिबिश्चरंतिदेवश्चशशबिंदुर्भगीरथः ॥ १६ ॥
भीष्मश्चविदुरश्चैवदुष्यंतोभरतोपिवा ॥ पृथुरुत्तानपादश्चप्रह्लादोथविभीषणः ॥ १७ ॥ एतेचा
न्येचराजानस्त्यक्त्वाभोगाननेकशः ॥ अध्रुवेणध्रुवंप्राप्ताआराध्यपुरुषोत्तमम् ॥ १८ ॥

શ્રીકૃષ્ણને સેવું. ॥ ૧૫ ॥ ધ્રુવ, અંબરીષ, શર્યાતિ, યથાતિ, વિગેરે રાજાઓ, શિબિ, રન્તિદેવ, શશબિન્દુ, ભગીરથ, ॥ ૧૬ ॥ ભીષ્મ, વિદુર, દુષ્યન્ત, ભરત, પૃથુ, ઉત્તાનપદ, પ્રલ્હાદ, બિભીષણ ॥ ૧૭ ॥ એ અને બીજા રાજાઓએ નાના પ્રકારના ભોગોનો ત્યાગ કરી અનિશ્ચિત શરીરથી પુરૂષોત્તમનું આરાધન કરી નિશ્ચિત સ્થાનકને પામ્યા છે. ॥ ૧૮ ॥

એટલા કારણુ માટે મારે પણ સ્ત્રી, ઘર, છોકરા વિગેરેમાં સ્નેહમય પાશને છેદીને અરણ્યમાં હરિનું સેવન કરવું ॥ ૧૯ ॥ એ પ્રમાણે મનથી નિશ્ચય કરી સમર્થ એવા દઢધન્વાના ઉપર રાજ્યભાર મુકી વૈરાગ્ય પામેલો પુલહાશ્રમ પ્રત્યે જલદી ગયો. ॥ ૨૦ ॥ ત્યાં જઈને શ્રી કૃષ્ણનું મનથી સ્મર્ણ કરતો સર્વ કામનાઓથી સ્પૃહારહિત આહારનો ત્યાગ કરી નિરન્તર તપશ્ચર્યા કરવા લાગ્યો. ॥ ૨૧ ॥ કેટલાક સમય સુધી તપ કરીને તે વૈકુંઠમાં ગયો. અને દઢધન્વાએ પણ

**अतोम यापिकर्तव्यमरण्येहरिसेवनम् ॥ छित्वास्नेहमयंपाशंदारागारसुतादिषु ॥ १९ ॥**
**इतिनिश्चित्यमनसासमर्थेदृढधन्वनि ॥ धुरंन्यस्यजगामाशुविरक्तः पुलहाश्रमम् ॥ २० ॥**
**तत्रगत्वातपस्तेपे श्रीकृष्णंमनसास्मरन् ॥ निस्पृहः सर्वकामेभ्योनिराहारोनिरंतरम् ॥ २१ ॥**
**कियत्कालंतपस्तप्त्वाहरेर्धामजगामसः ॥ दृढधन्वापिशुश्रावस्वपितुर्वैष्णवींगतिम् ॥२२॥**
**हर्षशोकसमाविष्टोह करोदौर्ध्वदेहिकम् ॥ पितृभक्त्यामहीपालोविद्वनवज्जचः स्थितः ॥२३॥ पुष्क रावर्तके पुण्येनगरेऽत्यंतशोभिते ॥ राज्यंचकारभूपालोनीतिशास्त्रविशारदः ॥ २४ ॥ तस्यशील वतीभार्यानाम्नायागुणसुंदरी ॥ विदर्भराजतनयारुपेणाप्रतिमाभुवि ॥ २५ ॥**

પોતાના પિતાની વિષ્ણુ લોકને પામવાની ગતી સાંભળી. ॥ ૨૨ ॥ હર્ષ ને શોકથી યુકત રાજાએ વિદ્વાન્ બ્રાહ્મણુના વચનમાં રહીને પિતાનાપર ભક્તિથી ઔર્ધ્વ દેહિક ક્રિયા કરી ॥ ૨૩ ॥ નીતિશાસ્ત્રમાં કુશળ તે રાજા અત્યંત શોભિત પુણ્યકારી, પુષ્કરાવર્ત નામના નગરમાં રાજય કરતો હતો. ॥ ૨૪ ॥ તેની સદાચરણવાળી સ્ત્રી હતી. જે નામથી ગુણસુંદરી અને પૃથિવીમાં રૂપવડે તુલનારહિત વિદર્ભ રાજાની છોકરી હતી. ॥ ૨૫ ॥

તેણે દેવતાઇ ચતુર અને સુંદર ચાર છોકરા અને ચારૂમતી નામની સર્વ લક્ષણે યુક્ત પુત્રીનો જન્મ આપ્યો ॥ ૨૬ ॥ચિત્રવાક, ચિત્રવાહ, મણિમાન્, ચિત્રકુંડળ. એ સર્વે માનવાળા શૂરા અને જુદા નામોથી પ્રસિદ્ધિ પામેલા હતા. ॥ ૨૭ ॥ દ્દઢધન્વા ગુણોથી વિખ્યાત શાંત. ઇંદ્રિયને નિયમમાં રાખનાર દ્રઢવ્રતવાળો રૂપવાન, ગુણવાન્ શુર શ્રીમાન્, પ્રકૃતિથી સુંદર ॥ ૨૮ ॥ વેદ તથા વેદના અંગોને જાણનાર, ઉત્તમ વક્તા, ધનુર્વિદ્યામાં કુશળ, સારીરીતે

पुत्रान्सासुषुवेोद्दिव्यांश्चतुरश्चतुरान्शुभान् ॥ पुत्रींचारुमतींनामसर्वलक्षणसंयुताम् ॥ २६ ॥
चित्रवाक्चित्रवाहश्चमणिमांश्चित्रकुंडलः ॥ सर्वेतेमानिनः शूराविख्याततनामभिः पृथक् ॥२७ ॥
दृढधन्वागुणैःख्यातः शांतोदांतोदृढव्रतः ॥ रुपवान्गुणवान्शूरःश्रीमानप्रकृति सुंदरः ॥ २८॥
वेदवेदांगविद्वाग्मीधनुर्विद्याविशारदः ॥ सुनिर्जितारिषड्वर्गः शत्रुसंघवि दारणः ॥ २९॥ क्षमया
पृथिवीतुल्योगांभीर्येसागरोपमः ॥ पितामहसमः साम्येप्रसादेगिरि शोपम ः ॥ ३० ॥ एकपत्नीव्रत
धरोरघुनाथइवापरः ॥अत्युग्रवीर्यःसध्दर्मीकार्तवीर्यइवापरः ॥ ३१ ॥ ॥ श्रीनारायण उवाच ॥
॥ एकदानिशिसुप्तस्यचिंतासीत्तस्य भूपतेः ॥ अहोऽयंवैभवः केनपुण्येनमहताभवत् ॥ ३२ ॥

છ શત્રુઓના સમુહને જીતનાર, શત્રુના સમુદાયને નાશ કરનાર ॥ ૨૯ ॥ પૃથિવીના સરખો ક્ષમાવાળો, સમુદ્રના જેવો ગંભીર, સમતામાં બ્રહ્માના સરખો, પ્રસાદમા મહાદેવની ઉપમાં આપવા યોગ્ય. ॥ ૩૦ ॥ જાણે બીજો રામ હોય તેમ એક પત્નીના વ્રતને ધારણ કરનાર, સત્ધર્મી અને સહસ્રાર્જુનના સરખા અતિ ઉગ્ર પરાક્રમવાળો હતો. ॥ ૩૧ ॥ નારાયણ બોલ્યા—એક દિવસે રાત્રિમાં સુતેલા તે રાજાને ચિંત્તા ઉત્પન્ન થઈ. કે અહો આ વૈભવ, કયા મોટા પુણ્યથી થયો. ॥ ૩૨ ॥

મે તપ કર્યું નથી. દાન આપ્યું નથી. કોઇ વખત પણ અગ્નિમાં આહુતી આપી નથી. મારા ભાગ્યનું કારણ કોને પૂછું. ॥ ૩૩ ॥ આ પ્રમાણે વિચાર કરતા તેની રાત્રિ વિરામ પામી. બ્રાહ્મ મુહુર્તમાં ઉઠીને યથાવિધિ સ્નાન કરીને ॥ ૩૪ ॥ ઉદય પામતા સૂર્યની સ્તુતિ કરી ભગવાનના અંશોનું તર્પણ કરી બ્રાહ્મણોને દાન આપીને નમસ્કાર કરી ઘોડા ઉપર બેઠો. ॥ ૩૫ ॥ ત્યારપછી મૃગયા રમવામાં આસક્ત મનવાળો જલદી અરણ્યમાં ગયો. ત્યાં મૃગ, વરાહ, દીપડા

नमयाचतपस्तप्तंनदत्तंनहुतंक्वचित् ॥ किमिदंपरिपृच्छामिममभाग्यस्यकारणम् ॥ ३३ ॥ एवंचिंतयतस्तस्यरजनीविरतिंगता ॥ ब्राह्मेमुहूर्तउत्थायस्नानंकृत्वायथाविधि ॥३४॥ उपस्थायार्कमुद्यंतंसंतर्प्यभगवत्कलाः ॥ दत्वादानानिविप्रेभ्योनमस्कृत्वाऽश्वमारुहत् ॥ ३५ ॥ ततोरण्यंजगामाशुमृगयासक्तमानसः ॥ मृगान्वराहान्शार्दुर्लान्जघानगवयान्बहून ॥ ३६ ॥ कश्चिन्मृगोरतोरण्येबाणेनदृढधन्वनः ॥ वनाद्वनन्तरंयातोबाणमाहायसत्वरम् ॥ ३७ ॥ शोणितस्रुतिमार्गेणराजाप्यनुययौमृगम् ॥ मृगः कुत्रापिसंलीनोराजाबभ्रामतद्वनम् ॥ ३८ ॥

ઘણા રોઝોને માર્યા. ॥ ૩૬ ॥ વનમાં દઢધન્વાના બાણથી હણાયલો કોઈ મૃગ, ઉતાવળથી બાણ લઇ એક વનથી બીજા વનમાં ગયો. ॥ ૩૭ ॥ અને લોહીના પડવાથી યુક્ત એવા માર્ગ વડે રાજા પણ તેની પાછળ ગયો. મૃગ કોઇ જગાપર સંતાઇ ગયો. તથા રાજા તે વનમાં ફરવા લાગ્યા. ॥ ૩૮ ॥

તૃષાતુર એવા તેણે સાગરના સરખું તળાવ જોયું ત્યાં જઈને જલદી પાણી પીને એ કાંઠાપર પાછો આવ્યો ॥ ૩૯॥ ત્યાં મોટી છાયાવાળું વડનું મોટું ઝાડ જોયું તેની વડવાઈમાં ઘોડાને બાંધીને બેઠો ॥ ૪૦ ॥ ત્યાં આગળ મનુષ્યના સરખી રાજાને મોહ ઉત્પન્ન કરનારી અતુલ એવી વાણીને બોલતો અત્યંત સુંદર કોઈએક પોપટ પક્ષી

तृषाक्रांतः सकासारंददर्शसागरोपमम् ॥ तत्रगत्वाशुपीत्वासौपानीयंतीरमागतः ॥ ३९ ॥ ततोददर्शन्यग्रोधंघनच्छायंमहातरुम् ॥ तज्जटायांनिबद्धयाश्वंनिषसादमहीपतिः ॥ ४० ॥ तत्रागमत्खगः कश्चित्कीरः परमशोभनः ॥ मानुषीमीरयन्वाणीमतुलांनृपमोहिनीम् ॥ ४१ ॥ शुकः पपाठसुश्लोकमेकमेवपुनः पुनः ॥ संबोध्यदृढधन्वानमेकाकिनमुपस्थितम् ॥ ४२ ॥ विद्यमानातुलसुखमालोक्यातीवभूतले ॥ नचिंतयसितत्त्वंत्वंतत्कथंपारमेष्यसि ॥ ४३ ॥ वारंवारमिदंपद्यं पपाठनृपतेःपुरः ॥ श्रुत्वातस्यवचोराजामुमुदेमुमुहेपिच ॥ ४४ ॥

આવ્યો॥ ૪૧ ॥ તે પોપટ એકલા રહેલા દ્રઢધન્વાને સંબોધિને એક શ્લોકને વારંવાર બોલવા લાગ્યો ॥ ૪૨ ॥ પૃથ્વીમાં વિદ્યમાન અતુલ સુખને અત્યંન્ત જોઈને તું તત્વનુંજ ચિંતન કરતો નથી. તો તું કેવી રીતે પાર પામશે ॥ ૪૩ ॥ આ શ્લોક વારંવાર રાજાની આગળ ભણવા લાગ્યો તેનું વચન સાંભળી રાજા રાજી થયો અને મોહ પામ્યો ॥ ૪૪ ॥

આ પોપટ નાળીએરની માફક જાણી નહિં શકાય એવા દુર્બોધ અને સારવાળા શ્લોકને વારંવાર શા માટે કહે છે ॥ ૪૫ ॥ તેથી આ શું બીજો વ્યાસ પુત્ર નહિ હોય. શ્રી કૃષ્ણના સેવક તથા મૂર્ખા એવા સંસારરૂપી સાગરમાં નિમગ્ન એવા પરીક્ષિત રાજાની માફક કૃપાથી મારો ઉદ્ધાર કરવાને આવ્યો એ પ્રમાણે ચિંતન કરતો

किमेतत्कृतवान्कीरएकंपद्यंपुनः पुनः ॥ नारिकेलमिवागम्यंदुर्बोधंसारसंभृतम् ॥ ४५ ॥ किंवानायंभवेत्कृष्ण[illegible]सुतः परः ॥ श्रीकृष्णसेवकंमूढंमग्नंसंसारसागरे ॥ ४६ ॥ विष्णुरातमीवोद्धर्तुंकृपयामांसमागतः ॥ इतिचिंतयतस्तस्य तत्सनासमुपागता ॥ ४७ ॥ कीरस्त्वदर्शनंप्राप्तोबोधयित्वानराधिपम् ॥ राजास्वपुरमागत्यकीरवाक्यमनुस्मरन् ॥ ॥ ४८ ॥ वाच्यमानोपिनावोचद्विनिद्रस्त्यक्तभोजनः ॥ राज्ञीरहःसमागत्यराजानंपर्यपृच्छत ॥ ४९ ॥ गुणसुंदर्युवाच ॥ ॥ भोभोः पुरुषशार्दूलदौर्मनस्यमिदंकुतः ॥ उत्तिष्टोत्तिष्ठभूपालभुंक्ष्वभोगान्वचोवद ॥ ५० ॥

રાજાની પાસે તેની સેના આવી ॥ ૪૬॥ ૪૭॥ રાજાને બોધ કરીને પોપટ અદર્શન થઇ ગયો. પોપટના ભણેલા શ્લોકનું સ્મરણ કરતો રાજા પોતાના નગરમાં આવીને ॥ ૪૮ ॥ ભોજન ત્યાગ કીધું તથા નિન્દ્રારહિત એવા રાજાને બોલાવે તોપણ બોલતો નહિ હતો. રાણી એકાન્તમાં આવીને રાજાને પૂછવા લાગી ॥ ૪૯ ॥ ગુણ સુંદરી બોલી—અરેરે પુરૂષોમાં શ્રેષ્ઠહેરાજા ઉઠો ઉઠો ભોગોનેભોગવો અને વચન બોલો. આ ઉદાસપણું આપને કયાંથી થયું ॥ ૫૦ ॥

આ પ્રમાણે સ્ત્રીએ કાલાવાલા કરવા છતાં દેવો વડે પણ દુઃખે જાણી શકવા યોગ્ય એવા પોપટના સાચા વચનને સ્મરણ કરતો રાજા કંઇ પણ બોલ્યો નહિ. ॥૫૧॥ તે સ્ત્રી સ્વામીના દુઃખથી પીડા પામેલી નિરાશા નાખીને પોતાના સ્વામીના ચિન્તાના કારણને નહિ જાણી શકી ॥ ૫૨ ॥ આ પ્રમાણે ચિન્તામાં ડુબી ગયેલા તે રાજાએ કેટલોક સમય ગયો તોપણ સંદેહ રૂપી સાગરમાંથી નીકળવાનો ઊપાય જોયો નહિ ॥ ૫૩ ॥ નારદ બોલ્યા—હે મુની આ પ્રમાણે

एवंस्त्रियानुनीतोपिनाकिंचिदवदन्नृपः ॥ स्मरन्शुकवचस्तथ्यंदुर्ज्ञेयममरैरपि ॥ ५१ ॥ सापिबालाविनिःश्वस्यभर्तृदुःखातिपीडिता ॥ नबुबोधनिजस्वामिचिंताकारणमुत्कटम् ॥ ५२ ॥ एवंचिंतानिमग्नस्यराज्ञःकालःकियान्गतः ॥ संदेहसागरोत्तारेहेतुंनैवाभिपश्यत ॥ ५३ ॥ नारदउवाच ॥ ॥ इतिचिंतयतोधरापतेर्वदजातंदृढधन्वनश्चकिम् ॥ विमलंचरितंहिवैष्णवंकलु [illegible]मनाक्श्रुतंमुने ॥ ५४ ॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेदृढधन्वोपाख्यानेदृढधन्वनोमनःखेदोनामत्रयोदशोध्यायः ॥ १३ ॥ ॥

વિચાર કરતા તે દૃઢધન્વા રાજાનું શું થયું તે કહો કારણ કે નિર્મલ એવું વિષ્ણુનું ચરિત્ર થોડું પણ સાંભળેલું હોય તો સઘળા પાપો નાશ પામે છે ॥ ૫૪ ॥ ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્ય વિષે નરનારાયણના સંવાદ રૂપ દૃઢધન્વાના આખ્યાનમાં દૃઢધન્વા ના મનનો ખેદ એ નામનો અધ્યાય ૧૩મો સમાપ્ત.

નારાયણ બોલ્યા—ત્યાર પછી ચિંતાતુર એવા દઢધન્વા રાજાને ઘેર વાલ્મીકિ આવ્યા. જેણે અત્યન્ત આશ્ચર્યકારક સુંદર રામ ચરિત્ર કરેલું છે ॥ ૧ ॥ રાજાએ દૂરથી જોઇ એકદમ ઉઠી ભક્તિ યુક્ત થઇ તેના ચરણમાં દંડવત પ્રણામ કર્યા ॥ ૨॥ તે રૂષિનું પૂજન કરી ઉત્તમ આસનપર બેસાડયા અને ખોળામાં તેના પગ લઇને હાથ ચાંપવા

॥ श्रीनारायणउवाच ॥ ॥ अथचिंतातुरस्यास्यगृहंवाल्मीकिराययौ ॥ योरामचरितंदिव्यं चकारपरमाद्भुतम् ॥ १ ॥ दूरादालोक्यभूपालःसमुत्थायससंभ्रमम् ॥ अनीनमत्तच्चरणौदंडवद्भक्तिसंयुत : ॥ २ ॥ संपूज्यस्थापयामासतमृषिंपरमासने ॥ पादावंकगतौकृत्वाकराभ्यांसमलालयत ॥ ३ ॥पादावनेजनीरापःशिरसाधारयन्मुदा॥ उवाचस्निग्धयावाचास्मरन्कीरवचोनृप :॥४॥ ॥ दृढधन्वोवाच ॥ ॥ भगवन्कृतकृत्योहंभाग्यवानस्मिसांप्रतम् ॥ अद्यमेसफलंजन्मत्वद्यार्थोधिगतःप्रभो ॥ ५ ॥

લાગ્યો ॥ ૩ ॥ અને ચરણોદકને હર્ષભેર મસ્તકવડે ધારણ કરતો પોપટનાં વચનને સંભારતો રાજા સુંદરવાણીથી બોલ્યો ॥ ૪॥ દઢધન્વા બોલ્યો હે ભગવાન હે પ્રભુ હું આજે કૃતાર્થને ભાગ્યશાળી છું મારો જન્મ સફળ થયો ને આજે મને અર્થની પ્રાપ્તિ થઇ ॥ ૫ ॥

पु० मा०

अ० १४

હે જગતને પાલન કરનારાઓને પાવન કરનાર આપ પ્રત્યક્ષ થયા જેથી મારૂં સાંભળેલું સફળ થયું મારા મોટા ભાગ્યનું હું શું વર્ણન કરૂં ॥૬॥ નારાયણ બોલ્યા--આ રીતે વાલ્મીકિને કહી તે રાજા વિરામ પામ્યો. વાલ્મીક પણ તે રાજાને વિનયવાળો જોઇને ॥૭॥ મનુષ્યોને હર્ષ પમાડતા અતિ પ્રસન્ન થયેલા વાલ્મીકિ બોલ્યા. વાલ્મીકિએ કહ્યું સારૂં સારૂં હે રાજા આપ જે

श्रुतंमेसफलंजातंयद्भवानक्षिगोचरः ॥ किंवर्ण्यंमेमहद्भाग्यंजगत्पावनपावन ॥ ६ ॥ ॥ श्री नारायणउवाच ॥ ॥ इत्युक्त्वामुनिशार्दूलंविररामसभूपतिः ॥ वाल्मीकिरपितंदृष्ट्वाराजानंविनयान्वितम् ॥ ७ ॥ उवाचपरमप्रीताहर्षयन्जनतांमुनिः ॥ ॥ वाल्मीकिरुवाच ॥ ॥ साधुसाधु नृपश्रेष्टत्वय्येतदुपपद्यते ॥ ८ ॥ चिंतातुरःकथंराजन्वदसर्वंमनोगतम् ॥ किंचिद्वक्तुंस्पृहातेस्तितद्वदस्वमहामते ॥ ९ ॥ दृढधन्वोवाच ॥॥ भवदीयपदांभोजकृपयामेसुखंसदा ॥ परंत्वेकोमहान्विद्वन्संदेहोत्हृदयेमम ॥ १० ॥

तमपाकुरुशल्यंत्वंवन्यकीरमुखोद्गतम् ॥ कदाचिन्मृगयाकामोगतोहंगहनेवने ॥ ११ ॥

બોલો છે તે આપને વિષેજ છે ॥ ૮ ॥ હે રાજા આપ ચિંતાતુર કેમ છો જે મનમાં હોય તે કહો હે બુદ્ધિશાલિ આપની જો કંઈ બોલવાની ઇચ્છા હોય તો બોલો ॥ ૯ ॥ દૃઢધન્વા બોલ્યા—તમારા જેવાના ચરણ કમલની કૃપાથી

१०८ નિરન્તર મને સુખ છે પરન્તુ હે વિદ્વન્ મારા હૃદયમાં એક મોટો સંદેહ છે ॥ ૧૦ ॥ વનના પોપટના મુખથી નીકળેલા

५४ શલ્યરૂપ તે સંદેહને તમે દૂર કરો. કોઇ વખત હું મૃગયાની ઇચ્છાથી ગહન વનમાં ગયોહતો ॥૧૧॥ ५४

છાયાવાળા ત્યાં ફરતા મે સરોવર જોયું જલપાન કરીને શ્રમને દૂર કવાની ઇચ્છાવાળો મે વડના ઝાડનો આશ્રય કર્યો ॥૧૨॥ સુંદર અત્યન્ત ઘાડ મનને નેત્રને આનંદ આપનારૂં તે ઝાડ હતું ત્યાં મનને આનંદ કરનાર પોપટને બેઠેલો જોયો ॥૧૩॥ જ્યારે તે પક્ષીનાપર મે નજર કરી ત્યારે તે મારી સામુ થઇને એક શ્લોક બોલ્યો ॥૧૪॥ પૃથિવીપર વિદ્યમાન અતુલ સુખને અત્યંત જોઇને તું તત્વનો વિચાર કરતો નથી તો પારને કેવી રીતે પામશે ॥ ૧૫ ॥ આ પ્રમાણે પો-

भ्रमन्नपश्यंकासारंतत्रपीतंजलंमया ॥ श्रमापनोदनाकांक्षीमहान्यग्रोधमाश्रित : ॥ १२ ॥ स्निग्धच्छायंसुनिबिडंमनोनयननंदनम् ॥ तत्रापश्यंस्थितंकीरंमनोमोदविधायकम् ॥ १३ ॥ दत्तदृष्टिरहंयावज्जातस्तस्मिन्पतत्रिणि ॥ तावन्मांसंमुखीभूयश्लोकमेकंपपाठह ॥ १४ ॥ विद्यमानातुलसुखमालोक्यातीवभूतले ॥ नचिंतयसितत्त्वंत्वंतत्कथंपारमेष्यसि ॥ १५ ॥ इतिवाचःशुकेनोक्ता आकर्ण्याहंसुविस्मितः ॥ [illegible] हंब्रह्मन्किमुवाचहरिच्छदः ॥ १६ ॥

इमंमहार्दसंदेहंभवानुच्छेत्तुमर्हति ॥ ममराज्यसुखंपुत्राश्चत्वारश्चारुदर्शनाः ॥ १७ ॥ पत्नीपतिव्रतारम्यागजाश्वरथपत्तयः ॥ समृद्धिरतुलाब्रह्मन्केनपुण्येनमेऽधुना ॥ १८ ॥

પટે કહેલી વાણીને સાંભળીને હું વિસ્મય થયો. હે બ્રહ્મન તે પોપટે શું કહ્યું તે હું જાણતો નથી ॥ ૧૬ ॥ આ મારા હૃદયના સંદેહને ટાળવા આપ યોગ્ય છો મને રાજ્યનું સુખ છે. સુંદર દર્શનવાળા ચાર પુત્રો છે ॥ ૧૭ ॥ સુંદર પ્રતિવૃતા સ્ત્રી, હાથી, ઘોડા, રથ, પાયદળ, અને અતુલ સમૃદ્ધિ, હે બ્રહ્મન મારા કયા પુણ્ય વડે છે ॥ ૧૮ ॥

એ સઘળું વિચારી આપ ટુંકાણમાં કહેવા યોગ્ય છો એ પ્રમાણે રાજાનું વાકય સાંભળી મુનિઓમાં શ્રેષ્ઠ વાલ્મિકી
॥ १९ ॥ પ્રાણાયમ કરવામાં આસક્ત થઇ બે ઘડી ધ્યાનમાં રહ્યા અને હાથમાં રહેલા આમળાની માફક થયેલું થશે.
અને થતું. એવાં સઘળાં વિશ્વને જોઈ હૃદયમાં નિશ્ચય કરી ॥ २० ॥ રાજાને સામું કહેવા લાગ્યા. વાલ્મીકિ બોલ્યા—
હે રાજાઓમાં શ્રેષ્ઠ, તમારૂં ગત ગયા જન્મનું ચરિત્ર સાંભળો ॥ २१ ॥ હે રાજેન્દ્ર પૂર્વ જન્મમાં તમે દ્રવિડ દેશમાં
ઉત્પન્ન થયેલા તામ્રપર્ણી નદીના તટપર વસતા ધાર્મીક સત્યવાદી જેટલું મળે તેટલાથી સંતોષ પામનાર, વેદાધ્યયન

एतत्सर्वंसमासेनविचार्यवक्तुमर्हसि ॥ श्रुत्वावाक्यानिभूपस्यवाल्मीकिर्मुनिसत्तमः ॥ १९ ॥
प्राणायामपरोभूत्वामुहूर्तंध्यानमास्थितः ॥ करामलकवद्विश्वंभूतंभव्यंभवच्चयत् ॥ २० ॥
विलोक्यहृदिनिश्चित्यराजानंप्रत्युवाचसः ॥ वाल्मीकिरुवाच ॥ शृणुभूपतिशार्दूलप्राग्जन्म
चरितंतव ॥ २१ ॥ पुराजन्मनिराजेंद्रभवान्द्रविडदेशजः ॥ द्विजः कश्चित्सुदेवाख्यस्ताम्रपर्णीतटेव
सन् ॥ २२ ॥ धार्मिकःसत्यवादीचयथालाभेनतोषवान् ॥ वेदाध्ययनसंपन्नोविष्णुभक्तिपरायणः
॥ २३ ॥ अग्निहोत्रादियागैश्चतोषयामासतंहरिम् ॥ सदैवंवर्तमानस्यभार्यासीद्वरवर्णिनी ॥२४॥
गौतमीतिभुविख्यातागौतमस्यसुताशुभा ॥ पतिंपर्यचरत्प्रेम्णाभवानीवभवंप्रभुम् ॥ २५ ॥

સંપન્ન અને વિષ્ણુ ભકિતપરાયણ એવા સુદેવ નામના કોઇ એક બ્રાહ્મણ હતા. ॥ २२ ॥ २३ ॥ અને અગ્નિહોત્ર વિગેરે
યજ્ઞોથી તે હરિને સંતોષ પમાડતા હતા. નિરંતર આ પ્રમાણે વર્તનાર તે બ્રાહ્મણની ગૌતમી એ પ્રકારે નામથી પૃથ્વી
પર પ્રખ્યાત થયેલી સારી ગૌતમની છોકરી સ્ત્રી હતી અને જેમ પાર્વતી મહાદેવની પ્રેમપૂર્વક પૂજા કરતી હતી તેમ
તે સ્વામીની પૂજા કરતી હતી. ॥ २४ ॥ २५ ॥

ગ્રહસ્થાશ્રમમાં ધર્મથી વર્તવાવાળા તે બ્રાહ્મણનો ઘણો કાળ ગયો પરંતુ એણે સંતતિ પ્રાપ્ત કરી નહી ॥૨૬॥ એક દિવસ આસનપર બેઠેલો અને પોતાની સ્ત્રીથી સેવા કરાતો ગ્લાની પામેલો તે બ્રાહ્મણ ગદ્ગદ અક્ષરથી વચન બોલ્યો ॥ ૨૭ ॥ હે સુંદરિ સંસારમાં પુત્રથી બીજું ઉત્તમ સુખ નથી. તપ તથાદાનથી ઉત્પન્ન થયેલું પુણ્ય બીજા લોકમાં સુખ આપે છે ॥ ૨૮ ॥

**गृहमेधर्मविधौतस्यवर्तमानस्यधर्मतः ॥ व्यतीतःसुमहान्कालःप्रापासौसंततिंनहि ॥ २६ ॥ एकदासनसंविष्टःसेव्यमानःस्वकांतया ॥उवाचवचनंविप्रोविषण्णोगद्गदाक्षरम् ॥ २७ ॥ अयिसुंदरि संसारेसुखंनास्तिसुतात्परम् ॥ लोकांतरसुखंपुण्यंतेपादानसमुद्भवम् ॥ २८ ॥ संततिःशुद्धवंश्या हिपरत्रेहचशर्मणे ॥ तमप्राप्यवरंपुत्रंजीवितंममनिष्फलम् ॥२९ ॥ नलालितोमयापुत्रोवेदार्थो नप्रबोधितः ॥ नोद्वाहश्चकृतस्तस्यवृथा जन्मगतंमम ॥ ३० ॥**

**सद्योमेमृतिरेवास्तुनह्यायुश्चप्रियंमम ॥ इत्थंप्रियवचःश्रुत्वासुंदरीखिन्नमानसा ॥ ३१ ॥**

અને સારા વંશની સંતતિ આ લોકમાં અને પર લોકમાં સુખ માટે થાય છે તો તે ઉત્તમ પુત્રને પ્રાપ્ત કર્યા વગર મારૂં જીવવું નિષ્ફળ છે ॥ ૨૯ ॥ મેં પુત્રને રમાડયો નથી વેદનો અર્થ જણાવ્યો નથી અને તેના લગ્ન પણ કર્યા નથી તેથી મારો જન્મ વૃથા છે ॥ ૩૦ ॥ મારૂં તત્કાલ મરણ થાઓ મને આયુષ પ્રિય નથી. આ પ્રમાણે સ્વામી વચન સાંભળી ખેદાતુર મન વાલી ॥ ૩૧ ॥

ધીર મધુર વાકય બોલવામાં કુશળ સ્વામીના પ્રેમમાં નિમગ્ન થએલી તેને શાંત કરવાને સારૂં વચન બોલી ॥ ૩૨ ॥ ગૌતમી બોલી હે પ્રાણેશ્વર હવે આવા તુચ્છ વાકયોને બોલો નહિ. આપણા સરખા ભગવદ્ના ભકત મોહ પામતાજ નથી. ॥ ૩૩ ॥ હે વિભો હે સદાચરણવાળા તમે સત્ય ધર્મમાં આસકત છો

समाश्वासयितुंधीराप्रियवाक्यविशारदा ॥ अवीवदद्वचःसौम्यंप्रियप्रेमपरिप्लुता ॥ ३२ ॥ गौतम्युवाच ॥ ॥ मामाप्राणेश्वरब्रूहितुच्छवाक्यानिसांप्रतम् ॥ भवद्विधाभागवतानैवमुह्यंति सूरयः ॥ ३३ ॥ सत्यधर्मपरोसित्वंजितःस्वर्गस्त्वयाविभो ॥ कथंपुत्रैः सुखावाप्तिर्ज्ञानिनस्तव सुव्रत॥ ३४ ॥ चित्रकेतुःपुराब्रह्मन्पुत्रशोकेनतापितः ॥ सनारदेनांगिरसाभ्येत्यसंतारितो भवत् ॥ ३५ ॥

तथांगराजादुष्पुत्राद्वनाद्वनमगान्निशि ॥ तथातेसंतति :स्वामिन्दुःखदाचभविष्यति ॥३६॥

તેથી તમે સ્વર્ગ જીત્યું છે તમો જ્ઞાનિને પુત્રોથી કેમ સુખ મળશે ॥ ૩૪ ॥ હે બ્રાહ્મણ પૂર્વે ચિત્રકેતુ પુત્રના શોકથી પીડા પામ્યો હતો. નારદે તથા અંગિરાએ આવીને તેને તાર્યો હતો ॥ ૩૫ ॥ તે પ્રમાણે અંગરાજા દુષ્ટ પુત્રોને લીધે રાત્રીને વિષે વનમાં ગયો તે પ્રમાણે હેસ્વામિ તમારી સંતતિ દુઃખ આપનારી થશે ॥ ૩૬ ॥

હે તપોધન તોપણ જો તમને સારા પુત્રની લાલસા હોય તો સર્વ મનોરથને પૂર્ણ કરનાર જગતના સ્વામી હરિની પ્રેમપૂર્વક આરાધના કરો ॥ ૩૭ ॥ હે બ્રાહ્મણ પૂર્વે જેની આરાધના કરીને કર્દમ ૠષિએ શાંખ્ય શાસ્ત્રના આચાર્યોએ સ્તુતિ કરેલા યોગીઓમાં શ્રેષ્ઠ દેવ કપિલ નામના પુત્ર પ્રાપ્ત કર્યો હતો ॥ ૩૮ ॥ આવું

**तथापितवसत्पुत्रलालसाचेत्तपोधन॥ आराधयजगन्नाथंहरिंसर्वार्थदंमुदा ॥३७॥ यमाराध्यपुरा ब्रह्मन्कर्दम : पुत्रमाप्तवान् ॥ सांख्याचार्यस्तुतंदेवंकपिलंयोगिनांवरम् ॥ ३८ ॥ धर्मपत्न्यावच श्चेत्थंश्रुत्वाविप्रशिरोमणि : ॥ निश्चित्यैवंतयासार्धंताम्रपर्णीतटंगतः ॥ ३९ ॥ स्नात्वाथविरजे पुण्येचचारपरमंतपः ॥ शुष्कपर्णजलाहारःपंचमेपंचमेदीने ॥ ४० ॥ चत्वार्यब्दसहस्राणीगता न्येवंतपोनिधे : ॥ तस्यैतत्तपसाब्रह्मन्लोकाश्चकंपिरे ॥ ४१ ॥ अत्युग्रंतत्तपोदृष्ट्वाभगवान्भक्त वत्सल : ॥ प्रादुर्बभूवतरसागरुडोपरिसंस्थित : ॥ ४२ ॥**

ધર્મ પત્ની (સ્ત્રી)નું વાકય સાંભળી નિશ્ચય કરી બ્રાહ્મણ શિરોમણિ સ્ત્રી સહવર્તમાન તામ્રપર્ણી નદીને કાંઠે ગયો ॥૩૯॥ સ્નાન કર્યા પછી રજ રહિત અરણ્યમાં ઉત્કૃષ્ટ તપ કરવા લાગ્યો. પાંચમે પાંચમે દિવસે શુંકા પાંદડા તથા ફલનો આહાર કરવા લાગ્યો. ॥ ૪૦ ॥

આ પ્રમાણે તે તપોનિધીને તપ કરતાં ચાર હજાર વર્ષ વિતી ગયા. હે બ્રાહ્મણ, તેના આ તપવડે ત્રણ લોક કંપવા લાગ્યા. ॥ ૪૧ ॥ અતિ ઉગ્ર તેનું તપ જોઇને ભક્ત વત્સલ ભગવાન ગરૂડપર બેસી વેગથી ત્યાં આવ્યા. ॥ ૪૨ ॥

નારાયણ બોલ્યા—નૂતન મેઘના સરખા જગતની રક્ષા કરવામાં સમર્થ એવા ચાર હાથ રૂપી દંડોથી જણાતા અને હર્ષ યુકત મુખવાળા એવા મુરારિ ( વિષ્ણુ )ને જોઇને સુદેવશર્માએ આનંદથી મુકુંદને સાષ્ટાંગ પ્રણામ કર્યો. ॥ ૪૩ ॥ ઇતિશ્રીબૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં નારાયણ નારદના સંવાદમાં ચૌદમો અધ્યાય સમાપ્ત.

॥ श्रीनारायणउवाच ॥ ॥ तंदृष्ट्वानवजलदोपमंमुरारिंदोर्दंडैर्जगदवनक्षमैश्चतुर्भि : ॥ संलक्ष्यंमुदितमुखंसुदेवशर्मासाष्टांगंनतिमकरोन्मुदामुकुंदम् ॥ ४३ ॥ ॥ इतिश्रीबृन्नादीयपुराणे पुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेचतुर्दशोऽध्याय : ॥ १४ ॥

॥ श्रीनारायणउवाच ॥ ॥ ततस्तुष्टावतंदेवंश्रीकृष्णंभक्तवत्सलम् ॥ बद्धांजलिपुटोभूत्वा सुदेवोगद्गदाक्षरम् ॥ ॥ १ ॥ नमस्तेदेवदेवेशत्रैलोक्याभयदप्रभो ॥ सर्वेश्वरनमस्तेस्तुत्वामहंशरणंगत : ॥ २ ॥ पाहिमांपरमेशानशरणागतवत्सल ॥ जगद्वंद्यनमस्तेस्तुप्रपन्नभयभंजन ॥ ३ ॥

શ્રી નારાયણ બોલ્યા—ત્યાર પછી સુદેવ બે હાથ જોડી ગદગદ વચનથી ભક્ત વત્સલ તે દેવ શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યો. ॥ ૧ ॥ હે દેવના દેવ હે ઇશ હે ત્રૈલોકયને અભય આપનાર હે સર્વેશ્વર હે પ્રભુ આપને વારંવર મારા નમસ્કાર હોવ હું આપને શરણે આવ્યો છું. ॥ ૨ ॥ હે શરણાગત વત્સલ હે જગતવંદ્ય હે પરમેશ્વર મારૂં રક્ષણ કરો, હે શરણે આવેલાના ભયને દૂર કરનાર, તમને નમસ્કાર હોવ. ॥ ૩ ॥

જયસ્વરૂપ, જયને આપનાર, જયનાસ્વામી, જયનાકારણરૂપ, વિશ્વના આધાર, વિશ્વમાં રહેનાર, જગત્‌ના કારણના કારણભૂત. ॥ ૪ ॥ વિશ્વનું એક રક્ષણ કરનાર, સુંદર વિશ્વનો નાશ કરનાર, વિશ્વના પાંજરારૂપ, ફળના બીજરૂપ, ફળના આધારરૂપ, ફળના મૂળરૂપ, ફળને આપનાર. ॥ ૫ ॥ તેજ સ્વરૂપ તેજને આપનાર, સઘળા તેજસ્વીઓમાં શ્રેષ્ઠ, દીન વત્સલ વસુદેવના પુત્ર અનેક વ્યાપક એવા શ્રી કૃષ્ણને હું પ્રણામ કરૂં છું. ॥ ૬ ॥ હે જગત્‌ના પ્રભુ, બ્રહ્મા વિગેરે દેવો પણ

**जयस्वरुपंजयदंजयेशंजयकारणम् ॥ विश्वाधारंविश्वसंस्थंविश्वकारणकारणम् ॥ ४ ॥ विश्वैकरक्षकंदिव्यंविश्वघ्नंविश्वपंजरम् ॥ फलबीजंफलाधारंफलमूलंफलप्रदम् ॥ ५ ॥ तेजःस्वरुपंतेजोदंसर्वतेजस्विनांवरम्॥कृष्णंविष्णुंवासुदेवंवंदेहंदीनवत्सलम् ॥ ६ ॥ नत्वीब्रह्मादयोदेवाःस्तोतुंशक्ताजगत्प्रभो ॥ कथंमंदोमनुष्योहमल्पबुद्धिर्जनार्दन ॥ ७ ॥ अतिदुःखतरंदीनंत्वद्भक्तंमामुपेक्षसे ॥ तत्कथंलोकबंधुत्वंप्रभोलोकेवृथागतम् ॥ ८ ॥॥ वाल्मीकिरुवाच ॥ ॥ इत्यभिष्टूयभूमानं द्विजस्तस्थौहरे : पुर : ॥ तदाकर्ण्यहरिर्वाक्यामुवाचजलदस्वन : ॥ ९ ॥**

તમારી સ્તુતિ કરવાને સમર્થ નથી, તો હે જનાર્દન, અલ્પ બુદ્ધિવાળો મૂર્ખ, મનુષ્ય હું આપની સ્તુતિ કરવાને કેમ સમર્થ થાવું. ॥ ૭ ॥ હે પ્રભુ, તમે અત્યંત દુઃખી એવા ગરીબ અને તમારા ભકત એવા મારી કેમઉપેક્ષા કરોછે. માટે તમારૂં જગત્‌માં લોક બંધુપણું કેમ મિથ્યા ગયું. ॥ ૮ ॥ વાલ્મીકિ બોલ્યા—સુદેવ આ પ્રમાણે ભગવાનની તુતિ કરી ભગવાનની આગળ ઉભો રહ્યાં તે સાંભળીને હરિ મેઘના સરખા શબ્દવાળી વાણી કહેવા લાગ્યા. ॥ ૯ ॥

શ્રી હરિ બોલ્યા—હે વત્સ હે મહા બુદ્ધિશાળી હે તપોધન તે આચરેલું તપ ઘણી સારી રીતે સંપાદન કર્યું હવે તું શું ઇચ્છે છે તે મને કહે. ॥૧૦॥ કારણ કે હું તારા તપથી સંતોષ પામ્યો છું માટે તે હું તને આપીશ પૂર્વે આવું મહોટું કર્મ કોઇએ પણ કર્યું નથી. ॥ ૧૧ ॥ સુદેવે કહ્યું હે નાથ, હે દીનબંધુ, હે દયા સાગર હે વિષ્ણુ હે પુરાણ પુરૂષ જો આપ પ્રસન્ન થયા છો તો સારો પુત્ર આપો. ॥૧૨॥

॥ श्रीहरिरुवाच ॥ ॥ सम्यक्संपादितंवत्सयत्त्वयाचरितंतपः ॥ किमिच्छसिमहाप्राज्ञतपोधनवदस्वमे॥१०॥तत्तेहंवितरिष्यामिसंतुष्टस्तपसातव॥एतादृशंमहत्कर्मनकेनापिकृतंपुरा॥११॥ ॥ सुदेवउवाच ॥ ॥ यदिप्रीतोसिहेनाथदीनवंधोदयानिधे ॥ सत्पुत्रंदेहिमेविष्णोपुराणपुरुषोत्तम ॥ १२ ॥ हरेपुत्रंविनाशून्यंगार्हस्थ्यंमेनरोचते ॥ इतिविप्रवचःश्रुत्वाजगादहरिरीश्वरः॥१३॥ ॥ श्रीहरिरुवाच ॥ ॥ अदेयमपितेसर्वंदास्येपुत्रंविनाद्विज ॥ तवपुत्रसुखंवत्सविधात्रानैवनिर्मितम् ॥ १४ ॥

કેમકે હે હરિ, પુત્ર વગરનું શૂન્ય ગ્રહસ્થપણું મને ગમતું નથી. આવું બ્રાહ્મણનું વચન સાંભળી દુઃખને હરનાર શ્રી પરમેશ્વર બોલ્યા ॥૧૩॥ શ્રી હરિ બોલ્યા—હે બ્રાહ્મણ, પુત્ર સિવાય બીજું નહી આપવા યોગ્ય એવું પણ સઘળું હું તને આપું પરંતુ પુત્ર નહીં આપી શકું કારણ કે હે વત્સ, બ્રહ્માએ તને પુત્રનું સુખ નિર્માણ કર્યું જ નથી.॥ ૧૪॥

મેં તારા કપાળમાં સઘળા અક્ષરો જોયા તેમાં સાત જન્મ સુધી તને પુત્રનુ સુખ નથી. ॥ ૧૫ ॥ આ પ્રમાણે વજ્રના ઘા સરખું કઠોર હરિનું વચન શ્રવણ કરી જેમ મૂળ કપાવાથી ઝાડ પડે તેમ પૃથ્વી ઉપર તે પડયો. ॥ ૧૬ ॥ સ્વામીને પડેલા જોઈ અત્યન્ત દુઃખ પામેલી સ્ત્રી પુત્રની ઈચ્છા રહી તે સ્વામીને જોતી રડવા લાગી ॥ ૧૭ ॥ પછી ધીરજ ધારણ કરી પડેલા સ્વામીને તેણે કહ્યું ગૌતમી બોલવા લાગી

त्वदीयभालफलकेवर्णाः सर्वेमयेक्षिताः ॥ तत्रनैवास्तितेपुत्रसुखंसप्तसुजन्मसु ॥ १५ ॥
इत्याकर्ण्यहरेर्वाक्यंवज्रनिर्घातनिष्ठुरम् ॥ सपपातमहीपृष्टेछिन्नमूलइवद्रुमः॥ १६ ॥ पतिंपतितमा
लोक्यप्रमदात्यंतदुःखिता ॥ पश्यंतीस्वामीनंपुत्रस्पृहाशून्यमरूरुदत् ॥ १७ ॥ पश्चाद्धैर्यंसमा
लंब्यसावोचत्पतितंपतिम् ॥ गौतम्युवाच ॥ ॥ उत्तिष्ठोत्तिष्ठहेनाथकिंनस्मरसिमेवचः ॥ १८ ॥
विधात्रालिखितंभालेतल्लभेतसुखासुखम् ॥ किंकरोतिरमानाथःस्वकृतंभुंजतेनरः ॥ १९ ॥ अभाग्य
स्यकृतोद्योगोमुमूर्षोरिवभेषजम् ॥ तस्यसर्वंभवेव्द्यर्थंयस्यदैवमदक्षिणम् ॥ २० ॥

હે નાથ ઉભા થાઓ ઉભા થાઓ કેમ મારૂં વચન આપને યાદ આવતું નથી ॥ ૧૮ ॥ બ્રહ્માએ જે લલાટમાં લખ્યું છે તે સુખ અથવા દુઃખ મનુષ્યને પ્રાપ્ત થાયછે લોક પોતે કરેલા સદસત્ફળને ભોગવે છે તેમાં ભગવન શું કરે ॥૧૯॥ ભાગ્ય હીન પુરૂષે કરેલો ઉદ્યોગ મરનારને ઓસડ સરખો છે જેનું ભાગ્ય સાનકૂળ નથી તેનો સઘળો પરિશ્રમ વ્યર્થ જાય છે ॥ ૨૦ ॥

સઘળા વેદોમાં યજ્ઞદાન, તપ સત્ય અને વ્રતો કરતાં હરિનું સેવન શ્રેષ્ઠ છે પરંતુ ભાગ્ય બળ તો તેથી પણ શ્રેષ્ઠ છે ॥ ૨૧ ॥ માટે હે બ્રાહ્મણ, સઘળા ઉપર વિશ્વાસ છોડી કેવળ ભાગ્યનોજ આશ્રય લઈ ઝટ ઉભા થાઓ, આપણને ભગવાનનું શું કામ છે. ॥ ૨૨ ॥ આ પ્રકારનું અત્યન્ત શોકાતુર તે સ્ત્રીનું વચન સાંભળી ક્ષોભથી ઉત્પન્ન થયેલા કંપવાળો વિનતા પુત્ર ગરૂડ વિષ્ણુને કહેવા લાગ્યો ॥ ૨૩ ॥ ગરૂડ બોલ્યો—હે ગરીબના બેલી, હે દયા

क्रतुदानतपः सत्यव्रतेभ्योहरिसेवनम् ॥ श्रेष्ठंसर्वेषुवेदेषुततोदैवबलंवरम् ॥ २१ ॥ तस्मा-
त्सर्वत्रविश्वासंविहायोत्तिष्ठभूसुर ॥ दैवमेवावलंब्याशुहरिणाकिंप्रयोजनम् ॥ २२ इत्याकर्ण्यवच-
स्तस्यास्तीव्रशोकसमन्वितम् ॥ वैनतेयोवदद्विष्णुंक्षोभसंजातवेपथुः ॥ २३ ॥ ॥ गरुडउवाच ॥
॥ शोकसागरसंमग्नांब्राह्मणींवीक्ष्यहेहरे ॥ तथैवब्राह्मणंनेत्रगलद्बाष्पकलाकुलम् ॥ २४ ॥ दीन-
बंधोदयासिंधोभक्तानामभयंकर ॥ भक्तदुःखासहिष्णोस्तेदयाद्यक्कगताप्रभो ॥ २५ ॥ अहोब्रह्म-
ण्यदेवस्त्वंत्वद्धर्मःक्कगताधुना ॥ त्वद्भक्तस्यचतुर्धापिमुक्तिःकरतलेस्थिता ॥ २६ ॥

સાગર, હે ભક્તોના અભયને કરનારા, હે ભક્તોના દુઃખને ન સહન કરનારા હે હરી શોક સમુદ્રમાં ડુબી ગયેલી બ્રાહ્મણીને અને તેજ પ્રમાણે નેત્રથી પડતાં આંસુઓથી આકુળએવા બ્રાહ્મણને જોઈ આજ તમારી દયા ક્યાં ગઈ. ॥૨૪॥ ॥૨૫॥

અહો ભગવાન્ ! આપ બ્રાહ્મણો પર દયાવાળા છો. હવે આપનો ધર્મ ક્યાં ગયો. આપના ભક્તના હાથમાં ચાર પ્રકારની મુક્તિ રહિ છે. ॥ ૨૬ ॥

તોપણ આશ્ચર્યની વાત છે કે તેઓ ઉત્તમ ભક્તિને છોડીને તેની મુક્તિને ઇચ્છતા નથી જેથી તેઓની આગળ આઠેસિદ્ધિઓ દાસી થઇને રહેલી છે ॥ ૨૭ ॥ આ પ્રમાણે સઘળે ઠેકાણે આપનીઆરાધનાનું માહાત્મ્ય પ્રસિદ્ધ છે તો. એક બ્રાહ્મણની ઇચ્છા પરિપૂર્ણ કરવામાં આપને શો પરિશ્રમ છે. ॥ ૨૮ ॥ જે પુરૂષ હાથીનું દાન આપે તેને અંકુશ આપવામાં પરિશ્રમ શું? હવે પછી આપના ચરણ કમળની કોઇપણ સેવા કરશે નહિ. ॥ ૨૯ ॥

'अहोतथापिनेच्छंतिविहायभक्तिमुत्तमाम् ॥ तदग्रेसिद्धयश्चाष्टौकिंकरीभूयसंस्थिताः ॥ २७ ॥ त्वदाराधनमाहात्म्यमेवंसर्वत्रविश्रुतम् ॥ तर्हिविप्रस्यपुत्रेच्छापूरणेकःपरिश्रमः ॥ २८ ॥ गजमर्पयतःपुंसोह्यंकुशेकःपरिश्रमः ॥ अतःपरंनकेनापिसेव्यतेतेपदांबुजम् ॥ २९ ॥ यदद्दृष्टगतंपुंसस्तदेवभाविताध्रुवम् ॥ इतिलोकेप्रथाजातात्वद्भक्तिर्विलयंगता ॥ ३० ॥ कर्तुमकर्तुंसामर्थ्यंतवसर्वत्रविश्रुतम् ॥ तदेवाद्यगतंनाथनचेदस्मैसुतप्रदः ३१ ॥ अतस्त्वंसर्वथादेहिपुत्रमेकंद्विजन्मने ॥ सुदामात्वांसमाराध्यलेभेवैभवमुत्तमम् ॥ ३२ ॥

જે પુરૂષના ભાગ્યમાં રહ્યું હશે તેજ અવશ્ય થશે. એવો લોકમાં રીવાજ થશે અને આપની ભક્તિ નાશ પામશે ॥ ૩૦ ॥ હે નાથ જો આપ આ બ્રાહ્મણને પુત્ર નહી આપો તો સઘળે ઠેકાણે પ્રસિદ્ધ થયેલું. કાર્ય-અકાર્ય કરવાને આપનું જે સામર્થ્ય છે. તે આજ નાશ પામશે ॥ ૩૧ ॥ એટલા કારણ માટે આપ સર્વ પ્રકારે બ્રાહ્મણને એક પુત્ર આપો સુદામાએ તમારૂં સેવન કરી ઉત્તમ વૈભવ મેળવ્યો છે ॥ ૩૨ ॥

અને સાંદીપિનિ તમારી કૃપાથી મરેલા પુત્રને પામ્યો હતો. હતો, એટલા કારણ માટે પુત્રની ઈચ્છાવાળાં સ્ત્રી પુરૂષ આપને શરણે આવ્યાં છે. ॥ ૩૩ ॥ શ્રીનારાયણ બોલ્યા—આવું ગરૂડનું વચન સાંભળી વિષ્ણુ ગરૂડ પ્રત્યે અમૃત તુલ્ય વચન બોલ્યા કે. હે પક્ષિઓમાં શ્રેષ્ટ ગરૂડ તું આ બ્રાહ્મણને મનમાં પ્રાપ્ત એક પુત્રને આપ

सांदीपिनिर्मृतंपुत्रमवापकृपयातव ॥ इतितेशरणंप्राप्तौदंपतीपुत्रलालसौ ॥ ३३ ॥॥ श्रीनारायणउवाच ॥॥ इतिगरुडवचोनिशम्यविष्णुर्वचनमुवाचखगंसुधोपमानं ॥ अयिखगवरपुत्रमेकमस्मैवितरमनोगतमाशुपूरयस्व ॥ ३४ ॥ इतिहरिवचनंनिजानुकुलंझटितिनिशम्यखगोतिहृष्टचेताः ॥ अददतिविषण्णमानसायसुतमनुरूपमिलासुरायरम्यम् ॥

॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येदृढधन्वोपाख्यानेश्रीनारायणनारदसंवादे सुदेववरप्रदानंनामपंचदशोऽध्यायः ॥१५॥

॥ ૩૪ ॥ આવું પોતાને અનુકુળ વિષ્ણુનું વચન સાંભળી ઝટ અગત્યના પ્રસન્ન થયેલા ગરૂડે ખેદયુક્ત મનવાળા બ્રાહ્મણને લાયક તથા સુંદર પુત્ર આપ્યો. ॥ ૩૫ ॥ ઈતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્ય વિષે દૃઢધન્વા ઉપાસ્યાનમાં "સુદેવ વરપ્રદાન" એ નામનો અધ્યાય ૧૫ મો સંપૂર્ણ ॥ ૧૫ ॥

શ્રી નારાયણ બોલ્યા—હે મહા બુદ્ધિશાળી નારદ, વાલ્મીકિએ અત્યન્ત આશ્ચર્યકારિ જે ચરિત્ર દ્દઢધન્વા રાજાને કહ્યું તે હું કહું છું ॥ ૧ ॥ વાલ્મીકિ કહેવા લાગ્યા—હે મહારાજ દ્દઢધન્વા મારૂં વચન સાંભળો. ગરૂડે વિષ્ણુની આજ્ઞાથી બ્રાહ્મણને આ પ્રમાણે કહ્યું. ॥ ૨ ॥ ગરૂડ બોલ્યો—હે દ્વિજવર્ય સાત જન્મમાં તમને પુત્રનું સુખ નથી એ

॥ श्रीनारायणउवाच ॥ ॥शृणुनारदवक्ष्येहंयदुक्तंदृढधन्वने ॥ वाल्मीकिनामहाप्राज्ञचरितंपरमाद्भुतम् ॥ १ ॥ वाल्मीकिरुवाच ॥ ॥दृढधन्वमहाराजशृणुष्ववचनंमम॥ सुपर्णःकेशवादेशादिदमाहद्विजेश्वरम् ॥ २ ॥ गरुडउवाच ॥ सप्तजन्मसुतेपुत्रसुखंनास्तीतियद्वचः ॥हरिणोक्तंद्विजश्रेष्ठतत्तथैवतवाधुना ॥ ३ ॥

तथापिस्वामिनाज्ञप्तःकृपयादद्मितेसुतम् ॥ मदंशसंभवः पुत्रोभवितातेतपोधन ॥ ४ ॥

નું વિષ્ણુએ જે વચન કહ્યું તેજ પ્રમાણે હમણા તમને છે. ॥ ૩ ॥ તોપણ સ્વામીની આજ્ઞાથી કૃપા વડે તમને પુત્ર આપુ છું. હે તપોધન, તમને મારા અંશથી થયલો પુત્ર થશે. ॥ ૪ ॥

જે વડે તમે ગૌતમી સહીત સત્ય આશીરર્વાદને મેળવશો, પરંતુ તેથી ઉત્પન્ન થયેલું દુઃખ તે બન્નેને અવશ્ય થશે. ॥૫॥ હે શ્રેષ્ટ બ્રાહ્મણ તમારિ હરિમાં મતિથઈ જેથી આપને ધન્ય છે, સકામ અથવા નિષ્ફળ એવી પણ હરિની ભકિત હરિને પ્રિય છે. ॥૬॥ પાણીના પરપોટા સરખું મનુષ્યનું શરિર ક્ષણભંગુર છે. તેવા શરીરને મેળવી જે હૃદયમાં હરિના ચરણારવિંદ

येनत्वमाशिषःसत्यालप्स्यसेगौतमीयुतः ॥ परंतज्जनितंदुःखंयुवयोर्भविताध्रुवम् ॥ ५ ॥ धन्यो
सिद्विजशार्दूलयत्तेजाताहरौमतिः ॥सकामाप्यथनिष्कामाहरिभक्तिर्हरेः प्रिया ॥ ६ ॥ जलबुद्बुदव
त्पुंसांशरीरंक्षणभंगुरम् ॥ तदासाद्यहरेःपादंधन्यश्चिंतयतेहृदि ॥ ७ ॥ हरेरन्योनसंसारात्तारयेद्बहु
दुस्तरात् ॥ हरेरेवकृपालेशान्मयादत्तःसुतस्तव ॥ ८ ॥ मनसिश्रीहरिंधृत्वाविचरस्वयथासुखम् ॥
उदासनितयास्थित्वाभुंक्ष्वसंसारजं सुखम् ॥ ९ ॥

નું ધ્યાન ધરે છે તેનેજ ધન્ય છે. ॥ ૭ ॥ ઘણા દુસ્ત સંસારથી હરિ સીવાય બીજો કોઈ તારતો નથી. હરિની કૃપાના લેશથી મેં તમને છોકરો આપ્યો છે ॥ ૮ ॥ માટે મનમાં શ્રી હરિને ધારણ કરી સુખ પૂર્વક વીચારો અને ઉદાસ્તન વૃતીથી રહીને સંસારના સુખને ભોગવો ॥ ૯ ॥

વાલ્મીકિ બોલ્યા–સ્ત્રી પુરૂષના જોતાં તત્કાલ ઉત્તમ વરદાન આપી ગરૂડારૂઢ થઇ હરિ શીઘ્ર પોતાના સ્થાન પ્રત્યે ગયા ॥૧૦॥ સુદેવ પણ પત્ની સહિત મનમાં રહેલું વરદાન પામીને પોતાને ઘેર આવી ઉત્તમ ગૃહસ્થપણાના સુખને ભોગવવા લાગ્યા ॥૧૧॥ કેટલોક સમય ગયા પછી એ સ્ત્રીને ગર્ભ પ્રાપ્ત થયો અને દશમો માસ આવતાં પૂર્ણ ગર્ભ થયો. ॥ ૧૨ ॥ પ્રસૂતિ કાલ પ્રાપ્ત થતાં તેણે ઉત્તમ પુત્રનો જન્મ આપ્યો. પુત્રના જન્મથી સુદેવને પણ આનંદ થયો ॥૧૩॥

वाल्मीकिरुवाच ॥ ॥ दंपत्योःपश्यतोःमद्योदत्वावरमनुत्तमम् ॥ खगद्वाराहरिःशीघ्रंययौ निजानेकेतनम् ॥ १० ॥ सुदेवोऽपिसपत्नीकोवरंलब्ध्वामनोगतम् ॥ आसाद्यस्वगृहंभेजेगार्हस्थ्य सुखमुत्तमम् ॥ ११ ॥ कियत्कालक्रमेणास्यादोहदः समपद्यत ॥ दशमेमासिसंप्राप्तेपूर्णोगर्भो बभूवह ॥१२॥ प्रसूतिकालेसंप्राप्तेसासूतसुतमुत्तमम्॥सुदेवस्त्वात्मजेजातेजाताह्लादोबभूवह॥१३॥ आहूयजातकंकर्मचकारद्विजसत्तमान् ॥ बृहद्दानंददौतेभ्यः सुस्नातोद्विजसत्तमः ॥१४॥ नामचा स्याकरोद्धीमान्ब्राह्मणैः स्वजनैर्वृतः ॥ अयंसुतः सुपर्णेनदत्तः प्रेम्णाकृपालुना ॥ १५ ॥

સારી રીતે સ્નાન કરેલા તે બ્રાહ્મણે શ્રેષ્ઠ બ્રાહ્મણોને બોલાવી જાત કર્મ (જન્મ વખતે કરવાનો સંસ્કાર) કર્યું અને તેઓને ઘણું દાન આપ્યું ॥ ૧૪ ॥ બ્રાહ્મણો તેમજ પોતાના સગાથી યુક્ત તે બુદ્ધિશાળી બ્રાહ્મણે એનું નામ પાડ્યું. દયાળુ ગરૂડે પ્રેમથી આ પુત્ર આપ્યો છે. વળી શરદ રૂતુના ચંદ્ર સરખો અત્યન્ત તેજસ્વી શુકદેવના સરખો છે માટે એ મારા વહાલા પુત્રનું નામ શુકદેવ છે. ॥ ૧૫ ॥ ॥ ૧૬ ॥

માતાના મનને આનંદ આપનાર તે પુત્ર શુક્લ પક્ષમાં જેમ ચંદ્રવૃદ્ધિ પામે તેમ પિતાના મનોરથો સાથે વૃદ્ધિ પામવા લાગ્યો ॥ ૧૭ ॥ પિતાએ આનંદથી યજ્ઞોપવીત આપી ગાયત્રીનો ઉપદેશ કર્યો વૈદિક સંસ્કારો પામી તે બ્રહ્મચર્ય વ્રતમાં રહ્યો ॥ ૧૮ ॥ તેના તેજથી જાણે બીજો સૂર્ય હોય તેમ શોભવા લાગ્યો અને બુદ્ધિસાગર કુમારે

शारदेंदुरविप्रोद्यत्तेजस्वीशुकसन्निभः ॥ शुकदेवेतिनामायंपुत्रोस्तुममवल्लभः ॥१६॥ अवर्धतसुतः शीघ्रंशुक्लपक्षइवोडुपः ॥ पितुर्मनोरथैः साकंमातृमानसनंदनः ॥ १७ ॥ उपनीयसुतंतातः सावित्रींदत्तवान्मुदा ॥ संस्कारंवैदिकंप्राप्यब्रह्मचर्यव्रतेस्थितः ॥ १८ ॥ तत्तेजसान्वितोरेजेसाक्षात्सूर्यइवापरः ॥ वेदाध्ययनमारेभेकुमारोबुद्धिसागरः॥ १९॥सद्बुद्ध्यानंदयामासस्वगुरुंगुरुवत्सल : ॥ सकृन्निगदमात्रेणविद्यांसर्वामुपेयिवान् ॥ २० ॥ वाल्मीकिरुवाच॥एकदादेवलोऽभ्यागात्कोटिसूर्यसमप्रभः तमालोक्यसुदेवोसौननामदंडवन्मुदा ॥ २१ ॥

વેદ ભણવાનો આરંભ કર્યો ॥ ૧૯ ॥ ગુરૂ પ્રિય તે સારી બુદ્ધિ વડે ગુરૂને આનંદ આપતો અને એક વાર કહેવાથીજ સઘળી વિદ્યાને પામ્યો ॥ ૨૦ ॥ વાલ્મીકિ બોલ્યા—એક દિવસ કરોડ સૂર્યની કાંતી સમાન દેવલ રૂષિ આવ્યા તેને જોઇને આ સુદેવે પ્રેમથી દંડવટ પ્રણામ કર્યા ॥ ૨૧ ॥

અને વિધિ પ્રમાણે અર્ધ્ય, પાદ્ય, વિગેરેથી મુનિનો સત્કાર કર્યો અને મહાત્મા દેવલ માટે આસન તૈયાર કર્યું ॥ ૨૨ ॥ ત્યાં દેવના સરખા દર્શનીય ભગવાન્ દેવલ ૠષિ બેઠા પગ આગળ પડેલા કુમારને જોઇ દેવલ બોલ્યા ॥ ૨૩ ॥ દેવલે કહ્યું—રે રે, સુદેવ તમને ધન્ય છે, કારણ કે તમારા ઊપર હરિ પ્રસન્ન થયા છે. જેથી તમે ઉત્તમ. સુંદર, અને

पूजयामासविधिवदर्ध्यपाद्यादिभिर्मुनिम्॥ आसनंकल्पयामासदेवलायमहात्मने ॥ २२ ॥ तत्रोपविष्टोभगवान्देवलोदेवदर्शनः ॥ चरणेपतितंदृष्ट्वाकुमारंदेवलोब्रवीत् ॥ २३ ॥ ॥ देवल उवाच ॥ ॥ भोभोः सुदेवधन्योसितुष्टस्तेभगवान्हरिः ॥ यतस्त्वंप्राप्तवान्पुत्रंदुर्लभंसुंदरंवरम् ॥ २४ ॥ एतादृशः सुतः क्वापिकस्याप्यनवलोकितः ॥ विनीतोबुद्धिमान्वाग्मीवेदाध्ययनशीलवान् ॥ २५ ॥ एहिपुत्रकिमेतत्तेकरेपश्यामिकौतुकम् ॥ सच्छत्रंचामरयुगंकमलंयवसंयुतम् ॥ २६ ॥

દુર્લભ પુત્રને મેળવ્યો છે. ॥ ૨૪ ॥ વિનય વાળો બુદ્ધિશાળી, વકતા અને વેદ ભણવાના સ્વભાવ વાળો આવો પુત્ર કોઇ પણ ઠેકાણે જોયો નથી ॥ ૨૫ ॥ હે પુત્ર અહિં આવ તારા હાથમાં હું કંઇ આશ્ચર્યકારક જોઉં છું. સારૂં છત્ર બે ચમર અને જવ સહિત કમળ છે ॥ ૨૬ ॥

ગુંટણ સુધી લંબાઈમા ૧ હાથીની શુંઢ સરખા તાગ એ હાથ છે. કાર્ણ પર્યંત વિશાલ. મધુ તથા પીળી આંખ છે ॥૨૭॥ મધ્ય ત્રીવળીથી શોભિત ગોળ શરીર છે. આ પ્રમાણે કહી પુત્રને જોઈને ફરીથી ઉત્કંઠીત બ્રાહ્મણને કહેવા લાગ્યા ॥ ૨૮॥ અહો સુદેવ આ તારો પુત્ર ગુણનો ભંડાર છે. કારણકે. એ દ્રઢ હાંસડીવાળો શંખ શરખા કંઠ વાળો. સુંદરવાંકા કેશવાળો ॥ ૨૯ ॥ ઉંચી છાતીવાળો વિશાળ ડોકવાળો. સરખા કાનવાળો બળદના

आजानुलंबिनौहस्तौहस्तिहस्तसमौतव ॥ आकर्णांतविशालेचचक्षुषीमधुपिंजरे ॥ २७ ॥ वपुर्वर्तुलकंमध्यवलित्रयविभूषितम् ॥ एवमुक्त्वासुतंदृष्ट्वापुनराहोत्सुकांद्विजम ॥२८॥ अहोसुदेवतनयस्तवायंगुणसागरः ॥ गूढजत्रुः कंबुकंठः स्निग्धकुंचितमूर्धजः ॥ २९ ॥ तुंगवक्ष : पृथुग्रीवः समकर्णोवृषांसकः ॥ सर्वलक्षणसंपूर्णःपुत्रोभाग्यनिधिर्महान् ॥ ३० ॥ एकएवमहान्दोषोयेनसर्ववृथाकृतम् ॥ इत्युकत्वा मौलिमाधुन्वन्विनिःश्वस्याब्रुवन्मुनिः ॥३१॥ पूर्वमायुः परीक्षितपश्चाल्लक्षणमादिशेत् ॥ निरायुषः कुमारस्यलक्षणैः किंप्रयोजनम् ॥ ३२ ॥

સરખા ખભા વાળો સર્વ લક્ષણોથી ભરપુર એવો આ પુત્ર મહોટા ભાગ્યનો ભંડાર છે ॥ ૩૦ ॥ પરંતુ એકજ મહોટો દોષ છે. જેથી સઘળું મિથ્યા કરાયલું છે. એવું કહી માથું ધુણાવતા નીસાસો નાંખી મુનિ બોલ્યા ॥ ૩૧ ॥ પ્રથમ આયુષની પરીક્ષા કરવી પછી લક્ષણ કહેવુ આયુષ્ય રહિત કુમારના લક્ષણોથી શું પ્રયોજન છે ॥ ૩૨ ॥

વાલ્મીકિ બોલ્યા—એ પ્રમાણે કહી દેવલ મુનિ બ્રહ્મ લોકો પ્રત્યે જ્યા અને સુદેવ ગોમતી સાથે પૃથ્વી ઉપર પડયો ॥ ૩૫ ॥ દેવલે કહેલું વચન સ્મરણ કરતો પૃથ્વીપર ઘણીવાર વિલાપ કરવા લાગ્યો. ત્યાર બાદ તે ગોતમીએ ધીરજથી પુત્રને પોતાના ખોળામાં લઈ ॥ ૩૬ ॥ નેત્રથી મુખનુ ચુંબન કર્યું પછી તે સ્વામીને કહેવા લાગી.

सुदेवतनयोर्यंतेद्वादशेहायनेजले ॥ मृत्युमेष्यतितस्मात्त्वंशोकंमाकुरुमानसे ॥३३॥ अवश्यंभाविनोभावाभवंत्येवनसंशयः ॥ तत्रप्रतिविधिर्नास्तिमुमूर्षोरिवभेषजम् ॥ ३४ ॥ ॥ वाल्मीकिरुवाच ॥ ॥ इत्युदीर्यगतोब्रह्मलोकंदेवलकोमुनिः ॥ सुदेवः सहगौतम्यापपातधरणीतले ॥ ३५ ॥ विललापचिरंभूमौदेवलोक्तंवच : स्मरन् ॥ अथसागौतमीपुत्रंस्वांकमारोप्यधैर्यतः ॥ ३६ ॥ चुचुंबवदनंप्रेम्णापश्चात्पतिमुवाचमा ॥गौतम्युवाच॥द्विजराजनकर्तव्याभीतिर्भाव्येषुवस्तुषु॥३७॥ नाभाव्यंभविताकुत्रभाव्यमेवभविष्यति ॥ किंनुनोदुःखमापन्नानलरामयुधिष्ठिराः ॥३८॥

ગોતમી બોલી—હે બ્રાહ્મણ તમારે થવાના પદાર્થોમાં બીક રાખવી યોગ્ય નથી. ॥ ૩૭ ॥ કારણકે કોઈપણ જગ્યાએ થવાને અયોગ્ય એવુ થતુંજ નથી. પરંતુ થનારૂંજ થાય છે. શુ નલ રામ યુધિષ્ઠિર એઓ દુખ પામ્યા નથી ॥૩૮॥

પુ૦ મા૦
અ૦ ૧૬

હે સુદેવ આ તારો પુત્ર બારમે વર્ષે જળમાં મરણ પામશે. માટે મનમાં શોક કરો નહિ. ॥ ૩૩ ॥ અવશ્ય થનારા પદાર્થો થાયજ છે એમાં સંશય નથી. તે બાબતમાં જેમ મરણાતુર મનુષ્યનું ઓસડ નથી તેમ ઉપાય નથી ॥૩૪॥ બલિરાજાએ પણ બંધન પ્રાપ્ત કર્યું છે. અને યાદવો પણ નાશ પામ્યા હતા. હિરણ્યાક્ષ પણ વધ પામ્યો અને ભંયકર વૃત્રાસુર પણ નાશ પામ્યો હતો. ॥૩૯॥ હે મુનિ-કૃતવીર્યનો પુત્ર સહસ્રાર્જુન તથા રાવણ પણ શિરચ્છેદને પામ્યા છે અને રામચંદ્રજીએ પણ જાનકીનો વિયોગ પ્રાપ્ત કર્યો હતો. ॥૪૦॥ હે મુનીશ્વર રાજર્ષિ પરીક્ષિત પણ બ્રાહ્મણથી મૃત્યુ પામ્યા હતા

बंधनंबलीराजापिप्राप्तवान्यदवः क्षयम् ॥ हिरण्याक्षोवधंघोरोवृत्रोपिनिधनंगतः ॥३९॥ कार्त्तवीर्यः शिरच्छेदंरावणोपितथाप्तवान् ॥ विरहंरघुनाथोपिजानक्याः प्राप्तवान्मुने ॥४०॥ परीक्षिदपिराजर्षिर्ब्राह्मणान्मृत्युमाप्तवान् ॥ एवंयेभाविनोभावाभवंत्येवमुनीश्वर ॥ ४१ ॥ अतउत्तिष्ठहेनाथहरिंभजसनातनम् ॥ शरण्यंसर्वजीवानांनिर्वाणपददायकम् ॥ ४२ ॥ ॥ वाल्मीकिरुवाच ॥ ॥ इतिनिजवनितावचोनिशम्यप्रकृतिमुपागतवान्सुदेवशर्मा ॥ हृदिहरिचरणांबुजंनिधायझटितिजहौशुचमात्मजाद्भवित्री ॥ ४३ ॥ ॥इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्ये ॥ श्रीनारायणनारदसंवादे दृढधन्वोपाख्यानसंवादेढधन्व सुदेवप्रतिबोधोनामषोडशोऽध्यायः ॥ १६ ॥

તો આ પ્રમાણે જે ભાવી પદાર્થો છે તે તો થાય છે. ॥૪૧॥ માટે હે સ્વામી ઉઠો અને સનાતન શરણે આવેલાનું રક્ષણ કરનાર અને સર્વે પ્રાણીઓને મોક્ષ પદ આપનાર શ્રી હરિનું ભજન કરો. ॥ ૪૨ ॥ વાલ્મીકિ બોલ્યા—આ પ્રમાણે સ્ત્રીનું વચન સાંભળી સુદેવ બ્રાહ્મણ પ્રકૃતિને પામ્યા અને હૃદયમાં હરિ ચરણ કમળનું ધ્યાન ધરી તત્કાળ પુત્રથી ઉત્પન્ન થનારા શોકને ત્યાગ કર્યો ॥ ૪૩ ॥ ઇતિશ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્ય શ્રી નારાયણ નારદ સંવાદ રૂપ દૃઢધન્વાના ઉપાખ્યાનમાં સુદેવને પ્રતિ બોધ એ નામનો ૧૬મો અધ્યાય સંપૂર્ણ.

નારદ બોલ્યા—હે કૃપાસાગર ત્યારપછી સાવધ થયેલા બ્રાહ્મણનું શું થયું, તે સાંભળનારા મનુષ્યોના પાપ નાશ કરનારૂ મને કહો ॥ ૧ ॥ શ્રી નારાયણ બોલ્યા—પોતાનું પૂર્વ જનમનું ચરિત્ર સાંભળી ચકિત મુખવાળા અને સાંભળવા માટે ઊત્કંઠિત રાજાને ફરિથી વાલ્મીકિ કહેવા લાગ્યા ॥ ૨ ॥ વાલ્મીકિ બોલ્યા—આ પ્રમાણે સ્ત્રીના મુખથી શીતલ વચન સાંભળી સુદેવે ધૈર્ય ધારણ કરી હરીમાં ચિત્ત જોડયું ॥ ૩ ॥ નિશ્વાસ નાંખી જે થવાનું હશે તે થશે એમ મનથી નિશ્ચય

॥ नारदउवाच ॥ ॥ ततःकिमभवत्तस्यप्रबुद्धस्यमहीपते ः ॥ तन्मेवदकृपासिंधोश्रृण्वतां पापनाशनम् ॥ १ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ स्वकीयचरितंश्रुत्वाप्राक्तनंचाकितानम् ॥ राजानंपुनरेवाहवाल्मीकिःश्रवणोत्सुकम् ॥ २ ॥ वाल्मीकिरुवाच ॥ ॥ इतिताःशीतलावाचःसमाकर्ण्यप्रियामुखात् ॥ सुदेवोधैर्यमालंब्यहरौचित्तमधारयत् ॥ ३ ॥ निःश्वस्यदीनवदनोयद्भाव्यंतद्भविष्यति ॥ इतिनिश्चित्यमनसापुष्पाद्यार्थंवनंययौ ॥४॥ एवंकुर्वतस्तस्य कियान्कालोगतःक्रमात॥ समित्कुशफलाद्यर्थंकदाचित्काननंययौ ॥ ५ ॥

કરી ગરીબ મુખવાળો પુષ્પ વિગેરે લેવા માટે વનમાં ગયો ॥ ૪ ॥ એમ કરતાં તેનો કેટલોએક સમય ક્રમ પ્રમાણે વીતિ ગયો. કોઇક વખત લાકડાં દર્ભ ફળ વિગેરે લેવા સારૂ સુદેવ. હરિના ચરણ કમળનું ધ્યાન કરતો વનમાં ગયો તેજ દિવસે તેનો પુત્ર મિત્રો સાથે વાવ પ્રત્યે ગયો ॥ ૫ ॥ ૬ ॥

મિત્રોની સાથે વાવમાં પેશી જલ યંત્રોથી બાલકો ઉપર પાણી ફેંકતો વારંવાર હસતો ક્રીડા કરવા લાગ્યો ॥ ૭॥ ગ્રિષ્મ રૂતુમાં વારંવાર પાણી વિષે ક્રીડા કરતો આનંદ પામવા લાગ્યો. આ પ્રમાણે સઘળા બાળક પુષ્કળ પ્રેમ પૂર્વક ક્રીડા કરતા હતા ત્યારે બાળકોથી પીડાયલો અગાધ પાણીમાં ઉભાં રહેલાં તે મિત્રોના ભયથી સટ નાસી જવાને ઇચ્છતો

सुदेवोमनसाध्यायनूहरेःपादसरोरुहम् ॥ तस्मिन्नेवदिनेगच्छद्वापींसूनुंःसुहृद्वत : ॥ ६ ॥ प्रविश्यवापींचिक्रीडेवयस्यैःसहवारिणि ॥ जलयंत्रैःक्षिपन्वारिबालकेषुस्मयन्मुहु : ॥ ७ ॥ जले क्रीडांमुहुःकुर्वन्ग्रीष्मेमोदमुपाययौ ॥ एवंसर्वेषुबालेषुक्रीडत्सुप्रेमनिर्भरम् ॥ ८ ॥ अगाधसलिलेतिष्ठन्बालकैरुपमर्दित : ॥ सपलायनमन्विच्छन्सुहृद्वर्गभयाद्द्रुतम् ॥ ९ ॥ विधिनानोदितस्तत्रनियम्यश्वासमात्मन :॥ ममज्जागाधतोयेसौवंचयन्नात्मन : सरवीन् ॥ १० ॥ तत्रापिव्याकुलीभूयततोनिर्गंतुमुन्मना : ॥ सहसामृतिमापन्न : कुमारोगाधवारिणि ॥ ११ ॥

॥ ૯ ॥ અદૃષ્ટથી પ્રેરાયલો તે જલમાં પોતાનો શ્વાસ રોકી પોતાના મિત્રોને છેતરવા ડુબકી મારવા લાગ્યો ॥ ૧૦ ॥ પાણીમાં ડુબકીખાવાથી ગભરાયો પછી બહાર નીકળવાની ઇચ્છાવાળો તે કુમાર એકાએક અગાધ પાણીમાં મરણ પામ્યો ॥૧૧॥

પાણીથી તેને બહાર નહિ નિકળેલો જોઇ સઘળા મિત્રો ચકિત થયા અને હાહાકાર કરી દોડી ગયા ॥ ૧૨ ॥ અને અતયન્ત શોકગ્રસ્ત તેઓએ એ વાત ગોતમીને કહી બાલકોની વજ્રાપાત સરખી અને ખેદજનક ॥ ૧૩ ॥ વાત સાંભળી પુત્ર વત્સલા ગોતમી એકદમ મુર્છા પામી એજ વખતે બ્રાહ્મણ પણ વનથી આવ્યો ॥ ૧૪ ॥ પુત્રનું

जलादनिर्गतंवीक्ष्यसर्वेचकितमानसाः ॥ समानवयसः सर्वेहाहाकृत्वाप्रधाविता : ॥१२॥
गौतम्यैकथयामासुर्बृहच्छोकपरायणाः ॥ वज्रपातसमांवाचंबालानामनतिप्रियाम् ॥ १३ ॥
श्रुत्वाभूमौपपाताशुगौतमीपुत्रवत्सला ॥ एतस्मिन्नेवसमयेवनाद्विप्रःसमाययौ ॥ १४ ॥ निश-
म्यपुत्रमरणंवृष्टेवावापतद्भुवि ॥ ततउत्थायतौविप्रदंपतीवापीकांगतौ ॥ १५ ॥ मृतंपुत्रंसमालिं-
ग्यस्वांकेकृत्वाकलेवरम् ॥ सुदेवःपुत्रवदनंचुचुंबचमुहुर्मुहुः ॥ १६ ॥ ततःस्वांकेस्थितंपुत्रंमृतंवीक्ष-
न्मुहुर्मुहुः ॥सरुदन्विलपन्नेवगद्गदाक्षरमूचिवान ॥ १७॥

મરણ સાંભળી વિષ્ટાની પેઠે પૃથ્વી ઊપર પડયો ત્યારપછી ઉઠીને તે બે સ્ત્રીપુરૂષ વાવ પ્રત્યે ગયા ॥ ૧૫ ॥ સુદેવ મરણ પામેલા પુત્રને આલિંગન કરી પોતાના ખોળામાં શરીર લઇ વારંવાર આલિંગન કરવા લાગ્યો ॥ ૧૬ ॥ ત્યાર પછી પોતાના ખોળામાં રહેલા મરેલા પુત્રને વારંવાર જોતો રડતો વિલાપ કરતોજ તે ગદગદાક્ષર કહેવા લાગ્યો ॥ ૧૭ ॥

સુદેવ બોલ્યા—હે પુત્ર મારા શોકને નાશ કરનારી શીતલ સુંદર શુભ વાણી બોલ હે પુત્ર મને આનંદ પમાડ ॥ १८ ॥ હે પુત્ર અહિંઆ વૃદ્ધ માતા પિતાને છોડી તને જવું વ્યાજબી નથી. તારો સન્મિત્ર તને વેદ ભણવા બોલાવે છે. ॥ १९ ॥ અને તને ભણાવવા સારૂ ગુરૂ પ્રેમ પૂર્વક બોલાવે છે. માટે હે પુત્ર શીઘ્ર ઉઠ હજુ કેમ સૂઇ રહ્યો છે. ॥२०॥ તને મુકીને હું ઘેર જઇસ નહિ. ત્યાં મારે શું પ્રયોજન છે. હે પુત્ર તારા વગર મારૂં ઘર આજેજ શૂન્ય જંગલ

॥ सुदेव उवाच ॥ वदपुत्रशुभांवाणींममशोकविनाशिनीम् ॥ शीतलांललितांवत्समनसो मोदमावह ॥ १८ ॥ विहायपितरौवृद्धौनत्वंगंतुमिहार्हसि ॥ वत्साह्वयतिसन्मित्रंवेदाध्ययनहेतवे ॥ १९ ॥ मुदाह्वयत्युपाध्यायस्त्वामध्यापनहेतवे ॥ तूर्णमुत्तिष्ठहेपुत्रकथंसुप्तोसिसांप्रतम् ॥२०॥ त्वांविहायनगच्छामिगृहेकिंमेप्रयोजनम् ॥ शून्यारण्यमिवाद्यैवत्वांविनासदनंमम ॥ २१ ॥ वनेपि नैवगच्छामिगमनेकिंप्रयोजनम् ॥ फलमूलप्रियत्वंचन्नोतिष्ठसिसमाग्रतः २२ ॥ नमयाचरितंगर्हंब्रह्महत्यापिनोकृता ॥ केन कर्मविपाकेनपुत्रोमेनिधनंगतः ॥ २३ ॥

સરખું છે. ॥ २१ ॥ વનમાં પણ હું જઇશ નહિ કારણકે ત્યાં જવાનું મારે શું કામ છે. અને જો તું મારી આગળ ઉઠશે નહી તો ફળ મૂળ પણ મને પ્રિય નથી. ॥२२॥ મેં કોઇ દીવસ ખરાબ કર્મ કર્યું નથી તેમજ બ્રહ્મહત્યા પણ કરી નથી તો મારા કયા કર્મના ફળથી મારો પુત્ર મરણ પામ્યો ॥ २३ ॥

હે નિર્દય વિધાતા દીન તથા વૃદ્ધ એવા મારૂં નેત્ર લઇને, તમે શું એટલું બધું મ્હોટું ફળ મેળવ્યું ॥ ૨૪ ॥ નિર્ધનના ધનરૂપ અને અમારા આશ્ચર્યરૂપ બાળકને હરણ કરતાં તમને કયાંય પણ કેવલ જન્મ ઉત્પન્ન થતો નથી ॥ ૨૫ ॥ સર્વના ઉપર તો આપ દયાવાન્ છો. છતાં મારા ઉપર કેમ નિર્દયતા પામ્યા છો. અહો મારા ભાગ્યના

॥ अहोघातःकिमेतावत्फलंलब्धंत्वयामहत्॥ लोचनंममदीनस्यवृद्धस्याकृष्यनिर्दय ॥ २४ ॥ निर्धनस्यधनंबालंदंपत्योरवलंबनम् ॥ हरतस्तेकथंलज्जाजायतेना कुत्रचित् ॥ २५ ॥ सर्वत्र सद [illegible] यिनिर्दयतांगतः कथमित्यन्यथाभावोम [illegible] भाग्यवशादहो ॥ २६ ॥ कुत्राहंशोधयाम्य द्यपुत्रंप्रकृतिसुंदरम् ॥ द्रक्ष्येतवाननंकुत्रपुत्रचारुसुलोचनम् ॥ २७ ॥ पर्जन्यःस्रवतेवारिसूतेधान्यं वसुंधरा ॥ गिरयोरत्नजातानिमु [illegible] सारंपयोनिधिः ॥ २८॥ नतंदेशंप्रपश्यामियत्रपुत्रंमृतंलभेत् ॥ यद्गात्रंतुसमालिंग्यहृद्गतंतापमुत्सृजेत् ॥ २९ ॥

વશથી આવો વિપરિત બનાવ થયો છે ॥ ૨૬ ॥ હું આજ સ્વભાવથીજ સુંદર પુત્ર કયાં શોધું. હે પુત્ર તારૂં મનોહર સુંદર નેત્રવાળું મુખ હું ક્યાં જોઇશ ॥ ૨૭॥ મેઘ જળ વર્ષે છે. અને પૃથ્વી અન્ન પેદા કરે છે પર્વત રત્નના સમુદાયને. અને સમુદ્ર શ્રેષ્ઠ મોતીને ઉત્પન્ન કરે છે. ॥૨૮॥ પરંતુ હું તે દેશ તો નથી કે જ્યાં મરેલા પુત્ર મળે કે જેનાં શરીરનું આલિંગન કરીને હૃદયા સંતાપને દૂર કરે ॥ ૨૯ ॥

હે વત્સ એકવાર વાણી સંભળાવ દયા કર. કેમકે તારી માતા લજ્જા વગરની હીટોડી માફક વિલાપ કરે છે. ॥ ૩૦ ॥ તો તેને જોઈ હે પુત્ર તને દયા કેમ ઉત્પન્ન થતી નથી. તું માતા પિતાની આજ્ઞા લીધા સિવાય કોઈવાર પણ ગયો નથી. ॥ ૩૧ ॥ હે પુત્ર અમને પુછયા વગર કેમ લાંબે માર્ગે ગયો છે હવે હું કોની વેદાધ્યયનની સારી વાણી સાંભળીશ ॥ ૩૨ ॥ હે વત્સ સુંદર તથા મધુ વાકયવાળા તારૂં સ્મરણ કરતાં મારૂં હૃદય આજ ફાટતું નથી માટે

हेवत्सत्वंसकृद्वाचंश्रावयाशुदयांकुरु॥ विलपत्यातितेमाताकुररीविगतत्रपा ॥ ३०॥तांदृष्ट्वातु-कथंपुत्रदयानोत्पद्यतेतव ॥ अननुज्ञाप्यपितरौनकदापिभवान्गतः ॥ ३१ ॥ आवामपृष्ट्वाकिंदीर्घं-मार्गंयातोसिपुत्रक ॥ वेदाध्ययनसद्वाणींकस्यश्रोष्यामिसांप्रतम् ॥ ३२ ॥ त्वामनुस्मरतोवत्स कलवाक्यंमनोहरम् ॥ शतधादीर्यतेनोद्यह्यायसंहृदयंमम ॥ ३३ ॥ मन्येसुधन्यंकिलकोशलेंद्रं यःकाननंदाशरथौप्रयाते ॥ दधारनोऽसून्सुततापदग्धोधिङ्मांसुतस्यप्रलयेप्यनष्टम् ॥ ३४ ॥ गोविंदविष्णोयदुनाथनाथश्रीरुक्मिणीप्राणपतेमुरारे ॥ दीनानुकंपिन्भगवन्दयालोमांपाहिपुत्रानलतापतप्तम् ॥ ३५ ॥

ખરેખર તે લોખણનું છે. ॥ ૩૩ ॥ હું તો ખરેખર દશરથ રાજાને સારા પુણ્યવાન્ માનું છું કેમકે જેણે રામચંદ્ર વનમાં ગયા ત્યારે પુત્રના તાપથી બળેલાં જેણે પ્રાણોને ધારણ કર્યા નહિ. તો હું છોકરો મરણ પામ્યો છતાં જીવું છું. માટે મને ધિક્કાર છે ॥ ૩૪ ॥ હે, ગોવિંદ, હે, વિષ્ણુ, હે, યાદવોના સ્વામી, હે રૂક્મિણીના પ્રાણનાથ, હે મુર દૈત્યના શત્રુ, હે દીન ઉપર દયા કરનાર, હે કૃપાળુ ભગવાન પુત્ર રૂપી અગ્નિના તાપથી તપેલા મારૂં રક્ષણ કરો. ॥ ૩૫ ॥

હે દેવના પણ મોટાદેવ હે સકલ લોકનાસ્વામી. હે ગોવાળ તથા ગોપીના પતિ. હે ચક્રને ધારણ કરનાર હે યમુનાના ત્રિષરૂપ દોષના નાશ કરનાર, પુત્ર રૂપિ અગ્નિથી તપેલા મારૂં રક્ષણ કરો. ॥૩૬॥ હે, વૈકુંઠ વ્યાપક, નરકાસુરના શત્રુ, હે ચરા ચરના આશ્રયરૂપ, હે, સંસાર રૂપ સમુદ્રમાં નાવરૂપ હે બ્રહ્મા વિગેરે દેવોએ નમાવેલા પાદ પીઠને ધારણ કરનાર પુત્રરૂપી અગ્નિના તાપથી તપેલા મારૂં રક્ષણ કરો. ॥ ૩૭॥ મારાથી બીજો કોઇપણ શઠ થશે નહી કે, જેણે ભગવાન

**देवाधिदेवाखिललोकनाथगोपालगोपीशरथांगपाणे॥ कलिंदकन्याविषदोषहारिन्मांपाहि-पुत्रानलतापतप्तम् ॥ ३६ ॥ वैकुंठविष्णोनरकासुरारेचराचराधारभवाब्धिपोत ॥ ब्रह्मादिदेवानतपादपीठमांपाहिपुत्रानलतापतप्तम् ॥ ३७ ॥ शठोमदन्योभवितानकोपियोदेवकीसूनुवचोविलंघ्य ॥ पुत्रेदुराशांकृतवानभाग्योलभेतकोदृष्टविनष्टवस्तु ॥ ३८ ॥**

**॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येनारायणनारदसंवादेदृढधन्वोपाख्यानेसुदेवविलापोनामसप्तदशोध्यायः ॥ १७ ॥**

નું વચન ઓળંગી પુત્રમાં ખરાબ આશા કરી. કયા હીનભાગ્ય પુરૂષ અદષ્ટથી નાશ પામેલી વસ્તુને પ્રાપ્ત કરે ॥ ૩૮॥

ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્ય વિષે નારાયણ નારદના સંવાદ રૂપ દઢધન્વાના ઉપાખ્યાનમાં સુદેવનો વિલાપ એ નામનો ૧૭મો અધ્યાય સમાપ્ત.

નારદ બોલ્યા—હે તપોનિધિ-ત્યારપછી સાક્ષાદ્ ભગવાન્ વાલ્મીકિએ દૃઢધન્વા રાજાને શું કહ્યું તે કહો ॥ ૧ ॥ શ્રીનારાયણ બોલ્યા—તે દૃઢધન્વા રાજર્ષિ પોતાનું ગતિ જન્મનું ચરિત્ર સાંભળીને મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને વિસ્મય પૂર્વક પુછવા લાગ્યા ॥ ૨ ॥ દૃઢધન્વા બોલ્યા—હે બ્રહ્મન્ તમારૂં અમૃતના સરખું મનોહર નવું નવું વચનપાન કરી હું

॥ नारदउवाच ॥ ॥ दृढधन्वामहीपालंकिमुवाचततःपरम् ॥ वाल्मीकिर्भगवान्साक्षात्तद्वदस्वतपोनिधे ॥ १ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ दृढधन्वासराजर्षिःश्रुत्वाप्राक्तनमात्मनः ॥ साविस्मयःसमापृच्छद्वाल्मीकिंमुनिसत्तमम् ॥२॥ ॥ दृढधन्वोवाच ॥ ॥ ब्रह्मंस्तववचोरम्यंसुधाकल्पंनवंनवम् ॥ पीत्वापीत्वान तृप्तोस्मिभूयोवदततःपरम् ॥३॥ ॥ वाल्मीकिरुवाच ॥ ॥ एवंविलपतस्तस्यविप्रस्यजगतीपते ॥ अकालजलदोभ्यागाद्गर्जयंश्चदिशोदश ॥ ४ ॥ ववौवायुःखरस्पर्शः कंपयन्निवपर्वतान् ॥ बृहल्लसन्महाविद्युत्स्वनेनापूरयन्दिशः ॥५॥

તૃપ્ત થયો નથી. માટે ફરીને બાકીનું સઘળું કહો ॥ ૩ ॥ વાલ્મીકિ બોલ્યા—હે રાજન્ એ પ્રમાણે વિલાપ કરતો હતો ત્યારે. દશ દિશાઓને ગર્જાવતો અકાળ મેઘ આવ્યો ॥ ૪ ॥ કઠણ સ્પર્શવાળો મોટી દેદીપ્યમાન વિજળીવાળો અને ધ્વની વડે દિશાઓને પૂરતો પર્વતો ને કંપાવતો હોય તે શું એમ વાયુ વાવા લાગ્યો ॥ ૫ ॥

એ પ્રમાણે એક માસ વર્ષ્યો ત્યારે પૃથ્વી જળથી પૂર્ણ થઇ, પરંતુ પુત્ર શોકથી પીડાયેલા સુદેવે કંઇ પણ જાણ્યું નહીં ॥૬॥ હે પુત્ર હે પુત્ર એમ બોલતાં તેણે પાણી પીધું નહીં ને ખાધું પણ નહીં એમ વિલાપ કરતા જ્યારે તેનો માસ પૂરો થયો ત્યારે ॥ ૭ ॥ શ્રી કૃષ્ણને વહાલો તે પુરૂષોત્તમ માસ હતો. અને અજાણતાં પણ તેને પુરૂષોત્તમનું સેવન થયું

यावन्मासंववर्षैवमहीपूर्णजलाभवत् ॥ नसौविज्ञातवा-न्किंचित्पुत्रशोकाग्नितापितः॥ ६ ॥ नपपौबु-जेचैवपुत्रपुत्रइतिब्रुवन् ॥ एवंविलपतस्तस्यमासोयोविगतस्तदा ॥ ७ ॥ श्री कृष्णवल्लभो मासःसोभवत्पुरुषोत्तमः ॥ आजानतोपितस्यासीत्पुरुषोत्तमसेवन- ॥ ८ ॥ तनात्यंत-सन्नःसन् प्रादुरासीद्धरिःस्वयम् ॥ नवीनजलदश्मामोवनमालावि-षितः ॥ ९ ॥ प्रादुर्भूतेजगन्नाथेविलीनाधनराजयः ॥ ततोददर्शविप्रोसौश्रीकृष्णंपुरुषोत्तमम् ॥ १० ॥ सहसांकगतंपुत्रदेहंभुविविधायच ॥ सपत्नीकोनमश्चक्रेदंडवच्छ्रीहरिंमुदा ॥ ११ ॥

॥૮॥ અત્યન્ત પ્રસન્ન થતા નવીન મેઘના સરખા શ્યામ વનમાલાથી વિભુષિત એવા શ્રી કૃષ્ણ પોતે પ્રકટ થયા ॥૯॥ જ્યારે જગન્નાથ પ્રકટ થયા ત્યારે મેઘ મંડળ નાશ પામ્યું ત્યાર પછી બ્રાહ્મણે પુરૂષોત્તમ શ્રી કૃષ્ણને જોયા ॥૧૦॥ એકાએક ખોળામાં રહેલા પુત્રના શરીરને પૃથ્વી પર મુકીને સ્ત્રી સહીત તેણે શ્રીકૃષ્ણને પ્રેમપૂર્વક દંડવત્ પ્રણામ કર્યા. ॥ ૧૧॥

શ્રીકૃષ્ણ મારૂં શરણ થાઓ એમ વિચાર કરતો બે હાથ જોડી શ્રી હરીની આગળ ઉભાં રહ્યા ॥૧૨॥ અને પુરૂષોત્તમના
સેવનથી પ્રસન્ન થતા તેથી ભગવાન પણ ઘણા અમૃતને વરસાવવાવાળી મધુર વાણી બોલ્યા ॥ ૧૩ ॥ હરિ
બોલવા લાગ્યા—હે સુદેવ તને ધન્ય છે. અને હવે તું ભાગ્યશાળી છે. તારૂં ભાગ્ય વર્ણવાને ત્રણ ભુવનમાં કોઇ

**बद्धांजलिपुटोभूत्वासंस्थिरःश्रीहरेःपुरः ॥ श्रीकृष्णएवशरणंममास्त्वितिविचिंतयन् ॥१२॥
भगवानपितुष्टःसन्पुरुषोत्तमसेवनात् ॥ अवोचन्मधुरांवाणींबृहत्पीयूषवर्षिणीम ॥ १३ ॥ श्रीहरि
रुवाच॥ ॥भोभोःसुदेवधन्योसिभाग्यवान्सांप्रतंभवान॥त्वद्भाग्यंवर्णितुंकोवासमर्थोभुवनत्रये॥१४॥
शृणुवत्सप्रवक्ष्येहंयत्तेभावितपोधन॥ द्वादशाब्दसहस्रायुःपुत्रस्तेभविताद्विज ॥ १५ ॥ अतःपरंन
संदेहस्तवपुत्रोद्भवेसुखे ॥ मयाद्यंतेसुतोदत्तःप्रसन्नेनद्विजोत्तम ॥ १६ ॥ तवपुत्रसुखंदृष्ट्वादेवगंधर्व
मानवाः ॥ सस्पृहास्तेभविष्यातिप्रसादान्मेद्विजोत्तम ॥ १७ ॥**

સમર્થ છે. ॥ ૧૪ ॥ હે તપોધન હે વત્સ તારૂં જે થવાનું છે તે હું કહું છું. શાંભળ હે વિપ્ર તારો પુત્ર બાર હજાર
વષના આયુર્દાયવાળો થશે ॥ ૧૫ ॥ હવે પછી પુત્ર ઉત્પન્ન થનારા સુખમાં તને શંદેહ નથી. હે દ્વિજોત્તમ મેં પ્રસન્ન
થઇ આ પુત્ર તને આપ્યો છે ॥ ૧૬ ॥હે દ્વિજોત્તમ મારા પ્રસાદથી દેવ ગંધર્વ. મનુષ્યો તારા પુત્રના સુખને જોઇને તારા
પર ઇચ્છાવાળા થશે. ॥૧૭॥

અહિંઆ તને જુનો ઇતિહાસ કહું છું. મુનિ એવા માર્કંડેયજે તેણે તે ઈતિહાસ પૂર્વે રઘુ રાજાને કહ્યો છે. ॥૧૮॥ પૂર્વે મુનિઓના ઇશ્વર મોટા મનવાળી કોઇ ધનુનામવાળો પુત્રની પીડાથી બળેલા લોકોને જોતો દીનમનવાળો થયો ॥ ૧૯॥ પુત્રને મૃત્યુથી રહિત કરવાને ઇચ્છતો તેણે અત્યન્ત ભયંકર તપ કર્યું. જ્યારે બે હજાર વર્ષનો કાલ ગયો ત્યારે દેવતાઓએ તે મુનિને કહ્યું. ॥ ૨૦ ॥ તારા ઉગ્રતપથી હમે બધા પ્રસન્ન થયા છએ તારા મનમાં જે ઇચ્છિતવર હોય, તે માગ

अत्रतेकथयिष्यामिइतिहासंपुरातनम् ॥ मार्कंडेयेनमुनिनापुराप्रोक्तंरघुंनृपम् ॥१८॥ पुरा मुनीश्वरःकश्चिद्धनुर्नामामहामनाः ॥ पश्यन्पुत्राधिनिर्दग्धान्लोकान्दीनमनाअभूत् ॥ १९ ॥ अमरंपुत्रमन्विच्छंस्तपस्तेपेसुदारुणम् ॥ सहस्राब्देगतेकालेदेवास्तमब्रवन्मुनिम् ॥ २० ॥ वरंवरयभद्रंतेयस्तेमनसिवांछितः ॥ प्रसन्नाःस्मोवयंसर्वेतीव्रेणतपसातव ॥ २१ ॥ श्रीनारायणउवाज॥ ॥ इतिदेववचःश्रुत्वासुतृप्तोमृतसन्निभम् ॥ वव्रेतपोधनःपुत्रममरंबुद्धिशालिनम् ॥ २२ ॥ तमूचुर्निर्जराःसर्वेनैवंभूतोस्तिभूतले ॥ पुनराहमुनिर्देवानिमित्तायुर्भवत्विति ॥ २३ ॥

તારૂં કલ્યાણ થાવ ॥ ૨૧ ॥ શ્રી નારાયણ બોલ્યા–આ પ્રમાણે અમૃતના સરખું દેવતાઓનું વચન સાંભળી અત્યંત તૃપ્ત થયેલો તે બુદ્ધિશાલી. અમર એવા પુત્રને માગ્યો. ॥ ૨૨ ॥ સર્વે દેવો તેને કહેવા લાગ્યા આ પ્રમાણે પૃથ્વી પર થયો નથી ફરીથી મુની દેવોને કહે છે કે નિમિત્તથી આયુષ વાળો થાય એમ કહ્યું ॥ ૨૩ ॥

દેવોએ કહ્યું કે શું નિમિત્ત તે બોલ તે મુનિપણ બોલતો હતો આ મોટો પર્વત જ્યાં સુધી રહે ત્યાં સુધી આયુષ્ કરો ॥ ૨૪ ॥ તું કહે છે એમ થશે. આવું કહી ઇન્દ્ર સહવર્ત દેવો સ્વર્ગમાં ગયા ધનુશર્મા થોડા વખતમાં તે પ્રકારનાં પુત્રને પામ્યો. ॥ ૨૫ ॥ તેનો તે પુત્ર આકાશમાં ચંદ્રમાની માફક મોટો થવા લાગ્યો જ્યારે સોળમું વર્ષ આવ્યું ત્યારે પુત્રને મુનીશ્વર કહે છે. ॥ ૨૬ ॥ હે વત્સ કોઈ વખત પણ સઘળા મુનિઓનું અપમાન કરવું નહિ આવું

सुराःप्रोचुर्निमित्तंकिंवदसोप्यवदन्मुनिः ॥ असौमहान्नगिरिर्यावत्तावदायुर्विधीयताम् ॥ २४ ॥ एवमस्त्वितिसंपाद्यसेंद्रादेवादिवंययुः ॥ धनुःशर्मासुतंलेभेकालेनाल्पेनतादृशम् ॥ २५ ॥ सपुत्रो ववृधेतस्यतारापतिरिवांबरे ॥ प्राप्तेतुषोडशेवर्षे[illegible]नीश्वरः॥ २६॥हेवत्समुनयःसर्वेनावज्ञेयाः कदाचन ॥ शिक्षितोपियथापुत्रःसोद्वेगानकरोन्मुनीन् ॥२७॥ निमित्तायुर्बलोन्मत्तोब्राह्मणानवमन्यते ॥ कदाचिन्महिषोनाममुनिःपरमकोपनः ॥ २८ ॥ पूजयामासविधिनाशालग्रामशिलां शुभाम् ॥ [illegible]त्वरान्वित :॥ २९ ॥

શિક્ષણ આપતા પણ જ્યારે પુત્ર મુનિઓને ઉદ્વેગ વાળા કરતો હતો. ॥ ૨૭ ॥ નિમિત્ત (કારણ) ના આયુષ વાળો બળથી ઉન્મત્ત થઈ બ્રાહ્મણોનું અપમાન કરવા લાગ્યો કોઈ વખત અત્યંત ક્રોધાયમાન મહિષ નામના મુનિ ॥ ૨૮॥ શુભ એવી શાલિગ્રામની શિલાનું [ વિષ્ણુની મૂર્તિનુ ] વિધિથી પૂજન કરતાં હતા. તે વખતે આવીને જલદીથી તે મુર્તિને લઈ ॥ ૨૯ ॥

પોતાની ચપલતાથી હસતો પાણીથી ભરેલા કુવામાં નાંખતો હતો. ત્યાર પછી ક્રોધથી યુક્ત થયેલા બીજા કાલ રૂદ્ર હોયને શું! ॥ ૩૦ ॥ એમ શાપ દેતા હતા, કે ધનુષનો પુત્ર આ આજજ મૃત્યુ પામો. નહિ મરણ પામેલા પુત્રને જોઈ મનમાં કારણનો વિચાર કીધો. ॥ ૩૧ ॥ દેવતાઓએ આ ધનુષના પુત્રને કારણસર આયુષવાળો કરેલો છે. આ પ્રમાણે વિચાર કરતાં જલદી નિશ્વાસ પ્રગટ કર્યો. ॥ ૩૨ ॥ તેથી કરોડો મહિષ ઉત્પન્ન થયા તેઓએ પર્વતના ચુરેચુરા

चिक्षेपनिजचांचल्यात्कूपेपूर्णजलेहसन् ॥ ततःक्रोधसमाविष्टःकालरुद्रइवापरः ॥ ३० शशापधनुषः[illegible]त्रमद्यैवम्रियताम[illegible] ॥ नमृतंपुत्रमालक्ष्यदध्यौमनसिकारणम् ॥ ३१ ॥ निमित्तायुर्यंदेवैः कृतोयंधनुषःसुतः ॥ इतिचिंतापरेणाशुनिःश्वासःप्रकटीकृतः ॥ ३२ ॥ महिषाःकोटिशोजातास्तैर्गिरिःशकलीकृतः ॥ तदानींमृतिमापन्नोमुनिपुत्रातिदुर्मदः ॥ ३३ ॥ धनुःशर्मातिदुःखेनविललापमुहुर्मुहुः ॥ विलप्यबहुधाविप्रोगृह्यपुत्रकलेवरम् ॥ ३४ ॥ प्रविवेशचितावह्निंपुत्रदुःखातिपीडितः ॥ एवंहठाप्तपुत्रायेनसुखंयांतिकुत्रचित् ॥ ३५ ॥

કરી નાખ્યા તે વખતે અત્યન્ત દુર્મદ મુનિ પુત્ર મરણ પામ્યો. ॥ ૩૩ ॥ તે વેળા ધનુઃશર્માં મુનિ અત્યન્ત દુઃખથી વાર વાર વિલાપ કરવા લાગ્યા અને બહુ પ્રકારે વિલાપ કરી પુત્રના શરીરને ગ્રહણ કરીને ॥ ૩૪ ॥ પુત્રના દુઃખથી અત્યન્ત પિડિત થતા તે બ્રાહ્મણે ચિંતા વન્હિમાં પ્રવેશ કર્યો. આ રીતે જે હઠથી પુત્રને પ્રાપ્ત કરે છે તે કોઈપણ સ્થલે સુખ પામતા નથી. ॥ ૩૫ ॥

पु० हे तपोधन जे आ पुत्र गरुडे आप्यो छे ते वडे तुं लोकमां पुत्रवाळो तथा वखाणवा लायक थशे ॥ ३६ ॥ मा०
हे पापरहित विप्र पुरुषोत्तमना माहात्म्यथी प्रसन्न थयला में आ पुत्रने दीर्घायुषी कर्यो अने एज पुत्र तने सुख
अ० दायक थाओ ॥ ३७ ॥ आ पुत्र सह वर्तमान तुं सर्वदा अनुपम ग्रहस्थाश्रमनुं सुख भोगवीने पछी ब्रह्मलोकमां जइ १८
त्यां देवना सहस्र वर्ष पर्यंत महा सुख भोगवीने पछी हे द्विजोत्तम. तुं भूलोकमां आवशे ने त्यां चक्रवर्ती राजा

वैनतेयेनयोदत्तस्तनयोयंतपोधन ॥ तेनत्वंपुत्रवान्लोकेस्पृहणीयोभविष्यसि ॥ ३६ ॥पुरुषोत्तममाहात्म्यात्प्रसन्नेनमयानघ ॥ सुचिरंस्थापितोयंहितनयःसुखदोस्तुते ॥ ३७ ॥ गार्हस्थ्यमतुलंभुक्त्वासहपुत्रेणसर्वदा ॥ ततस्त्वंब्रह्मणोलोकंगत्वातत्रमहत्सुखम् ॥ ३८ ॥ दिव्याब्दवर्षसाहस्रंभुक्त्वागंतासिभूतले ॥ ततोराजाचक्रवर्तीभाविष्यासिद्विजोत्तम ॥ ३९ ॥ दृढधन्वेतिविख्यातःसमृद्धबलवाहनः ॥ संवत्सराणाम[illegible]तंराज्यंभोक्ष्यसिपार्थिवम् ॥ ४० ॥ अव्याहतबलैश्वर्यमाखंडलपदाधिकम् ॥ गौतमीयंतवांगार्ध[illegible]हिषीतदा ॥ ४१ ॥

थशे. ॥ ३८ ॥ ३९ ॥ चतुरंग सैन्य तथा गज अश्वादिक वाहनथी संपन्न एवो दृढधन्वा ए नामथी विख्याति
१४२ पामेलो तुं दशहजार वर्ष पर्यंत ॥ ४० ॥ अक्षयबळ ऐश्वर्यवाळु तथा इन्द्रना पदथी पण अधिक एवा पृथ्वीना
७१ राज्यनो उपभोग करशे अने आ गौतमी अर्धांगना पट्टाभिषेक पत्नी. ॥ ४१ ॥ ७१

પતિ સેવામાં આસક્ત એવી ગુણસુંદરી નામે થશે અને રાજનીતિમા કુશળ એવા ચાર છોકરા થશે ॥ ૪૨ ॥ અને મોટા ભાગ્યવાળી સુંદર મુખવાળી એક શુશીલા કન્યા થશે હે મહાભાગ્યવાન તું સુરાસુરને દુર્લભ એવા ભોગો ભોગવીને ॥ ૪૩ ॥ હુંજ આ પૃથ્વી ઉંપર કૃતાર્થ છુ. આ રીતે અજ્ઞાનથી તું મોહિત થઇને જયારે સંસારરૂપ સમુદ્રથી તારનાર વિષ્ણુને ભુલશે ત્યારે આ તારો પુત્ર શુક પક્ષી થઇને વન મધ્યે ॥ ૪૫ ॥ વટ વૃક્ષપર બેસીને તને

पतिसेवारतानित्यंनाम्नाचगुणसुंदरी ॥ चत्वारस्तेसुताभाव्याराजनीतिविशारदाः ॥४२॥
कन्यैकाचमहाभागासुशीलासुवरानना ॥ भुक्त्वाभोगान्महाभागसुरासुरसुदुर्लभान् ॥ ४३ ॥
कृतार्थोहंधरापीठंइत्यज्ञानविमोहितः ॥ अतिदुस्तरं[illegible]षयाकृष्टमानसः ॥४४॥ यदाविस्मर
सेविष्णुंसंसारार्णवतारकम् ॥ अयंतेतनयोविप्रशुकोभूत्वातदावने ॥४५॥ वटवृक्षंसमाश्रित्यत्वा
मेवंबोधयिष्यति ॥ वैराग्योपादकंपद्यंपठन्नेवमुहुर्मुहुः ॥४६॥ श्रुत्वावाक्यंशुकप्रोक्तंदुर्मनागृहमेष्य
सि ॥ अथचिंतार्णवेमग्नंत्यक्त्वाविषयजंसुखम् ॥ ४७ ॥

વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે એકજ શ્લોક ભણીને વારંવાર બોધ કરશે. ॥ ૪૬ ॥ શુકનું બોલેલું વચન સાંભળીને તું મનમાં ખિન્ન થઇને ઘેર આવશે ત્યારપછી વિષયથી ઉત્પન્ન થતા સુખનો ત્યાગ કરી ચિન્તારૂપી સમુદ્રમાં ડુબેલા એવા તને ॥ ૪૭ ॥

હે પૃથ્વીના દેવ. હે બ્રાહ્મણ, વાલ્મીકિ આવીને બોધ કરશે. તેના વચનોથી સંદેહ વગરનો થઇ દેહને ત્યાગ કરી ॥ ૪૮ ॥ સ્ત્રી સહ વર્તમાન, પુનર્જન્મરહિત વિષ્ણુના સ્થાનને પામીશ. આ પ્રમાણે વિષ્ણુ કહેતા ત્યારે બ્રાહ્મણનો પુત્ર ઉભો થયો. ॥ ૪૯ ॥ પુત્રને જોઈ તે સ્ત્રી પુરૂષ મોટા આનંદવાળા થતા હતા. સઘળા દેવો પણ સંતોષ થયા ને

वाल्मीकिस्त्वांसमागत्यबोधयिष्यतिभूसुर ॥ तद्वाक्यैश्छिन्नसंदेहस्त्यक्त्वालिंगंहरेः प
दम् ॥ ४८ ॥ गमिष्यसिसपत्नीकः पुनरावृत्तिवर्जितम् ॥ वदत्येवंमहाविष्णौसमुत्तस्थौद्विजा
त्मजः ॥ ४९ ॥ दंपतीतौ तंदृष्ट्वामहानंदौबभूवतुः ॥ सुराःसर्वेपिसंतुष्टाववृषुःकुसुमा
करान् ॥ ५० ॥ ननामशुकदेवोपिश्रीहरींपितरौचतौ ॥ गरुडोप्यतिसंहृष्टस्तंदृष्ट्वासुतं
द्विजम् ॥ ५१ ॥ ब्राह्मणश्चकितोभूत्वाननामश्रीहरिंतदा ॥ बद्धांजलिपुटोविप्रः प्रोवाचजग
दीश्वरम् ॥ ५२ ॥

પુષ્પની વૃષ્ટિ વર્ષાવતા હતાં. ॥ ૫૦ ॥ શુકદેવ પણ શ્રી હરિને તથા માબાપને નમસ્કાર કરતો હતો. ગરૂડ પણ પુત્ર સહિત બ્રાહ્મણને જોઇ અતિ સંતોષ પામ્યો. ॥ ૫૧ ॥ ત્યારે બ્રાહ્મણ પણ આશ્ચર્યવાળો થઇ શ્રીહરિને પગે લાગ્યો. બે હાથ જોડીને બ્રાહ્મણ ભગવાનને કહેવા લાગ્યો. ॥ ૫૨ ॥

હૃદયમાં રહેલા સંશયને દૂર કરવા હર્ષથી ગદગદ વાણી બોલવા લાગ્યો. ॥ ૫૩ ॥ હે હરિ, મેં જ્યારે ચાર હજાર વર્ષ સુધી રાત્રિ દિવસ દુઃખથી કરયા એવું તપ કર્યું ત્યાં આવી તમોએ જે મને કઠોર વચન કહ્યું. હે વત્સ આજે જોયું તારે પુત્ર નથી નિશ્ચયપૂર્વક તે વાકયનું અતિક્રમણ કરી મારા મરણ પામેલા પુત્રને ઉઠાડવાનું કારણ કહો. ॥ ૫૪ ॥ ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં નારાયણ નારદના સંવાદમાં સુદેવ પુત્ર જીવન નામે અઢારમો અધ્યાય સમાપ્ત.

**हृदिस्थंसंशयंछेत्तुंहर्षगद्गदयागिरा ॥ ५३॥ चत्वार्यब्दसहस्रमेवमनिशंतप्तंतपोदुष्करंतत्रा-गत्यवचस्त्वयानिगदितंयन्मांहरेकर्कशम् ॥ हेवत्साद्यविलोकितंतवसुतोनैवास्तिनैवास्ति[illegible]तद्वा-क्यंव्यतिलंघ्यमेमृतसुतोत्थानेचहेतुंवद ॥ ५४ ॥ ॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममा[illegible]त्म्ये श्रीनारायणनारदसंवादेसुदेवपुत्रजिवननंनामाष्टादशोध्यायः ॥ १८ ॥ ॥ सूतउवाच ॥॥ इतिब्रुवा ण[illegible]चीनंमुनिमाहतपस्विनः ॥ प्रीणयन्नीवमद्वाचानारदोमुनिसत्तमः ॥ १ ॥**

**किमुवाचोत्तरंब्रह्मन्सुदेवंतपसांनिधिम्॥ प्रसन्नोभगवान्विष्णुस्तन्मेब्रूहितपोनिधे ॥ २ ॥**

સૂત કહે છે—હે તપસ્વીઓ આ પ્રમાણે બોલતા પ્રાચીન એવા નારાયણ—મુનિને પ્રસારી વાણી વડે પ્રસન્ન કરતો હોય તેમ મુનિઓમાં શ્રેષ્ટ અવા નારદ કહે છે ॥ ૧ ॥ હે પતોનિધે હે બ્રાહ્મણ તપના ભંડાર રૂપ સુદેવને પ્રસન્ન થયેલા ભગવાન વિષ્ણુએ પછી શુ કહ્યું તે મને કહો ॥ ૨ ॥

શ્રી નારયણ બોલ્યા—આ પ્રમાણે મહાત્મા સુદેવ વડે વિદિત કરાયલા ભક્ત વક્ત વત્સલ, ભગવાન્ વિષ્ણુ વાણીથી પ્રસન્ન કરતાં તેના પ્રત્યે કહે છે ॥ ૩ ॥ શ્રી હરિ બોલ્યા હે દ્વિરાજ તેં જે કર્યું તે અન્ય કોઈ કરશે નહિ અને જેથી હું સંતોષ પેથા છું. તે આપ પણ જાણતા નથી ॥ ૪॥ મને પ્રિય એવો આ પુરૂષોત્તમ માસ ગયો તેની સેવા શ્રી

॥ श्रीनारायणउवाच ॥ ॥ इत्थमावेदितोविष्णुः सु[illegible]ः ॥ प्रत्याहप्रीणयन्वाचाभगवान्भक्तवत्सलः ॥ ३ ॥ श्रीहरिरुवाच ॥ ॥ द्विजराजकृतंयत्तेनैतदन्यःकरिष्यति ॥ नतद्वेत्तिभवान्नूनंयेनाहंतुष्टिमाप्तवान् ॥ ४ ॥ अथममप्रियोमासःप्रयातःपुरुषोत्तमः ॥ तत्सेवातेसमजनिशोकमग्नस्यसस्त्रियः ॥ ५ ॥ एकमप्युपवासंयःकरोत्यस्मिंस्तपोनिधे ॥ असावनंतपापानिभस्मीकृत्यद्विजोत्तम ॥ सुरयानंसमरुह्यवैकुंठंयातिमानवः ॥ ६ ॥

मासमात्रंनिराहारोह्यकालजलदागमात् ॥ त्रिषुकालेषुतेस्नानंसंजातंप्रतिवासरम् ॥ ७ ॥

સહવર્ત્તમાન શોકમાં નિમગ્ન થયેલા એવા તને પ્રાપ્ત થઈ ॥ ૫ ॥ હે તપોનિધિ હે દ્વિજોત્તમ આ પુરૂષોત્તમ માસમાં જે કોઈ એક પણ ઉપવાસ કરે છે તે મનુષ્ય અનંત પાપોને બાળીને વિમાનમાં બેસી વૈકુંઠમાં જાય છે ॥ ૬ ॥ તેં એક માસ સુધી નિરાહાર કર્યો. સમય વગર વરસાદના આવવાથી તમને હરરોજ ત્રણ વખત સ્નાન કરવાનું થયું ॥૭॥

હે તપોધન એક મહિનો સુધી તેં મેઘના પાણીનું સ્નાન મેળવ્યું તને મહિના સુધી અખંડ ઉપવાસ પણ થયા ॥ ૮ ॥ શોકરૂપ સાગરમાં નિમગ્ન ચેતનાથી રહિત એવા તને અજાણપણામાં પણ પુરૂષોત્તમનું સેવન થયું ॥ ૯ ॥ આ તેં કરેલા સાધનોની ગણના કોણ કરશે. કારણ કે એક તરફથી વેદમાં કહેલા જે સાધનો ॥ ૧૦ ॥ તે સર્વેને લઇને એક તરફ પુરૂષોત્તમને દેવોના સમીપપણામાં બ્રહ્મા તોલતા હતા. ॥ ૧૧ ॥ બીજા સાધનો હલકા થયાને

**अभ्रस्नानंत्वयालब्धंमासमात्रंतपोधन ॥ उपवासाश्चतेजातास्तावन्मात्रमखंडिताः ॥ ८ ॥ शोकसागरमग्नस्यपुरुषोत्तमसेवनम् ॥ अजानतोपिसंजातंचेतनारहितस्यते ॥ ९ ॥ त्वदीयसाधनस्यास्यप्रमाणंकःकरिष्यति ॥ एकतःसाधनान्येववेदोक्तानिचयानिवै ॥ १० ॥ तानिसर्वाणिसंगृह्यह्येकतःपुरुषोत्तमम ॥ तोलयामासदेवानांसन्निधौचतुराननः ॥ ११ ॥ लघून्यन्यानिजातानिपुरुषोत्तमः ॥ तस्माद्भूमिस्थितैर्लोकैःपूज्यतेपुरुषोत्तमः ॥ १२ ॥ पुरुषोत्तममासस्तु सर्वत्रास्तितपोधन ॥ तथापिपृथिवीलोकेपूजितःसफलोभवेत ॥ १३ ॥ तस्मात्सर्वात्मनावत्सभवान्धन्योऽस्तिसांप्रतम् ॥ यदस्मिंस्तप्तवानुग्रंतपःपरमदारुणम् ॥ १४ ॥**

પુરૂષોત્તમ ભારે થયો તેટલા કારણ માટે પૃથ્વીપર રહેલા લોકો વડે પુરૂષોત્તમ માસ પૂજાય છે ॥ ૧૨ ॥ હે તપોધન સઘળે પુરૂષોત્તમ માસ છે તોપણ પૃથ્વીપર આ લોકમાં પૂજેલો સફળ થાય છે ॥ ૧૩ ॥ તે માટે હે વત્સ આપ હમણા સર્વાત્મવડે ધન્યવાન્ છો આ પુરૂષોત્તમ માસમા અત્યન્ત કઠણને ઉગ્ર એવું તપ કર્યું ॥૧૪॥

पु० अ० मा० १९

મનુષ્ય દેહ પામીને શ્રી પુરૂષોત્તમ માસમાં સ્નાન દાન વિગેરે જે કંઇ કરતું નથી તે જન્મો જન્મમાં દરિદ્ર થાય છે. ॥ ૧૫ ॥ તે માટે મને પ્રિય એવો પુરૂષોત્તમ માસ સર્વ રીતે સેવવો, પુરૂષોતમને સેવનાર છે તે ધન્યવાન ભાગ્યવાન્ મનુષ્ય મારા વહાલાપણાને પામે છે. ॥ ૧૬ ॥ શ્રી નારાયણ બોલ્યા—હે મુન આ પ્રમાણે કહીને જગત્‌ના ઇશ્વર હરિ ગરૂડપર બેસીને પાપરહિત એવા વૈકુંઠમાં જલદી ગયા. ॥ ૧૭ ॥ સ્ત્રી સહિત સુદેવ પુરૂષોતમના સેવવાથી મૃત્યુ

मानुषंजन्मसंप्राप्यमासेश्रीपुरुषोत्तमे ॥ स्नानदा[illegible]तादरिद्राजन्मजन्मनि ॥ १५ ॥
तस्मात्सर्वात्मनासेव्योमत्प्रियः पुरुषोत्तमः ॥ समेवल्लभतांयतिधन्योभाग्ययुतोनरः ॥ १६ ॥
॥ श्रीनारायणउवाच ॥ ॥एवमुक्त्वाहरिःशीघ्रंजगामजगदीश्वरः ॥ वैनतेयंसमारुह्यवैकुंठममलं
मुने ॥ १७ ॥ सपत्नीकः सुदेवस्तुमुमुदेहर्निशंभृशम् ॥ मृतोत्थितंशुकंदृष्ट्वापुरुषोत्तमसेवनात् ॥
॥ १८ ॥ अज्ञानतोममैवासीत्पुरुषोत्तमसेवनम् ॥ ॥ तदेवसफलंजातंयेनपुत्रोमृतोत्थितः ॥१९॥
अहोएतादृशोमासोनैवदृष्टःकदाचन ॥ इत्येवंविस्मयाविष्टस्तंमासंसमपूजयत् ॥२०॥

થી ઉઠેલા શુકને જોઇને રાત્રિ દિવસ અત્યંત હર્ષ પામતા હતા. ॥ ૧૮ ॥ અજાણપણામાં મે પુરૂષોત્તમનું સેવન કર્યું તેજ સફળ થયું કે જેણે કરીને પુત્ર મૃત્યુંથી ઉઠયો ॥ ૧૯ ॥ આશ્ચર્ય પૂર્વક આવા પ્રકારનો માસ મે કોઇ દીવસ જોયો નથી. આ પ્રમાણે વિસ્મય પામેલો તે માસની પૂજા કરવા લાગ્યો. ॥ ૨૦ ॥

સ્ત્રી સહવર્તમાન સુદેવ પુત્રની સાથે હર્ષ પામવા લાગ્યો. શુકદેવ પણ સારા કર્મોથી મા બાપને આનંદ પમાડતો હતો. ॥ ૨૧ ॥ તે માસની સ્તુતિ કરતો આદરપૂર્વક વિષ્ણુની પૂજા કરવા લાગ્યો. કર્મમાર્ગની સ્પૃહાને ત્યાગ કરી કેવલ ભક્તિ માર્ગની સ્પૃહા કરવા લાગ્યો. ॥ ૨૨ ॥ સઘળા દુઃખને નાશ કરનાર શ્રેષ્ટ એવા પુરૂષોત્તમ માસને જપહોમ વિગેરેથી સ્ત્રી સહિત સેવવા લાગ્યો. ॥ ૨૩ ॥ હજાર વર્ષ સુધી રાત્રિ દિવસ સઘળા વિષયોના સુખને ભોગવી સ્ત્રી

तेनपुत्रेणमुमुदेसपत्नीकोद्विजोत्तमः ॥ पितरंनंदयामासशुकदेवोपिसत्कृतैः ॥ २१ ॥ स्तुव
[redacted]यामाससादरम् ॥ कर्ममार्गस्पृहांत्यक्त्वाभक्तिमार्गैकसस्पृहः ॥ २२ ॥ सर्व
दुःखापहंसासंवरिष्टम्पुरुषोत्तमम् ॥ जपहोमादिभिस्तस्मि[illegible]भयच्छ्रीहरिंस्त्रिया ॥ २३ ॥ भुक्त्वा
थविषयान्सर्वान्सहस्राब्दमहर्निशम् ॥ जगामपरमंलोकंसपत्नीकोद्विजोत्तमः ॥२४ ॥ योगिना
मपिदुष्प्रापंयाजकानांतुतत्कुतः ॥ यत्रगत्वानशोचंतिवसंतोहरिसन्निधौ ॥ २५ ॥ तत्रत्यंसुखमा
साद्यसपत्नीकोभुवंगतः ॥ सएवदृढध[redacted]थितः पृथिवीपतिः ॥ २६ ॥

સહવર્તમાન દ્વિજોમાં શ્રેષ્ઠ સુદેવ બ્રાહ્મણ ઉત્તમ લોકમાં ગયો. ॥ ૨૪ ॥ જે લોક યોગિ પુરૂષોને પામવાને અશકય તો યજ્ઞાદિ કર્મો કરનારને કયાંથી પ્રાપ્ત થાય. જ્યાં જઇને હરિના સન્નિદ્ધપણામાં રહેતા શોક કરતા નથી. ॥ ૨૫ ॥ ત્યાં અત્યન્ત સુખ ભોગવીને સ્ત્રી સહિત પૃથ્વિપર આવ્યો. તેજ પૃથ્વીનો રાજા દ્રઢધન્વા પ્રખ્યાત થયો ॥ ૨૬ ॥

પુરૂષોતમ માસની સેવા કરવાથી સઘળી ઋદ્ધિને ભોગવવાવાળો થયો હે રાજા પૂર્વે પતિ છે. દેવ જેને એવી આ ગૌતમી પટ્ટરાણી થઈ. ॥ ૨૭ ॥ હે ભૂપાલ તેં જે મને પુછ્યુ તે સઘળુ મેં તને કહ્યુ પૂર્વ જન્મમા જે તારો પુત્ર હતો તે આ પોપટ. ॥ ૨૮ ॥ તેજ આ જન્મમા શુકદેવ નામે પ્રખ્યાત થયો હરિએ જે જીવતો કર્યો બાર હજાર વર્ષનું આયુષ ભોગવી વૈકુંઠમા જશે ॥ ૨૯ ॥ તેજ વનના સરોવરમા વડના ઝાડનો આશ્રય કરનાર છે. પૂર્વ જન્મના

पुरुषोत्तममासस्यसेवनात्मकलर्द्धिभाक् ॥ महिषीयंपुराराजन्गौतमीपतिदेवता ॥२७॥ एतत्तेसर्वमाख्यातंपृष्टवानसियन्मम ॥ शुकस्तुतवभूपालपूर्वजन्मनियःसुतः ॥ ॥ २८ ॥ शुक-देवइतिख्यातोहरिणायोनुजीवितः ॥ द्वादशाब्दसहस्रायुर्भुक्त्वावैकुंठमेयिवान् ॥ २९ ॥ सएवारण्यरासिस्त्ववटवृक्षंसमाश्रितः ॥ त्वामेवागतमालोक्यपितरंपूर्वजन्मनः ॥ ३० ॥ हितानामुपदेष्टारंप्रत्यक्षंदैवतंमम ॥ संसारसागरेमग्नंविषव्यालविदूषिते ॥ ३१ ॥ अत्यंतकृपयाविष्टश्चिन्तयामासकीरजः नबोधयामिचेद्बंधंममापिबंधनंभवेत् ॥ ३२ ॥

પિતા એવા તને આવેલા જોઈને ॥ ૩૦ ॥ મારા હિતોના ઉપદેશ કરનાર અને પ્રત્યક્ષ દેવરૂપ વિષયરૂપ સર્પથી દુષિત સંસાર સાગરમા ડુબેલા એવા પિતાને ॥ ૩૧ ॥ હુ બોધન કરૂ તો મને પણ બંધન થાય એમ જાણીને અત્યન્ત કૃપા યુક્ત થયલો શુકપક્ષિ પોપટ વિચાર કરવા લાગ્યો ॥ ૩૨ ॥

કારણકે પુન્નામક નરકથી જે પિતાને તારે તેનેજ પુત્ર કહેવો એવો જે શ્રુતિમાં અર્થ બોધ છે. મને તે પણ આજે વ્યર્થ થાય. ॥ ૩૩ ॥ તે માટે પૂર્વ જન્મના પિતાને ઉપદેશ કરીશ. હે નૃપ, આ પ્રકારે નિશ્ચય કરી પોપટ વાણી બોલતો હતો. ॥ ૩૪ ॥ હે હે પાપ રહિત, હે રાજા તેં જે જે પૂછયું તે સઘળું કહ્યું. હવે પછી હું પાપને નાશ કરનારી ગંગા પ્રત્યે જઈશ. ॥ ૩૫ ॥ શ્રી નારાયણ બોલ્યા—આ પ્રમાણે પ્રસિદ્ધ યશવાળા રાજાનું પૂર્વ જન્મનું

**पुन्नामनरकाद्यस्तुत्रायतेपितरंसुतः ॥ इतिश्रुत्यर्थबोधोपिस्यादेवाद्यान्यथामम ॥ ३३ ॥ तस्मादुपकरिष्यामिपितरंपूर्वजन्मनः ॥ अवधार्यवचश्चेत्थंकीरो जगौनृप ॥ ३४ ॥ इत्येतत्कथितंसर्वंयद्यत्पृष्टंत्वयानघ ॥ अतःपरंगमिष्यामिसरयूंपापनाशिनीम् ॥ ३५ ॥ श्रीनारायणउवाच ॥ इत्यैवंप्रथमजनुश्चरित्रमुक्त्वाभूपस्यप्रथितयशस्विनश्चिराय ॥ गच्छंतंमुनिमनुनीयराजराजः प्रावोचत्किमपिनमन्नगण्यपुण्यः ॥ ३६ ॥**

**॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेवाल्मीकिनोक्तदृढधन्वोपाख्यानेपुरुषोत्तममाहात्म्यकथनंनामैकोनविंशतितमोऽध्यायः ॥१९॥**

ચરિત્ર કહીને ઘણા વખતે જવા તૈયાર થયેલા મુનિને ઉત્તમ સત્કાર કરી અગણિત પુણ્યવાળો રાજાઓનો રાજા નમન કરતો કંઇ પણ કહેતો હતો. ॥૩૬॥ ઇતિશ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં નારાયણ નારદ સંવાદમાં દૃઢધન્વાના આખ્યાનમાં પુરૂષોત્તમની શ્રેષ્ઠતાનું વર્ણન નામનો ઓગણિસમો અધ્યાય સમાપ્ત.

સૂત બોલ્યા—હે બ્રાહ્મણો, નારાયણના મુખથી દૃઢધન્વાનું પૂર્વજન્મનું ચરિત્ર સાંભળી નથી પામ્યો અત્યંત સંતોષ મન તે જેમનું એવા નારદ, મુનિને પુછવા લાગ્યા. ॥ ૧ ॥ નારદ બોલ્યા, હે તપોધન, હે નારાયણ, દૃઢધન્વા રાજા, મુનિઓમાં શ્રેષ્ઠ એવા વાલ્મીકિને શું કહેતા હતા. વિનયવાળા મને તે સારા વિસ્તારથી કહો. ॥ ૨ ॥ શ્રીનારાયણ બોલ્યા—હે શ્રેષ્ઠ, હે મહાબુદ્ધિશાલિ, હે નારદ, મુનિ શ્રેષ્ઠ એવા વાલ્મીકિને દૃઢધન્વાએ જે કહ્યું તે હું કહું છું

॥ सूतउवाच ॥ ॥ नारायणमुखाच्छ्रुत्वाप्राक्तनंदृढधन्वानः ॥ नातितृप्तमनाविप्रानारदः पृष्टवान्मुनिम् ॥ १ ॥ ॥ नारदउवाच ॥ ॥ किमुवाचमहाराजोवाल्मीकिंमुनिसत्तमम् ॥ तन्मेवदविनीतायतपोधनसुविस्तरम् ॥ २ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ श्रृणुनारदवक्ष्येहंयदुक्तं-दृढधन्वना ॥ अनुनीयमहाप्राज्ञवाल्मीकिंमुनिसत्तमम् ॥ ३ ॥ ॥दृढधन्वोवाच॥ पुरुषोत्तममासायकथंकार्योमुमुक्षुभिः ॥ कीदृशीकस्यपूजाचकिंदानंकोविधिर्मुने ॥ ४ ॥ एतत्सर्वंसमाचक्ष्वसर्वलोकहितायमे ॥ सर्वलोकहितार्थायचचरंतिहिभवादृशः ॥ ॥ ५ ॥

તું સાંભળ. ॥ ૩ ॥ દૃઢધન્વા બોલ્યા—હે મુનિ મોક્ષની ઈચ્છાવાળાઓએ પુરૂષોત્તમ માસ કેવી રીતે કરવો. તેની પૂજા કયા પ્રકારની, શું દાન, કયો વિધિ કરવો. ॥ ૪ ॥ સઘળા લોકના કલ્યાણને માટે મને એ સઘળું કહો. આપના જેવા સર્વ લોકના હિતને સારૂં ફરે છે. ॥ ૫ ॥

આ માસ પોતે સાક્ષાત્ ભગવાન્ પુરૂષોત્તમ છે. મે તમારા મુખથી સાંભળ્યું. તે પુરૂષોત્તમ માસ કરવામાં મોટું પુણ્ય છે. ॥ ૬ ॥ પૂર્વજન્મમાં હું બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ સુદેવ થઈને મૃત્યુથી ઉઠેલા પુત્રને જોઈ પુરૂષોત્તમ માસને વિધિ વડે કરતો હતો. ॥ ૭ ॥ હે બ્રાહ્મણ, પુત્રના શોકથી ચેતન રહિત નિરન્તર આહાર વગરનો અજાણપણામાં પણ મારો પુરૂષોત્તમ માસ ગયો. ॥ ૮ ॥ તેનું પણ આ ફલ થયું. શુકદેવ મૃત્યુથી ઉઠયો. હરિના કહેવાથી અનુભવ કરેલા

असौमासःस्वयंसाक्षाद्भगवान्पुरुषोत्तमः ॥ तस्मिन्कृतेमहत्पुण्यंत्वन्मुखात्संश्रुतंमया ॥६॥ पूर्वजन्मन्यहंभूत्वासुदेवोब्राह्मणोत्तमः ॥ विधिनाकृतवान्मासंदृष्ट्वापुत्रंमृतोत्थितम् ॥७॥ अजानतोपिमेब्रह्मन्पुत्रशोकादचेतसः ॥ निराहारस्यसततंगतश्चपुरुषोत्तमः ॥ ८ ॥ तस्याप्येतत्फलंजातंशुकदेवो-तोत्थितः ॥ अनुभुतमिमंमासंसेवेहरिणोदितः ॥ ९ ॥ इहजन्मानितत्सर्वंविस्मृतंमेतपोधन ॥ एतत्पुजविधानंमेवदविस्तरतःपुनः ॥ १० ॥ ॥वाल्मीकिरुवाच ॥ ॥ ॥ ब्राह्मेमुहूर्तेचोत्थायपरंब्रह्मविचिंतयेत् ॥ ततोव्रजेनैर्ऋताशांबृहत्सोदकभाजनः ॥ ११ ॥

આ પુરૂષોત્તમ માસને સેવ્યો. ॥ ૧૯ ॥ હે તપોધન—આ જન્મમાં તે સઘળું મને વિસ્મરણ થયું. ફરીથી એ માસની પૂજાની વિધિ મને કહો. ॥ ૧૦ ॥ વાલ્મીકિ બોલ્યા—બ્રાહ્મ મુહુર્તમાં ઉઠી પરબ્રહ્મનું ધ્યાન કરવું. ત્યાર પછી મોટું પાણીનું વાસણ લઈ નૈરૂત દિશામાં જવું. ॥ ૧૧ ॥

પુરૂષોત્તમના સેવકે, ગામથી અત્યંત દૂર જવુ. દિવસે ને સંધ્યાકાળે, કાનપર જનોઇ રાખી, ઉત્તર દિશા તરફ મુખ કરી, ॥ ૧૨ ॥ વસ્ત્રથી મસ્તક વીંટી. ઘાંસથી પૃથ્વીને ઢાંકી પ્રયત્નથી લોઢાને નિયમમા રાખી થુંકવું નહિ. શ્વાસ લેવા નહિ. ॥ ૧૩ ॥ જો રાત્રિમાં મૂત્રને મલનો ત્યાગ કરવા હોય તો દક્ષિણ દિશામા મુખ રાખી ગુહ્યેન્દ્રિયને ગ્રહણ કરી ઉઠીને પવિત્ર મૃત્તિકા લઇ ॥ ૧૪ ॥ આલસ ત્યાગ કરી ગંધના લેપને નાશ કરનારૂં શૌચ કરવું. એક વાર મૃત્તિકાલિંગે, આઠવાર ગુદામાં. ડાબે હાથે ત્રણવાર. બે હાથે દશવાર ॥ ૧૫ ॥ બે પગમાં ચૌદવાર. મૃત્તિકા

**ग्रामाद्दूरतरंगच्छेत्पुरुषोत्तमसेवकः ॥ दिवासंध्यासुकर्णस्थब्रह्मसूत्रउदङ्मुखः ॥ १२ ॥ अंतर्धायतृणैर्भूमिःशिरःप्रावृत्यवाससा ॥ वक्त्रंनियम्ययत्नेननोष्ठीवेन्नोच्छ्वसेदपि ॥ १३ ॥ कुर्यान्मूत्रपुरीषंचरात्रौचेद्दक्षिणामुखः ॥ गृहीतशिश्नश्चोत्थायगृहीतशुचिमृत्तिकः ॥ १४ ॥ गंधलेपक्षयकरं कुर्याच्छौचमतंद्रितः ॥ एकालिंगेगुदेपंचत्रिर्वामेदशचोभयोः ॥ १५ ॥ द्विसप्तपादयोश्चैवगार्हस्थ्यं शौचमुच्यते ॥ कृत्वाशौचंतुप्रक्षाल्यपादौहस्तौचमृज्जलैः ॥ १६ ॥ तीर्थेशौचंनकुर्वीतकुर्वीतोद्धृतवारिणा ॥ अरत्निद्वयमंचारत्यक्त्वाकुर्यादनुद्धृते ॥ १७ ॥**

ચોળવી. આ પ્રમાણે ગૃહસ્થાશ્રમવાળાઓનો શૌચ કહેવાય છે. શૌચ કરીને મૃત્તિકાને જલથી હાથ પગ ધોઇ ॥ ૧૬ ॥ તીર્થ (નદી વિગેરે)માં શૌચ નાહ કરવુ. પણ બહાર કાઢેલા જલથી કરવું. પાણી નાહ કાઢેલા તીર્થમાં કરવુ હોય તો બે મુઠી જેટલા ચાલતા પાણીને ત્યાગ કરી પછી શૌચ કરવુ. ॥ ૧૭ ॥

પછી તે તીર્થને શુદ્ધ કરવું, નહિ તો તે અપવિત્ર થાય છે. આ પ્રમાણે પુરૂષોત્તમ માસના સારા વ્રતવાળાએ શૌચ કરવું ॥ ૧૮ ॥ ત્યારપછી સોળ અથવા બાર કોગળા કરવા. મૂત્રને ત્યાગ કરવામાં આઠ અથવા ચાર કોગળા ગ્રહસ્થાશ્રમવાળાએ કરવા. ॥ ૧૯ ॥ ઉઠી આંખ ધોઇને દાંતણ લઇ આવવું. આ મંત્ર ભણી દાંતણ કરવું ॥ ૨૦ ॥ હે વનસ્પતિ આયુષ્, બલ, યશ, તેજ, પ્રજા, પશુ, ધન, બ્રહ્મમાં બુદ્ધિ, મન કામના પૂર્ણ કરનારી બુદ્ધિ, તું અમને આપ

पश्चात्तच्छोधयेत्तीर्थमशुद्धमन्यथाहितत् ॥ एवंशौचंप्रकुर्वीतपुरुषोत्तमसद्व्रती ॥१८॥ ततः शोडशगंडूषान्प्रकुर्याद्द्वादशैववा ॥ मूत्रोत्सर्गेतुगंडूषानष्टौवाचतुरोगृही ॥ १९ ॥ उत्थायनेत्रेप्रक्षाल्यदंतकाष्ठंममाहरेत् ॥ इमंमंत्रंसमुच्चार्यदंतधावनमाचरेत् ॥२०॥ आयुर्बलंयशोवर्चःप्रजाःपशुवसूनिच ॥ ब्रह्मप्रज्ञांचमेधांचत्वंनोदेहिवनस्पते ॥ २१ ॥ अपमार्गंवादरंवाद्वादशांगुलमव्रणम् कनिष्ठांगुलिवत्स्थूलंपूर्वार्द्धकृतकूर्चकम् ॥ २२ ॥ शुचिर्द्वादशगंडूषैर्निषि भानुवासरे ॥ आचम्यप्रयतःसम्यक्प्रातःस्नानंममाचरेत् ॥ २३ ॥

॥ ૨૧ ॥ આ મંત્ર ભણી બાર આંગળ જેટલું લાંબુ સરેળું નહિ. છેલ્લી આંગળીના જેવું જાડું ગાંઠાના અર્ધા ભાગ સુધી કુચડો કરી ઘંઓટાનું અથવા બોરડીનું દાંતણ લેવું ॥ ૨૨ ॥ રવિવારે દાંતણ કરવાનું નિષિદ્ધ છે તો બાર કોગળા કરી પવિત્ર થવું. પ્રયત્નથી સવારમાં આચમન કરી સ્નાન કરવું ॥ ૨૩ ॥

पु० स्नान कर्या पछी तीर्थ देवताओनुं तर्पण करवुं. समुद्रने मळनारी नदीमां स्नान करवानुं उत्तम कह्युं छे. ॥ २४ ॥ मा०

વિદ્વાનોએ વાવ, કુવા, સરોવરમાં સ્નાન કરવાનું મધ્યમ કહ્યું છે. ગ્રહસ્થને ઘેર સ્નાન કરવાનું સાધારણ કહેલું છે.
અ० ॥ ૨૫ ॥ સ્નાન કર્યા પછી વિદ્વાન્ બ્રાહ્મણે પવિત્રને ધોળા બે વસ્ત્ર ધારણ કરી નિરંતર ખભે નાખવાનું વસ્ત્ર ધારણ ૨०
કરવું. ॥ ૨૬ ॥ પવિત્ર જગ્યાપર પૂર્વ અથવા ઉત્તમ દિશા તરફ મુખ કરી બેશીને શિખા બાંધી બે હાથ ઘુંટણ

स्नानादनंतरंतावत्तर्पयेत्तीर्थदेवताः ॥ समुद्रगानदीस्नानमुत्तमंपरिकीर्तितम् ॥ २४ ॥
वापीकूपतडागेषुमध्यमंकथितंबुधैः ॥ गृहेस्नानंतुसामान्यंगृहस्थस्यप्रकीर्तितम् ॥ २५ ॥
ततश्चवाससीशुद्धेशुक्लेचपरिधायच ॥ उत्तरीयंसदाधार्यंब्राह्मणेनविजानता ॥ २६ ॥ उपविश्यशु
चौदेशेप्राङ्मुखोवाउदङ्मुखः ॥ भुत्वाबद्धशिखः कुर्यादंतर्जानुभुजद्वयम् ॥ २७ ॥ सपवित्रेण
कुर्यादाचमनक्रियाम् ॥ नोच्छिष्टंतत्पवित्रंतुभुक्त्वोच्छिष्टंतुवर्जयेत् ॥ २८ ॥ आचम्यतिल
कंकुर्याद्गोपीचंदनमृत्स्नया ॥ उर्ध्वपुंड्रमृजुंसौम्यंदंडाकारंप्रकल्पयेत् ॥ २९ ॥
उर्ध्वपुंड्रेत्रिपुंड्रेवामध्येछिद्रंप्रकल्पयेत् ॥ निवसत्यूर्ध्वपुंड्रेतुश्रियासहहरिः स्वयम् ॥ ३० ॥

ની વચમાં રાખવા. ॥ ૨૭ ॥ વીટી ધારણ કરેલા હાથથી આચમનની ક્રિયા કરવી. તે વીટી અપવિત્ર થતી નથી. જમ્યા
પછી અપવિત્ર થાય છે. માટે ત્યાગ કરવી. ॥ ૨૮ ॥ આચમન કરી ગોપીચંદનની મૃતિકાથી તિલક કરવું. દંડના સરખું
૧૫૬ સુંદર, સીધું એવું ઉંભું તિલક કરવું. ॥ ૨૯ ॥ ઊર્ધ્વ પુંડ્ર અથવા ત્રિપુંડ્ર કરવું અને તેના મધ્યમાં ચાંલ્લો કરવો. ઉભા ૭૮
૭૮ તિલક માં લક્ષ્મીની સાથે વિષ્ણુ પોતે વસે છે. ॥ ૩૦ ॥

આડા તિલકમાં નિરંતર પાર્વતીની સાથે શંકર સાક્ષાત્ રહે છે. છિદ્ર વગરનું તે તિલક કુતરાના પગ સરખું જાણવું. ॥ ૩૧ ॥ શ્વેત ચંદન જ્ઞાનને કરનારૂં અને રાતું મનુષ્યોને વશ કરનારૂં કહ્યું છે. પીળું ચંદન સર્વ સમૃદ્ધિને આપનારૂં કહ્યું છે માટે બીજાનો ત્યાગ કરવો ॥ ૩૨ ॥ ગોપીચંદનની મૃત્તિકાથી સઘળા પાપોને નાશ કરનારૂં પૂજાનું અંગ કહેલું છે. માટે શંખ ચક્ર વગેરેને ધારણ કરવા. ॥ ૩૩ ॥ જેના શરીર પર શંખ ચક્ર વિગેરેના ચિન્હો

**त्रिपुंड्रंधूर्जटि : साक्षादुमयासहसर्वदा॥विनाछिद्रंतुतंपुंड्रंशुनः पादसमंविदुः ॥ ३१॥ श्वेतंज्ञानकरंप्रोक्तंरक्तंवश्यकरंनृणाम् ॥ पीतंसर्वर्द्धिदंप्रोक्तमन्यत्तुपरिवर्जयेत् ॥ ३२ ॥ शंखचक्रादिकंधार्यंगोपीचंदनमृत्स्नया ॥ सर्वपापक्षयकरंपूजांगंपरिकीर्तितम् ॥ ३३ ॥ स्वशंखचक्रादिचिह्नानिदृश्यंतेयस्यविग्रहे ॥ मर्त्योमर्त्योनविज्ञेयःसनित्यंभगवत्तनु : ॥ ३४ ॥ पापंसुकृतरूपंतुजायतेतस्यदेहिनः ॥ शंखचक्रादिचिह्नानियोधारयतिनित्यश : ॥ ३५ ॥ नारायणायुधैर्नित्यंचिह्नितोयस्यविग्रह : ॥ पापकोटियुतस्यापितस्यांकिंकुरुतेयम : ॥ ३६ ॥**

દેખાય છે તે મનુષ્યને મનુષ્ય નહિ જાણવો. પણ તે નિરન્તર ભગવાનના શરીર રૂપ છે. ॥ ૩૪ ॥ જે દરરોજ શંખ ચક્ર વિગેરેના ચિન્હોને ધારણ કરે છે તે મનુષ્યના પાપ પુણ્યરૂપ થઇ જાય છે. ॥ ૩૫ ॥ જેનુ શરીર નારાયણના આયુધોથી દરરોજ ચિન્હવાળું છે. કરોડ પાપથી મુકત એવા તેને યમરાજા શું કરે છે. ॥ ૩૬ ॥

તે કર્યા પછી પ્રાણાયામ કરી સંધ્યા વંદન કરવું. પ્રાતઃકાળની સંધ્યા નક્ષત્ર સહિત યથાવિધિ પ્રમાણે કરવી. ॥૩૭॥ જ્યાં સુધી સૂર્યનારાયણના દર્શન થાય ત્યાં સુધીગાયત્રી ભણવી. બે હાથ જોડી પાપને નાશ કરનારા ગાયત્રીના મંત્રોથી સ્તુતિ કરવી. ॥ ૩૮ ॥ સંધ્યા વખતે પૃથ્વીપર પોતાના પગ મુકી પગે લાગવું. યસ્ય સ્મૃત્य० એ મંત્રથી જે અધુરૂં

प्राणायामंततःकृत्वासंध्यावंदनमाचरेत् ॥ पूर्वसंध्यांसनक्षत्रामुपासीतयथाविधि ॥ ३७ ॥ गायत्रीमभ्यसेत्तावद्यावदादित्यदर्शनम् ॥ सावित्रैरनघैर्मंत्रैरुपस्थायकृतांजलि : ॥ ३८ ॥ आत्म पादौतथाभूमौसंध्याकालेऽभिवादयेत् ॥ यस्यस्मृत्येतिमंत्रेणयदुनंपरिपूरयेत् ॥ ३९॥ यस्तुसंध्या मुपासीतश्रद्धयाविधिवद्द्विज : ॥ नतस्यकिंचिदुष्प्रापंत्रिषुलोकेषुविद्यते ॥ ४० ॥ दिवसस्यादिमभागे कृत्यमेतदुदीरितम् ॥ एवंकृत्वाक्रियांनित्यांहरिपूजांसमाचरेत् ॥ ४१ ॥ उपलिप्तेशुचौदेशेनियतो वाग्यतःशुचिः ॥ वृतंवाचतुरस्त्रंवामंडलंगोमयेनतु ॥ ४२॥

હોય તે પુરૂં કરવું. ॥ ૩૯ ॥ જે બ્રાહ્મણ શ્રદ્ધાથી વિધિપૂર્વક સંધ્યા કરે છે તેને ત્રણ લોકમાં કંઈ દુષ્પ્રાપ્ય નથી. ॥ ૪૦ ॥ દિવસના પહેલા ભાગમાં આ કર્મ કરવાનું કહ્યું છે. આ પ્રમાણે કરીને હરરોજ હરિની પૂજા કરે. ॥ ૪૧ ॥ ગાયના છાંણથી ગોળ અથવા ચોખંડુ મંડળ કરી, લીંપેલા પવિત્ર ભાગમાં વાણીને નિયમમાં રાખી પવિત્ર થઈ ॥૪૨॥

વ્રતની સિદ્ધિને માટે ચોખાથી અષ્ટદલ કરી સારો મજબુત, નવો સુવર્ણ, રૂપાનો, ત્રાંબાનો, મૃત્તિકાનો ॥૪૩॥ છિદ્ર વગરના પવિત્ર કલશને મંડળના ઉપર સ્થાપન કરવો. તે કલશમાં પવિત્ર તીર્થોથી આણેલું સારૂં જલ ભરવું. ॥ ૪૪ ॥ કલશના મુખમાં વિષ્ણુ અને કંઠ ભાગમાં રૂદ્ર, આશ્રય કરે છે. તેના મૂલ ભાગમાં બ્રહ્મા, અને મધ્ય ભાગમાં માતાઓના સમૂહ રહેલાં છે. ॥ ૪૫ ॥ કુક્ષમાં સાગરો, સાત દ્વિપવાળી પૃથ્વી, રૂગ્વેદ, યુજુર્વેદ, સામવેદ, અથર્વ વેદ ॥૪૬॥

विधायाष्टदलंकुर्यात्तंडुलैर्व्रतसिद्धये ॥ सौवर्णंराजतंताम्रंमृन्मयंसुदृढंनवम् ॥ ४३ ॥ अव्रणंकलशंशुद्धंस्थापयेन्मंडलोपरि ॥ तत्रोदकंसमापूर्यशुद्धतीर्थात्दृतंशिवम् ॥ ४४ ॥ कलशस्यमुखेविष्णुःकंठेरुद्रःसमाश्रितः ॥ मूलेतत्रस्थितोब्रह्मामध्येमातृगणाःस्मृताः ॥ ४५ ॥कुक्षौतुसागराःसर्वेसप्तद्विपावसुंधरा ॥ ऋग्वेदोथयजुर्वेदःसामवदोह्यथर्वणः ॥ ४६ ॥ अंगैश्चसहिताः सर्वेकलशंतुसमाश्रिताः ॥ एवंसंस्थाप्यकलशंतत्रतीर्थानियोजयेत् ॥ ४७ ॥ गंगागोदावरीचैवकावेरीचसरस्वती ॥ आयांतुममशांत्यर्थंदुरितक्षयकारणात् ॥ ४८ ॥

આ સર્વ વેદો અંગો સહિત કલશમાં આશ્રય કરે છે. આ પ્રમાણે કલશનું સ્થાપન કરી તેમાં તીર્થોની કલ્પના કરવી. ॥૪૭॥ મારી શાન્તિને માટે પાપોને નાશ કરવાને આમાં ગંગા, ગોદાવરી, કાવેરી, સરસ્વતી, આવો. ॥ ૪૮ ॥

ત્યાર પછી ગંધ, અક્ષત, તે ઋતુમાં ઉત્પન્ન થયેલા પુષ્પ, નૈવેધ. મંત્ર સહિત ઉપચારોથી કલશની પૂજા કરી. ॥ ૪૯ ॥ તેનાપર પીળા વસ્ત્રથી વીટાળેલું ત્રાંબાનું પાત્ર ઢાંકવું. તેનાપર રાધા સહિત સુવર્ણની પુરૂષોત્તમની મૂર્તિ મૂકવી. ॥ ૫૦ ॥ રાધાસહિત પુરૂષોત્તમની મૂર્તિ સુવર્ણની કરવી. ભકિત પરાયણ રહી વિધિપૂર્વક તેની પૂજા કરવી. ॥ ૫૧ ॥ પુરૂષોત્તમ માસ આવ્યો હોય તેમાં પુરૂષોત્તમ માસનો દેવતા પુરૂષોત્તમ છે. માટે પુરૂષોત્તમની પૂજા

**ततःसंपूज्यकलशमुपचारैःसमंत्रकैः ॥ गंधाक्षतैश्चनैवद्यैःपुष्पैस्तत्कालसंभवैः ॥ ४९ ॥ तस्योपरिन्यसेत्पात्रंताम्रंपीतांबरवृतम् ॥ तस्योपरिन्यसेद्धैमंराधयासहितंहरिम् ॥ ५० ॥ राधयासहितःकार्यःसौवर्णःपुरुषोतमः ॥ तस्यपूजाप्रकर्त्तव्याविधिनाभक्तितत्परैः ॥ ५१ ॥ पुरुषोत्तममासस्यदैवतंपुरुषोत्तमः तस्यपूजाप्रकर्त्तव्यासंप्राप्तेपुरुषोत्तमे ॥ ५२ ॥ संसारसागरेमग्नमुद्धारयतियोध्रुवम् ॥कोनसेवततंलोकेमर्त्योमरणधर्मवान् ॥ ५३ ॥ पुनर्ग्रामाःपुनर्वित्तंपुनःपुत्राःपुनर्गृहम् ॥ पुनःशुभाशुभंकर्मनशरीरपुनःपुनः ॥ ५४ ॥**

કરવી. ॥ ૫૨ ॥ સંસારરૂપ સાગરમાં નિમગ્ન પુરૂષને જે નિશ્ચયથી તારે છે. મૃત્યુના ધર્મવાળો, કયો મનુષ્ય લોકમાં તેને નહિ સેવે. અર્થાત્ સવ લોક તેની પૂજા કરે છે. ॥ ૫૩ ॥ ફરી ગામ, ફરી દ્રવ્ય, ફરી પુત્ર, ફરી ઘર, ફરી શુભ અશુભ કર્મ એ બધુ મળે છે પણ આ શરીર વારંવાર મળતું નથી. ॥ ૫૪ ॥

ધર્મના અર્થ માટે તે શરીરનું રક્ષણ કરવું. જ્ઞાનના અર્થને માટે ધર્મનું રક્ષણ કરવું. જ્ઞાનથી શુલભ મોક્ષ થાય છે. તેથી ધર્માચરણ કરવું ॥ ૫૫॥ શરીરરૂપ વૃક્ષનું ફલ જુનો ધર્મ છે. ધર્મ રહિત જે શરીર તે ફલ વગરના વાંઝીયાવૃક્ષ સરખું છે. ॥ ૫૬ ॥ સહાયતાને માટે માતા રહેતી નથી. સ્ત્રી પુત્ર વિગેરે રહેતા નથી, પિતા નથી રહેતા, સગાભાઈઓ રહેતા નથી. ધન નથી રહેતું. કેવલ ધર્મ રહે છે. ॥ ૫૭ ॥ દીપડીના જેવી વૃદ્ધાવસ્થા છે. રોગો શત્રુઓના જેવા છે. ભાંગેલા વાસણમાંથી દૂધ જતું રહે છે. તેવી રીતે આ શરીરમાંથી દરરોજ આયુષ જતું રહે છે. ॥ ૫૮ ॥

**तद्रक्षितंतुधर्मार्थेधर्मोज्ञानार्थेमेवहि ॥ ज्ञानेनसुलभोमोक्षस्तस्माद्धर्मंसमाचरेत् ॥ ५५ ॥ देहरूपस्यवृक्षस्यफलंधर्मःसनातनः ॥ धर्महीनस्तुयोदेहोनिष्फलोवंध्यवृक्षवत् ॥ ५६ ॥ नमाताचसहायार्थेनकलत्रसुतादय : ॥ नपितासोदराविर्त्तंधर्मस्तिष्ठतिकेवलम् ॥ ५७ ॥ जराव्याघ्रीवभयदाव्याधय :शत्रवोयथा ॥ आयुर्यातिप्रातिदिनंभग्नभांडात्पयोयथा ॥ ५८ ॥ तरंगतरलालक्ष्मीयौवनंकुसुमोपमम् ॥ विषयाःस्वप्नविषयाइवसर्वेनिरर्थका : ॥ ५९ ॥ चलंचित्तंचलंवित्तंच तंसंसारजंसुखम् ॥ एवंज्ञात्वाविरक्तःसन्धर्माभ्यासपरोभवत् ॥ ६० ॥**

લક્ષ્મી સમુદ્રના મોજાના જેવી ચંચળ છે. યૌવન પુષ્પના જેવું અને સઘળા વિષયો સ્વપ્નના સરખા અર્થ વગરના છે. ॥ ૫૯ ॥ ચિત્ત ચંચલ છે.. ધન ચલાયમાન છે, સંસારના સુખ મલાયમાન છે. આ પ્રમાણે જાણીને વૈરાગ્યવાન્ થઇ ધર્મના અભ્યાસમાં આસક્ત થાય. ॥ ૬૦ ॥

સર્પે ગરેલો દેડકો જેમ માખી ખાવાની ઈચ્છા કરે છે. તેમ કાળે ગળેલો જીવ પારકાને પીડા તથા દ્રવ્યમાં અસક્ત રહે છે. ॥ ૬૧ ॥ તે માટે જેનું આયુષ્ય મૃત્યુથી પકડાયું છે. તે પુરૂષને કયે પ્રકારે સુખથી હર્ષ થશે, જેવી રીતે વધ કરવા યોગ્ય એવા માણસને શૂળી તરફ વધ કરવા લઇ જવાતા મનુષ્યના સુખની માફક નિરર્થક છે, ॥ ૬૨ ॥ જ્યારે ચિત્ત ધર્મ અર્થમાં તત્પર હોય ત્યારે દ્રવ્ય અનુકુળ હોતું નથી. તથા જ્યારે દ્રવ્યની પ્રાપ્તિ થાય છે, ત્યારે ચિત્ત ધર્મમાં રહેતું નથી. ॥ ૬૩ ॥

मृत्युग्रस्तायुषःपुंसःकिंसुखंहर्षयत्यहो ॥ आघातंनीयमानस्यवध्यस्येवनिरर्थकम् ॥ ६२ ॥ धर्मार्थंचयदाचित्तंनचित्तंसुलभंतदा ॥ यदावित्तंनचतदाचित्तंधर्मोन्मुखंभवेत् ॥ ६३ ॥ चित्तवित्ते यदास्यातांसत्पात्रंनतदालभेत् ॥ एतत्त्रितयसंबंधोयदाकालेतुसंभवेत् ॥ ६४ ॥ अविचार्यतदा धर्मंयःकरोतिसबुद्धिमान् ॥ वित्तप्राचुर्यसंसाध्यधर्माःसंतिसहस्रशः ॥ ६५ ॥ पुरुषोत्तमेस्वल्प वित्तसाध्योधर्मोमहान्भवेत् ॥ स्नानंदानंकथायांचविष्णोःस्मरणमेवच ॥ ६६ ॥ एतन्मात्रोपि सद्धर्मस्त्रायतेमहतोभयात् ॥ ६७ ॥

જ્યારે ચિત્તને દ્રવ્ય બંને હોય છે. ત્યારે સત્પાત્રનો લાભ થતો નથી. જે વખતે આ ત્રણેનો સંયોગ બનશે. ॥ ૬૪ ॥ ત્યારે કંઇપણ વિચાર ન કરતાં જે ધર્મ કરે છે. તેજ બુદ્ધિવાન્ સમજવો ઘણા ધનથી બને એવા હજારો ધર્મ છે. ॥ ૬૫ ॥ પરન્તુ આ પુરૂષોત્તમ માસમાં થોડા ધનથીજ મોટો ધર્મ સાધ્ય થાય તે એવું કે સ્નાન દાન વિષ્ણુની કથા સાંભળી તથા વિષ્ણુનું સ્મરણ કરવું ॥ ૬૬ ॥ એટલોજ ધર્મ મોટા ભયથી રક્ષણ કરે છે. ॥ ૬૭ ॥

તેમાટે ગંગા એજ તીર્થ કામદેવ એજ ધનુધારી તે વિદ્યા એજ દ્રવ્ય તથા ઉત્તમ ગુણ એજ રૂપ સમજવું. તેવી રીતે સઘળા માસોમાં સાક્ષાત્ આ પુરૂષોતમ માસજ ઉત્તમ છે. ॥ ૬૮ ॥ જો કે આ માસ પૂર્વે સર્વ પ્રજ્ઞાદિ કર્મમાં અત્યન્ત ત્યાગ કરેલો હતો તો પણ સાક્ષાત્ ભગવાનના પ્રસાદથીજ તેના નામ સરખા નામથીજ આ લોકમાં પ્રસિદ્ધ થયો ॥ ૬૯ ॥ જે પ્રમાણે હાથીના પગલામાં સઘળા પ્રાણીના પગલા સમાય છે. તેવી રીતે સર્વ ધર્મવા સર્વકાલ પુરૂષોતમ

**गंगैवतीर्थस्मरएवधन्वीवित्तंतुविद्यैवगुणास्तुरुपम्॥मासेषुसर्वेषुतथैवसाक्षान्मासोत्तमोयंपुरुषोत्त मोहि ॥ ६८ ॥ यद्यप्यसौनिंद्यतमःपुरासीत्सर्वेषुकृत्येषुमखादिकेषु ॥ तथापिसाक्षाद्भगवत्प्र सादात्तन्नामनाम्नाभुविविश्रुतोभूत् ॥ ६९ ॥ यथाहस्तिपदेलीनंसर्वप्राणिपदंभवेत् ॥ धर्माःकाला स्तथासर्वेविलीनाःपुरुषोत्तमे ॥ ७० ॥ यथामरतरंगिण्यानसमाः सकलापगाः ॥ कल्पवृक्षेण नसमायथासकलपादपाः ॥ ७१ ॥ चिंतारत्नेनरत्नानिनसमानियथाभुवि कामधेन्वायथाधेन्वो नाराज्ञापुरुषाःसमाः ॥ ७२ ॥**

માં વિશેષથી સમાય છે. ॥ ૭૦ ॥ જેવી રીતે દેવ નદી ગંગાની સરખી બીજી નદીઓ નથી તથા કલ્પ વૃક્ષના સરખા બીજા સઘળા વૃક્ષો નથી. ॥ ૭૧ ॥ જેવી રીતે પૃથ્વીમાં ચિંતામણી રત્નના સરખા બીજા રત્નો નથી તથા કામ ધેનુના સરખી બીજી ગાયો નથી. તથા રાજાના સરખા બીજા પુરૂષો નથી. ॥ ૭૨ ॥

પુરૂષો-તમ માસનું દૈવત પુરૂષોતમજ છે તેટલા કારણ માટે ભક્તિ વડે શ્રદ્ધાથી પુરૂષોત્તમનુંજ
જેવી રીતે વેદોના સમાન સર્વ કાલ સર્વ પુણ્ય કોઇપણ માસ પુરૂષોત્તમ માસના સરખો નથી ॥ ૭૩ ॥
પૂજન કરવું. ॥ ૭૪ ॥ શાસ્ત્રને જાણનાર નિપુણ પવિત્ર સત્યવાદી વૈષ્ણવ એવા બ્રાહ્મણ આચાર્યને બોલાવી તેનાથી
પૂજા કરવવી ॥ ૭૫ ॥ અત્યંત ગંભીર વેગવાળી અંદર રહેલા મોહ મદન વિગેરે તિમિંગલ સંજ્ઞકમત્સ્ય સમૂહ છે.

**नवेदैःसर्वशास्त्राणिपुण्यकालास्तथाखिलाः ॥पुरुषोत्तममासेनसमोमासोनकर्हिचित्॥७३॥
पुरुषोत्तममासस्यदैवतंपुरुषोत्तमः ॥ तस्मात्संपूजयेद्भक्त्याश्रद्धयापुरुषोत्तमः॥ ७४ ॥ शास्त्र
ज्ञंनिपुणंशुद्धंवैष्णवंसत्यवादिनम् ॥विप्राचार्यमथाहुयपूजांतेनप्रकल्पयेत् ॥७५॥ संसारसागरम
तीवगभीरवेगमंतस्थमोहमदनादितिमिंगिलौघम् ॥ उल्लंघ्यगंतुमभिवांछतिभारतेस्मिन्संपूजये
त्सपुरुषोत्तममादिदेवम् ॥ ७६ ॥ ॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येश्रीनारायण
नारदसंवादेदृढधन्वोपाख्यानेआह्निककथनंनामविंशतितमोऽध्यायः २० ॥**

જેમાં એવા સંસાર રૂપ સાગરને ઉલ્લંઘન કરી જે તરવાની ઇચ્છા રાખે છે, તે આ ભરતખંડ આદિદેવ એવા પુરૂષો
-તમનું સેવન કરે ॥ ૭૬ ॥ ઇતિશ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષો-તમ માહાત્મ્યમાં નારાયણ નારદ સંવાદમાં દૃઢધન્વા
ના આખ્યાનનો આન્હિક કથન નામનો વિશમો અધ્યાય સમાપ્ત.

વાલ્મીકિ બોલ્યા—મૂર્તિને અગ્નિમાંથી કાઢયા પછી, મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરવી, ન કરે તો ધાતુજ જાણવી. ॥ ૧૧ ॥ જમણા હાથે કરી મૂર્તિના બે ગાલને સ્પર્શ કરી તે મૂર્તિમાં દેવ પણાની સિદ્ધિ સારૂં વિષ્ણુદેવની પ્રતિષ્ઠા કરવી. ॥ ૨ ॥ મૂર્તિઓને વિષે પ્રાણોની પ્રતિષ્ઠા કર્યા વગર જેવો હોય તેવો સોના વિગેરેનો ભાગ રહે છે પણ દેવતાનો અંશ આવતો નથી ॥ ૩ ॥ હે રાજા બીજા દેવોની મૂર્તિઓને વિષે પણ તે દેવોની સિદ્ધિને સારૂં તેમાં પણ

॥ वाल्मीकिरुवाच ॥ ॥ अनलोत्तारणंकृत्वाप्रतिमायास्ततःपरम् ॥ प्राणप्रतिष्ठांकुर्वीतह्यन्यथाधातुरेवसा ॥ १ ॥ प्रतिमायाःकपोलौद्वौस्पृष्ट्वादक्षिणपाणिना ॥ प्राणप्रतिष्ठांकुर्वीततस्यादेवस्यवैहरेः ॥ २ ॥ अकृतायांप्रतिष्ठायांप्राणानांप्रतिमा[illegible]च ॥ यथापूर्वंतथाभागःस्वर्णादिनांनदेवता ॥ ३ ॥ अन्येषामपिदेवानांप्रतिमास्वपिपार्थिव ॥ प्राणप्रतिष्ठाकर्त्तव्यातस्यांदेवत्वसिद्धये ॥ ४ ॥ पुरुषोत्तमबीजेनतद्विष्णोरित्यनेनच ॥ तथैतद्धृदयेंगुष्ठंदत्वाशश्वच्चमंत्रवित् ॥ ५ ॥ एभिर्मंत्रैःप्रतिष्ठांतुहृदयेपिसमाचरेत् ॥ अस्यैप्राणाःप्रतिष्ठंतुअस्यैप्राणाःक्षरंतुच ॥ ६ ॥

તિષ્ઠા કરાવવી ॥ ૪ ॥ મંત્ર જાણનારે મૂર્તિના હૃદય પર અંગુઠો રાખી નિરન્તર પુરૂષોત્તમ બીજ મંત્રથી અને તદ્વિષ્ણોએ મંત્રે કરી ॥ ૫ ॥ આલંગોથી હૃદયને વિષે પણ પ્રાણ પ્રતિષ્ઠા કરવી કે આમાંપંચ પ્રાણ પ્રતિષ્ઠિત થવો અને આમાં પ્રાણોનો સંચાર થાવો. ॥ ૬ ॥

पु० અસ્યૈ દેવત્વ સંખ્યા યૈસ્વાહા ઇત્યાદિ વૈદિક મંત્ર વડે. મૂળ મંત્ર વડે અથવા અંગ મંત્રથી ॥ ૭ ॥ સર્વ મા०
પ્રતિમાને વિષે પ્રાણ પ્રતિષ્ઠા કરવી અથવા પ્રયત્નથી તે દેવોના નામની અંતે ચતુર્થી વિભક્તિ લઇને પ્રાણ પ્રતિષ્ઠા
अ० કરવી, ॥ ૮ ॥ ને તે દેવોનું સ્મરણ કરી તે તે દેવના ચતુર્થ્યંત નામનો ઉચ્ચાર કરી અંતે સ્વાહા કહેવું પ્રકારે પ્રાણની २१
પ્રતિષ્ઠા કરીને ઉચ્ચાર શ્રી પુરૂષોત્તમનું ધ્યાન કરવું ॥ ૯ ॥ શ્રી વત્સનું ચિન્હ છે છાતીમાં જેને એવા શાન્ત નીલ કમળની

**अस्यैदेवत्वसंख्यायैस्वाहेतियजुरीरयन् ॥ मूलमंत्रैरंगमंत्रैर्वैदिकैरित्यनेनच ॥ ७ ॥ प्राण प्रतिष्ठांसर्वत्रप्रतिमासुसमाचरेत् ॥ अथवानाममंत्रैश्चतुर्थ्यंतैःप्रयत्नतः ॥ ८ ॥ स्वाहांतैश्चप्रकुर्वी ततत्तद्देवाननुस्मरन् ॥ एवंप्राणप्रतिष्ठाप्यध्यायेच्छ्रीपुरुषोत्तमम् ॥ ९ ॥ श्रीवत्सवक्षसंशांतंनी लोत्पलदलच्छविम् ॥ त्रिभंगललितंध्यायेत्सराधंपुरुषोत्तमम् ॥ १० ॥ देशकालौसमुल्लिख्यनिय तोवाग्यतःशुचिः ॥ षोडशैरुपचारैश्चपूजयेत्पुरुषोत्तमम् ॥ ११ ॥ आगच्छदेवदेवेशश्रीकृष्ण पुरुषोत्तमम् ॥ राधयासहितश्चात्रगृहाणपूजनंमम ॥ १२ ॥**

પાંખડીના સરખા કાન્તિવાળા ત્રણ ઠેકાણેથી વાંકા વળેલા તોપણ સુંદર એવા રાધા સહિત પુરૂષોત્તમનું ધ્યાન કરવું ॥ ૧૦ ॥
६६ પછી દેશ કાલનો કરી વાણીને નિયમમાં રાખી પવિત્ર થઇ સોળ ઉપચારોથી પુરૂષોત્તમની પૂજા કરવી. ॥ ૧૧ ॥
८३ હે દેવોના દેવસ હે શ્રી કૃષ્ણ. હે પુરૂષોત્તમ આપ રાધા સહિત અહિંઆ આવીને મારાથી પૂજા ગ્રહણ કરો. ॥ ૧૨ ॥ ८३

શ્રી રાધિકા સહિત પુરૂષોત્તમને નમન કરૂં છું. આ વાહન અર્પણ કરૂં છું. આ પ્રમાણે બોલીને આ વાહન કરવું. હે દેવોના દિવેશ. હે પુરૂષોત્તમ. આપ આવો. નાના પ્રકારના રત્નોથી જડીત અને સુવર્ણથી શોભિત એવું આસન ગ્રહણ કરો. ॥ ૧૩ ॥ શ્રી રાધા સહિત પુરૂષોત્તમને આસન આપવું. જેના સ્પર્શથી સુખ થાય એવું ગંગા વિગેરે સઘળા તીર્થોથી પ્રાર્થના કરીને આણેલું આ જલ પગ ધોવાને ગ્રહણ કરો. ॥ ૧૪॥ એમ કહી પાદ્ય આપવું. હે હરિ. ગોપીઓ

श्रीराधिकासहितपुरुषोत्तमायनम : ॥ ॥ आवाहनंसमर्पयामि ॥ ॥ इत्यावाहनम् ॥ नानारत्नसमायुक्तंकार्तस्वरविभुषितम् ॥ आसनंदेवेशगृहाणपुरुषोत्तम ॥ १३ ॥ श्रीराधिका० आसनं० ॥ गंगादिसर्वतीर्थेभ्योमयाप्रार्थनयातदृम् ॥ तोयमेतत्सुखस्पर्शंपाद्यार्थंप्रतिगृह्मताम् ॥ १४ ॥ इतिपाद्यम् ॥ नंदगोपगृहेजातोगोपिकानंदहेतवे ॥ गृहाणार्घ्यंमयादत्तंराधयासहितो हरे ॥ १५ ॥ इत्यर्घ्यम् ॥ गंगाजलंसमानीतंसुवर्णकलशास्थितम् ॥ अचम्यतांहृषीकेशपुराणपुरुषोत्तम ॥ १६ ॥

ના આનંદને માટે નંદરાયે ગોપને ઘેર અવતાર ધારણ કર્યો છે. મે અર્પણ કરેલા અર્ઘ્યને આપ રાધા સહિત ગ્રહણ કરશો. આમ બોલી અર્ઘ્ય જલ આપવું. ॥ ૧૫ ॥ હે હૃષી કેશ. હે પુરાણપુરૂષોત્તમ સારી રીતે આણેલું ને સુવર્ણના કલશમાં રહેલું ગંગા જલથી આચમન કરો. આમ બોલી આચમન આપવું ॥ ૧૬ ॥

હે હરે મેઆણેલાં પંચામૃતોથી. પાલન કરનાર એવા રાધાની સાથે તમારા પૂજન કરવામાં મારા કાર્યની સિદ્ધિ પામો. ॥ ૧૭ ॥ રાધાને આનંદ આપનાર. હે હરે ગાયના દુધ-દહિં.ઘી, મધ, શાંકેર, આદ્રવ્યોને ગૃહણ કરશો. આમ કહી પંચામૃતથીસ્નાન કરવું.॥૧૮॥ હે નાથ, યોગના ઇશ્વર ગોવર્ધન પર્વતને ધારણ કરવાવાળા યશોના સ્વામી, ગાયોના પાલન કરનાર એવા દેવને નમસ્કાર કરૂં છું ॥૧૯॥ હે નંદના પુત્ર હે કૃષ્ણ ગંગા જલના સરખું થડું એવું નદી તીર્થથી આણેલું જલ

इत्याचमनम् ॥ कार्यंमेसिद्धिमायातुपूजितेत्वयिधातरि ॥ पंचामृतैर्मयानीतैराधिकासोहितोहरे ॥१७॥ इतिस्नानम् ॥ पयोदधिघृतंगव्यंमाक्षिकंशर्करातथा ॥ गृहाणेमानिद्रव्याणि राधिकानंददायक ॥ १८ ॥ इतिपंचामृतस्नानम् ॥ योगेश्वरायदेवायगोवर्धनधरायच ॥ यज्ञानांपतयेनाथगोविंदायनमोनमः ॥ १९ ॥ गंगाजलसमंशीतंनदीतीर्थसमुद्भवम् ॥ स्नानंदत्तं मयाकृष्णागृह्यतांनंदनंदन ॥ २० ॥ इतिपुनः स्नानम् ॥ ॥पीतांबरयुगंदेवसर्वकामार्थसिद्धये ॥ मयानिवेदितंभक्त्यागृहाणसुरसत्तम ॥ २१ ॥

આપ સ્નાનને માટે ગ્રહણ કરશો ॥ ૨૦ ॥ આમ કહી ફરી સ્નાન કરાવવું. હે દેવમાં શ્રેષ્ઠ હે દેવ સઘળા કામના અર્થની સિદ્ધિને સારૂં ભક્તિથી મે બે પીતામ્બર અર્પણ કર્યા છે તે આપ ગ્રહણ કરશો. ॥ ૨૧ ॥

હે દામોદર તમને નમસ્કારા હે, સંસારરૂપ સમુદ્રથી મારૂં રક્ષણ કરો. ઉત્તરીય વસ્ત્ર સાથે યજ્ઞો પવિત ગ્રહણ કરો ॥૨૨॥ હે સુર શ્રેષ્ટ સારા ગંધવાળું અતિ મનોહર સુંદર એવું મલયાગિરિ ચંદન પ્રીતિપૂર્વક વિલેપન સારૂં રક્ષણ ગ્રહણ કરો ॥૨૩॥ હે દેવોમાં શ્રેષ્ટ, હે પુરૂષોત્તમ સુશોભિત કુંકુમથી યુક્ત એવા અક્ષતો નેમે ભક્તિથી અર્પણ કર્યા તે આપ ગ્રહણ કરો

**इतिवस्त्रम् ॥ आचमनम् ॥ दामोदरनमस्तेस्तुत्राहिमांभवसागरात् ॥ ब्रह्मसूत्रंसोत्तरीयंगृहाणपुरुषोत्तम ॥ २२ ॥ उपवीतम् ॥ आचमनम् ॥ श्रीखंडंचदनंदिव्यंगंधाढ्यंसुमनोहरम् ॥विलेपनंसुरश्रेष्ठप्रीत्यर्थंप्रतिगृह्यताम् ॥ २३ ॥ चंदनम् ॥ अक्षतास्तुसुरश्रेष्ठकुंकुमोक्ताः सुशोभिताः॥ मयानिवेदिताभक्त्यागृहाणपुरुषोत्तम ॥ २४ ॥ इत्यक्षतान् ॥ माल्यादीनिसुगंधीनिमालत्यादीनीवैपभो ॥ मयाहृतानिपूजार्थंपुष्पाणिप्रतिगृह्यताम् ॥ २५ ॥ इतिपुष्पाणि ॥ ततोंगपूजा ॥ नंदात्मजोयशोदायास्तनयः केशिसूदनः॥ भूभारोद्धारकश्चैवह्यनंतोविष्णुरूपधृक् ॥ २६ ॥**

॥૨૪॥ હે પ્રભુ સુગંધીવાળા માલતી વીગેરેના પુષ્પો મેં પૂજાને સારૂં આણ્યા છે. તે આપ ગ્રહણ કરો ॥૨૫॥ આ પ્રમાણે પુષ્પ અર્પણ કરી પછી પુરૂષોત્તમ ભગવાનના શરીરના અંગોની પૂજા કરવી. નંદના પુત્ર યશોદાના પુત્ર કેશિદૈત્યને મારનારૂં પૃથ્વીના ભારને ઉતારનાર. અનંત વિષ્ણુના રૂપને ધારણ કરનાર. ॥ ૨૬ ॥

પ્રધુમન અનિરૂદ્ધ શ્રીકંઠ સર્વ શસ્ત્રોને ધારણ કરનાર, વાણીના પતિ કેશવ અને સર્વાત્મા આવા નામોથી ॥૨૭॥ બે પગ, ઘુંટી, ઘુટણ, જાંગ, કેડ, ગુહ્યેન્દ્રિય, નાભિ હૃદય, કંઠ, હાથ, મુખ ॥ ૨૮ ॥ નેત્ર, મસ્તક અનિઆ સર્વ અંગોમાં પુષ્પ લઇને ઉપર કહેલા નામોને અંત ચતુર્થી લઇને વિશ્વરૂપવાળા એવા જગત્પતિ પુરૂષોત્તમનું પૂજન કરવું.

प्रद्युम्नश्चानिरुद्धश्चश्रीकंठःसकलास्त्रधृक् ॥ वाचस्पतिःकेशवश्चसर्वात्मेतिचनामतः ॥२७॥ पादौगुल्फौतथाजानूजघेनचकटितथा॥ मेढ्रंनाभिंचहृदयंकंठंबाहूमुखंतथा ॥२८॥ नेत्रेशिरश्चसर्वांगंविश्वरूपिणमर्चयेत्॥ पुष्पाण्यादायक्रमशतश्चतुर्थ्यंतैर्जगत्पतिम् ॥ २९ ॥ प्रत्यंगपूजाकृत्वातुपुनश्चकेशवादिभिः चतुर्विंशतिमंत्रैश्चचतुर्थ्यंतैश्चनामभिः ॥ ३० ॥ पुष्पमादायप्रत्येकंपूजयेत्पुरुषोत्तमम् ॥ ३१ ॥ वनस्पतिरसोदिव्योगंधाढ्योगंधमुत्तमः ॥ आघ्रेयःसर्वदेवानांधूपोऽयंप्रतिगृह्यताम्॥ इतिधूपम् ॥ ३२ ॥

॥ ૨૯ ॥ દરેક અંગોની પૂજા કર્યા પછી ફરીને કેશવ વિગેરે ચોવિશ નામોને અંતે ચતુર્થી વિભક્તિ લઇ દરેક નામે કરી પુષ્પ લઇને પુરૂષોત્તમનું પૂજન કરવું. ॥ ૩૦ ॥ ૩૧ ॥ વનસ્પતિના રસરૂપ સુંદર ગંધથી યુકત ગંધોમાં શ્રેષ્ટ સકલ દેવોને સુગંધ લેવા યોગ્ય એવો આ ધૂપ ગ્રહણ કરો. ॥ ૩૨ ॥

આમ બોલી ધુપ કરવો. તમે સઘળા દેવોના જયોતિ રૂપ, તેજોમાં ઉત્તમ તેજ રૂપ, સ્વયમ પ્રકાશ રૂપ ઉત્કૃષ્ટ તેજ રૂપ છો. માટે આપ આ દીવો ગ્રહણ કરો. ॥ ૩૩ ॥ આમ બોલી દીવો કરવો. હે દેવ નૈવેદ્ય ગ્રહણ કરો. મારી અમલ ભક્તિ કરો મને ઇચ્છીતવર આપો અને સ્વર્ગમાં શ્રેષ્ટ ગતિ આપો. ॥ ૩૪ ॥ આમ બોલી નૈવેદ્ય ધરવું. મધ્યમ પાણી આપવું પછી અપોશન દેવું ॥ હે ત્રણ લોકના રોગોને નાશકરનાર, હેહૃષીકેશ આણેલા સુવર્ણ

त्वंज्योतिःसर्वदेवानांतेजसांतेजउत्तमम् ॥ आत्मज्योतिःपरंधामदीपोयंप्रतिगृह्यताम् ॥३३॥ इतिदीपम् ॥ नैवेद्यंगृह्यतांदेवभक्तिंमेह्यचलांकुरु ॥ ईप्सितंमेवरंदेहिपरत्रचपरांगतिम् ॥ ३४ ॥ इतिनैवेद्यम् ॥ मध्येपानीयम् ॥ उत्तरापोशानम् ॥ गंगालसंमानतिसुवर्णकलशास्थितम् ॥आच म्यतांहृषीकेशत्रैलोक्यव्याधिनाशन ॥ ३५ ॥ इत्याचमनम् ॥ इदंफलंमयादेवस्थापितंपुरतस्तव ॥ तेनमेसुफलावाप्तिर्भवेज्जन्मनिजन्मनि ॥ ३६ ॥ इतिश्रीफलम् ॥ गंधकर्पूरसंयुक्तंकस्तूर्यादिसुवा सितम् ॥ करोद्वर्त्तनकंदेवगृहाणपरमेश्वर ॥ ३७ ॥

ના કલશમાં રહેલા ગંગા જલનું આચમન કરો ॥ ૩૫ ॥ આ બોલી આચમન આપવું. ॥ હે દેવ મે આ ફ્લને તમારી આગલ મૂકયુ છે. તેથી મને જન્મો જન્મમાં સારાફળની પ્રાપ્તિ થાય ॥ ૩૬ ॥ આમ બોલી નાળીએર અર્પણ કરવું ॥ હે પરમેશ્વર ગંધને કપુરથી યુકત કસ્તુરી વિગેરેથી સારા ગંધવાળું હાથને સાફ કરવાને ગ્રહણ કરો. ॥ ૩૭ ॥

આમ બોલી કરોદ્ધવર્તન આપવું. હે દેવ મે ભક્તિથી અર્પણ કરેલું, સોપારી યુક્ત. કપૂર સહીત મનને હરણ કરનારૂં. તાંબુલ ગ્રહણ કરો. આ ભણી તાંબુલ આપવું ॥ ૩૮ ॥ હિરણ્ય ગર્ભ જે બ્રહ્મા તેના ગર્ભમાં રહેનાર. સૂર્ય કે અગ્નેનાં બીજ રૂપ અનંત પુણ્ય ફલને આપનારૂં એવું સુવર્ણ તેની દક્ષિણા આપું છું એથી મને શાન્ત આપો આમ બોલી દક્ષિણા આપવી. ॥ ૩૯ ॥ શરદ રૂતુના નીલ કમલના સરખા શ્યામ ત્રણ ઠેકાણેથી વાંકા વળેલા એટલા કારણ માટે સુંદર આકૃતવાળા દેવોનો ઇંશ એવા રાધા સાહિત વિષ્ણુંની હું આતિ કરૂં છું ॥ આમ બોલીને આર્તિ

इतिकरोद्वर्त्तनम् ॥ पुगीफलसमायुक्तंसकर्पूरंमनोहरम् ॥ भक्त्यादत्तंमयादेवतांबूलंप्रतिगृह्यताम् ॥ ३८ ॥ तांबूलम् ॥ हिरण्यगर्भगर्भस्थंहेमबीजंविभावसोः ॥ अनंतपुण्यलदमतःशांतिं प्रयच्छमे ॥ ३९ ॥ इतिदक्षिणाम् ॥ शारदेंदीवरश्यामंत्रिभंगललिताकृतिम् ॥ नीराजयामिदेवेशंराधयसहितंहरिम् ॥ ४० ॥ इतिनीराजनम् ॥ रक्षरक्षजगन्नाथरक्षत्रैलोक्यनायक ॥ भक्तानुग्रहकर्तात्वंप्रदक्षिणांगृहाणमे ॥ ४१ ॥ इतिप्रदक्षिणाम् ॥ यज्ञेश्वरायदेवायतथायज्ञोद्भवायच ॥ यज्ञानांपतयेनाथगोविंदायनमोनमः ॥ ४२ ॥ इतिमंत्रपुष्पम् ॥ विश्वेश्वरायविश्वायतथाविश्वोद्भवायच ॥ विश्वस्यपतयेतुभ्यंगोविंदायनमोनमः ४३ ॥

કરવી. ॥૪૦॥ હે જગતના નાથ રક્ષણ કરો. હે ત્રણલોકના નાથ. રક્ષણ કરો. ભકતોની પર દયા કરનાર તમે મારી પ્રદક્ષિણા ગ્રહણ કરો. આ ભણીને પ્રદાક્ષણા કરવી. ॥૪૧॥ હે નાથ યજ્ઞોના પાત યજ્ઞથી ઉત્પન્ન થનાર યજ્ઞોને નિયમમાં રાખનાર દેવ એવા ગોવિંદને વારંવાર નમસ્કાર કરૂં છું. આમ બોલી મંત્ર પુષ્પાંજાલ અપણ કરવી. ॥૪૨॥ વિશ્વના ઈશ્વર વિશ્વ રૂપ. વિશ્વમાં ઉત્પન્ન થનાર વિશ્વને નિયમમાં રાખનાર અને ગોવિંદ એવા આપને નમસ્કાર કરૂં છું. આથી નમસ્કાર કરવા ॥૪૩॥

મંત્રહીન, ક્રિયાહીનં૦ વિગેરે શ્લોકોથી પુરૂષોત્તમ પાસે સર્વન્યૂન કર્મની પૂર્ણતાને માટે ક્ષમા માગવી, સ્વાહા જેના અંતમાં આવે છે, એવા નામ માટે મંત્રોથી દરરોજ તલનો હોમ કરવો. ॥ ૪૪ ॥ પુરૂષોત્તમની પ્રીતિને માટે સઘળા અર્થ ફલની સિદ્ધિને સારૂં સંપૂર્ણ માસ સૂધી અખંડ ઘીનો દીવો કરવો. ॥ ૪૫ ॥ યસ્ય સ્મૃત્ય૦ એ મંત્રથી જનાર્દન ભગવાનને નમસ્કાર કરીને પૂજામાં જે ન્યૂનતા હોય તે સંપૂર્ણ કરીને સુખથી ફરવું ॥ ૪૬ ॥ આ પ્રકારે જે જીવ પૃથ્વીપર મનુષ્યનો જન્મ પામી પ્રાપ્ત થયેલા પુરૂષોત્તમ માસમાં હર્ષથી

॥ इतिनमस्कारम् ॥ मंत्रहीनेतिमंत्रेणक्षमाप्यपुरुषोत्तमम् ॥ स्वाहांतैर्नाममंत्रैश्चातिलहोमोदिनोदिने ॥ ४४ ॥ दीपःकार्यस्त्वखंडश्चयावन्मासंचसर्पिषा ॥ पुरुषोत्तमस्यप्रीत्यर्थंसवार्थफलसिद्धये ॥ ४५ ॥ यस्यस्मृत्येतिमंत्रेणनमस्कृत्यजनार्दनम् ॥ यदूनंतत्तुसंपूर्णंविधायविचरेत्सुखम् ॥ ४६ ॥ इत्थंश्रीपुरुषोत्तमंनवघनश्यामंसराधंमुदासंप्राप्तेपुरुषोत्तमेवनितलेलब्ध्वाजनुर्मानवम्॥ भक्त्याय : परिपूजयेत्प्रतिदिनंकृत्वा गुरुंवैष्णवं भुक्त्वाह्यत्रसुखंसमस्तमतुलंपश्चात्सगच्छेत्परम् ॥४७॥ ॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्ये श्रीनारायण नारदसंवादेदृढधन्वोपाख्यानेपुरुषोत्तमपूजनविधिर्नामैकाविंशोऽध्यायः ॥ २१ ॥

નુતન મેઘના જેવા શ્યામ એવા રાધાસહીત શ્રી પુરૂષોત્તમનું જે ભક્તિથી વૈષ્ણવ ગુરૂ કરી દરરોજ પૂજન કરે છે તે આ લોકમાં સઘળા અતુલ સુખ ભોગવીને પછી ઉત્તમ પદને પામે છે. ॥ ૪૭ ॥

ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં શ્રી નારાયણને નારદના સંવાદ વિષે દૃઢધન્વાના આખ્યાનમાં પુરૂષોત્તમ પૂજન વિધિ નામનો અધ્યાય એકવિશમો સમાપ્તઃ ॥

દૃઢધન્વા રાજા પુછે છે.—હે તપોધન-પુરૂષોત્તમ માસ વ્રત કરનારે કયા પ્રકારના નિયમો રાખવા, શું ભોજન કરવું, શું ભોજન ન કરવું. શું ત્યાગ ન કરવું, ને શું ત્યાગ કરવું. એ સઘળું વિસ્તારથી કહો. ॥ ૧ ॥ શ્રી નારાયણ બોલ્યા—આ પ્રમાણે રાજા વડે પૂજાયલા તે પૂજ્ય વાલ્મીકિ મુનિ તેને ઘણુ માન આપતાં પુરૂષોત્તમના કલ્યાણને માટે કહે છે. ॥ ૨ ॥ વાલ્મીકિ કહે છે—હે રાજન્ પુરૂષોત્તમ માસમાં જે નિયમો કહેલા છે તે ટુંકાણમાં કહેવાતા મારાથી

॥ राजोवाच ॥ पुरुषोत्तमस्यनियमान्व्रातिनोवदविस्तरात् ॥ किंभोज्यंकिमभोज्यंवावर्ज्यात्रज्यैतपोधन ॥ १ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ सएवंभगवान्पृष्ठोभूभृतावाल्मिकोमुनिः ॥ पुंसांनिःश्रेयसार्थायतमाहबहुमानयन् ॥ २ ॥ ॥ वाल्मीकिरुवाच ॥ ॥ पुरुषोत्तममासेयेनियमा : परिकीर्त्तिता : ॥ तान्शृणुष्वमयाराजन्कथ्यमानान्समासत : ॥ ३ ॥ हविष्यान्नंचभुंजीतप्रयातःपुरुषोत्तमे ॥ गोधूमाःशालयःसर्वाःसितामुद्गायवास्तिला :॥ ४ ॥ कलायकंगुनीवारवास्तुकंहिलमोचिकाः ॥ आर्द्रकंकालशाकंचमूलंकंदंचकर्कटीम् ॥ ५ ॥

સાંભળો. ॥ ૩ ॥ પુરૂષોતમ માસમાં પ્રયત્નથી હવિષ્યાન્ન ભોજન કરવું. તે એવું કે ઘઉં, ચોખા, શાંકેર, મગ, જવ, તલ, ॥ ૪ ॥ વટાણા, કાંગ, નીવાર, બથવો, ચાકવત શાક, આદુ, ઋતુમાં જે શાક થાય તે, મૂળા, કંદ, કાકડી, ॥ ૫ ॥

કેળાં, સિંધવ સમુદ્રનું મીઠું, દહીં, ઘી, દુધ, માખણ, પનસ, કેરી, હરડે, ॥ ૬ ॥ પિપેર, જીરૂં, સુંઠ, આંબલી, સોપારી, લવેંગ, આમળા, ગોળ વગર શેરડીના રસનો પદાર્થ. ॥ ૭ ॥ તેલ વગર બનાવેલો પદાર્થ તે સર્વને હવિષ્ય મુનિઓ કહે છે. એવું હવિષ્ય ભોજન મનુષ્યોને ઉપવાસ બરોબર છે. એવું કહે છે. ॥ ૮ ॥ મધ, ભાતનું ઓસામણ અડદ, ચોળી, રાઈ, મધુ પુષ્પથી થયેલું મધ, આ સર્વ પદાર્થો ત્યાગ કરવા. ॥ ૯ ॥ તેજ પ્રમાણે જે ધાન્યના બે ફાડ

**रंभासैंधवसामुद्रेलवणेदधिसर्पिषी ॥ पयोनुद्धृतसारंचपनसाम्रेहरीतकी ॥ ६ ॥ पिप्पली जीरकंचैवनागरंचैवतिंतिडी ॥ क्रमुकंलवलीधात्रीफलान्यगुडमैक्षवम् ॥ ७ ॥ अतैलपक्कंमुनयो हविष्यंप्रवदंतिच ॥ हविष्यभोजनंनृणामुपवाससमंविदुः ॥ ८ ॥ सर्वामिषाणिमांसंचक्षौद्रंसौवीर कंतथा ॥ राजमाषादिकंचैवराजिकामादकंतथा ॥ ९ ॥ द्विदलंतिलतैलंचतथान्नंशल्यदूषितम् ॥ भावदुष्टंक्रियादुष्टंशव्ददुष्टंचवर्जयेत् ॥ १० ॥ परान्नंचपरद्रोहंपरदारागमंतथा ॥ तीर्थंविनाप्रयाणं चपरदेशंपरित्यजेत् ॥ ११ ॥**

થાય તે તલનું તેલ. સાળી (સાળવી) થી દૂષિત થયેલું અન્ન. ભાવથી દોષવાળું, ક્રિયાથી દોષવાળું, શબ્દથી દોષવાળું એવા જે પદાર્થ તે સર્વ વર્જ્ય કરવા. ॥ ૧૦ ॥ પારકું અન્ન, બીજાનો દ્રોહ, પરસ્ત્રીગમન તથા તીર્થયાત્રા વગર પરદેશ માં પ્રયાણ તે પણ ત્યાગ કરવું. ॥ ૧૧ ॥

પુરૂષોત્તમ માસમાં દેવ, વેદ, બ્રાહ્મણ, ગુરૂ, ગાય, વ્રતવાળા, સ્રીઓ, રાજા, સાધુ પુરૂષોની નિંદા કરવી નહિ. ॥ ૧૨ ॥ ચૂર્ણોમાં પ્રાણિનું અંગ આમિષ છે, ફળોમાં ઇંડનિંબુ (લિંબુ) આમિષ છે. ધાન્યમાં મસૂર અને ટાઢું અન્ન માંસ રૂપ છે. ॥ ૧૩ ॥ બકરી, ગાય, ભેંસ એ સિવાય બીજા જાનવરોનું દુધ માંસ રૂપ છે. બ્રાહ્મણે વેચેલા સર્વ રસો ભૂમીથી ઉત્પન્ન થયેલું લવણ માસ રૂપ છે. ॥ ૧૪ ॥ ત્રાંબાના વાસણમાં રહેલું, ગાયનું દુધ વિગેરે ચમડામાં રહેલું

देववेदद्विजानांचगुरुगोव्रतिनांतथा ॥ स्त्रीराजमहतांनिंदांवर्जयेत्पुरुषोत्तमे ॥ १२ ॥ प्राण्यं
गमामिषंचूर्णंफलेजंबीरमामिषम् ॥ धान्येमसूरिकाप्रोक्ताअन्नंपर्युषितंतथा ॥१३॥ अजागोमहि
षीदुग्धादन्यद्दुग्धादिचामिषम् ॥ द्विजक्रीतारसाःसर्वेलवणंभूमिजंतथा ॥ १४ ॥ ताम्रपात्रस्थितं
गव्यंजलंचर्मणिसंस्थितम् ॥ आत्मार्थंपाचितंचान्नमामिषंबुधैःस्मृतम् ॥ १५ ॥ ब्रह्मचर्यमधः
शय्यांपत्रावल्यांचभोजनम् ॥ चतुर्थकालेभुक्तिंचप्रकुर्यात्पुरुषोत्तमे ॥ १६ ॥ रजस्वलांत्यजम्ले
च्छपतितैर्व्रात्यकैःसह ॥ द्विजद्विड्वेदबाह्यैश्चनवदेत्पुरुषोत्तमे ॥ १७ ॥

પાણી પોતાને માટે રાંધેલું અનાજ છે. એને પંડિતોએ માસ રૂપ માનેલું છે. ॥ ૧૫ ॥ પુરૂષોત્તમ માસમાં બ્રહ્મચર્ય નીચે સુવું. પત્રાવલીમાં જમવું અને ચોથા કાળમાં ભોજન કરવું ॥ ૧૬ ॥ પુરૂષોતમ માસમાં રજસ્વલા, અત્યજ મ્લેચ્છ, પતિત, ગર્ભાધાનાદિક સંસ્કારરહિત બ્રાહ્મણ બ્રામણોના દ્વેષી. અને વેદને નહિ માનનારાઓ સાથે બોલવું નહિ. ॥૧૭॥

પુરૂષોત્તમ માસમાં એવો એ તથા કાગડાઓએ જોયેલું સૂતકિનું અન્ન હોય, બે વાર રાંધેલું અને બળેલું અન્ન હોય તે નહિ ખાવું. ॥ ૧૮ ॥ પુરૂષોત્તમ માસમાં કાંદા. લસણ. મોથ. ધાણા. ગાજર. અડશાક. [ અળવીનાપાના ] મુળા અને સેગટાની શીંગ્વેનો ત્યાગ કરવો. ॥ ૧૯ ॥ આવા પદાર્થો વ્રતવાળાએ પુરૂષોત્તમ માસમાં તથા બીજા સઘળા વ્રતોમાં સર્વદા ત્યાગ કરવા. અને વિષ્ણુના સંતોષને માટે પોતાની શક્તિ વડે ૧કૃચ્છ વિગેરે પણ કરવું. ॥ ૨૦ ॥ પડવાને દિવસે કોળું. બીજને દિવસે ભોંયરિંગણી. ત્રીજને દિવસે. સાજીરૂં

एभिर्दृष्टंचकाकैश्चसूतकान्नंचयद्भवेत् ॥ द्विःपाचितंचदग्धान्नंनैवाद्यात्पुरुषोत्तमे ॥ १८ ॥ पलांडुंलशुनंमुस्तांछत्राकंगृंजनंतथा ॥ नालिकंमूलकंशिग्रुंवर्जयेत्पुरुषोत्तमे ॥ १९ ॥ एतानि वर्जयेन्नित्यंव्रतीसर्वव्रतेष्वपि ॥ कृच्छ्राद्यंचापिकुर्वितस्वशक्त्याविष्णुतुष्टये ॥ २० ॥ कूष्मांडंबृहती चैवतरुणीमूलकंतथा ॥ श्रीफलंचकलिंगंचफलंधात्रीफलंतथा ॥ २१ ॥ नारिकेलमलाबुंचपटोलंबदरीफलम् ॥ चर्मवृंताजिकंवल्लीशाकंतुजलजंतथा ॥ २२ ॥ शाकान्येतानिवर्ज्यानिक्रमात्प्रातिपदादिषु ॥ धात्रीफलंरवौतद्वद्वर्जयेत्सर्वदागृही ॥ २३ ॥

ચોથને દિવસે મૂળા પાંચમને દિવસે બિલીનું ફળ. અને છઠને દિવસે કલિંગર [તડબુચ] સાતેમને દિવસે ફળ શાક. આઠેમને દિવસે આમળા ॥૨૧॥ નોમને દિવસે નાળીએર, દશમને દિવસે તુંબડી. અગીઆરસને દિવસે પટોળા. બારસને દિવસે બોર તેરસને દિવસે વેગણ, ચૌદશને દિવસેવેલાપર શાક થાય તે પુનેમને દિવસે જલમાં શાક થાય તે (પર્વાળ વિગેરે ॥૨૨॥ એ પ્રમાણે ક્રમે કરીને શાક ત્યાગ કરવો. ॥ ૨૩ ॥

જે કોઈ પુરૂષોત્તમના સંતોષને માટે જે જે કંઈ વસ્તુનો ત્યાગ કર્યો હોય તે વસ્તુ ફરીને બ્રાહ્મણને આપીને જમવુ. ॥ ૨૪ ॥ હે રાજા. વ્રતવાળાએ કાર્તિક તથા માઘ માસમા પણ આ નિયમો કરવા કારણ કે નિયમ વગર વ્રત વાળો ફલ પામતો નથી. ॥ ૨૫ ॥ શક્તિ હોય તો પુરૂષોત્તમ માસ ઉપવાસથી પુરો કરવો અથવા માગ્ય વગરનું દુધ અથવા ઘીનું પાન કરવુ ॥ ૨૬ ॥ વ્રતના અર્થ વાળા પુરૂષે યથા શક્તિ પ્રમાણે ફલાહાર વિગેરે કરવો જેવી રીતે વ્રતનો ભંગ થાય નહિ તેવી રીતે સમજુ લોકોએ કરવો ॥ ૨૭ ॥ વ્રતના આરંભ

यद्यद्योवर्जयेत्किंचित्पुरुषोत्तमतुष्टये ॥ तत्पुनर्ब्राह्मणेदत्वाभक्षयेत्सर्वदैवहि ॥ ॥ २४ ॥ कुर्यादेतांश्चनियमान्व्रतीकार्तिकमाघयोः ॥ नियमेनविनाराजन्फलंनैवाप्नुयाद्व्रती २५ ॥ उपोषणेनकर्तव्यःशक्तिश्चेत्पुरुषोत्तमः ॥ अथवाघृतपानंचपयःपानमयाचितम् ॥ २६ ॥ फलाहारादिवाकार्यंयथाशक्त्याव्रतार्थिना ॥ व्रतभंगोयथानस्यात्तथाकार्यंविचक्षणैः ॥ २७ ॥ पुण्येह्निप्रातरुत्थायकृत्वापौर्वाह्णिकीःक्रियाः ॥ गृह्णीयान्नियमंभक्त्याश्रीकृष्णंचहृदिस्मरन् ॥ २८ ॥ उपवासस्य नक्तस्यचैकभुक्तस्यभूपते ॥ एकंचनिश्चयंकृत्वाव्रतमेतत्समाचरेत् ॥ २९ ॥

કરનારે પુણ્યકારિ દિવસે. સવારમા ઉઠીને દિવસના પ્રથમ ભાગની ક્રિયાઓ કરી ભક્તિથી હૃદયમા શ્રી કૃષ્ણે સ્મરણ કરતા નિયમ ગ્રહણ કરવો. ॥ ૨૮ ॥ હે રાજા ઉપવાશ કરવાનો. રાતે જમવાનો અથવા એકવાર જમવાનો. આ પ્રમાણે નિશ્ચય કરી આ વ્રત કરવુ. ॥ ૨૯ ॥

પુરૂષોત્તમ માસમાં ભકિતથી શ્રી મદ્દભાગવત સાંભળવું બ્રહ્મા પણ તેના પુણ્યને વાણીથી કહેવાને સમર્થ નથી. ॥ ૩૦ ॥ પુરૂષોત્તમ માસમાં લક્ષ તુલશી પત્રથી શાલિગ્રામનું પૂજન કરવું. તેથી તેનું અનંત પુણ્ય થાય છે. ॥ ૩૧ ॥ શ્રી પુરૂષોત્તમ માસમાં જે પ્રમાણે કહેલા વ્રતવાળાને જોઇને જેવી રીતે સિંહને જોઇને હાથી નાશે છે. તેવી રીતે યમના દુતો નાશે છે. ॥ ૩૨ ॥ હે રાજા આ માસનું વ્રત. સો યજ્ઞ કરતા પણ શ્રેષ્ઠ છે. યજ્ઞો કરીને સ્વર્ગ માંજ વાય પણ પુરૂષોત્તમ માસનું

श्रीमद्भागवतंभक्त्यांश्रोतव्यंपुरुषोत्तमे ॥ तत्पुण्यंवचसावक्तुंविधातापिनशक्नुयात् ॥३०॥ शालिग्रामार्चनंकार्यंमासेश्रीपुरुषोत्तमे ॥ तुलसीदललक्षेणतस्यपुण्यमनंतकम् ॥ ३१ ॥ यथोक्तव्रतिनंदृष्ट्वामासेश्रीपुरुषोत्तमे ॥ यमदूताःपलायंतेसिंहंदृष्ट्वायथागजाः ॥ ३२ ॥ एतन्मासव्रतंराजन्श्रेष्ठंक्रतुशतादपि ॥ क्रतुंकृत्वाप्नुयात्स्वर्गंगोलोकंपुरुषोत्तमे ॥ ३३ ॥ पृथिव्यांयानितीर्थानिक्षेत्राणिसर्वदेवताः ॥ तद्देहेतानितिष्ठंतियःकुर्यात्पुरुषोत्तमम् ॥ ३४ ॥ दुःस्वप्नंचैवदारिद्र्यंदुष्कृतंत्रिविधंचयत् ॥ तत्सर्वंविलयंयातिकृतेश्रीपुरुषोत्तमे ॥ ३५ ॥

વ્રત કરવાથી ગોલોકમાં જવાય છે. ॥ ૩૩ ॥ પૃથ્વીમાં જેટલાં તીર્થો. ક્ષેત્રો સઘળા દેવો તેઓ છે. જે કોઈ પુરૂષોત્તમ માસનું વ્રત કરે તેના શરીર નિવિષે રહેલા છે. ॥ ૩૪ ॥ શ્રીપુરૂષોત્તમ માસ કરવાથી દુઃસ્વપ્ન. અને કાયિકક. વાચિક. માનસિક એ ત્રણ પ્રકારના પાપો દૂર થાય છે. ॥ ૩૫ ॥

પુરૂષોત્તમના સંતોષને માટે ઈન્દ્ર વિગેરે. પુરૂષોત્તમની સેવામાં સ્થિર એવા વિષ્ણુના સેવકનું વિઘ્નથી રક્ષણ કરે છે. ॥ ૩૬॥ જયાં જયાં પુરૂષોત્તમના વ્રતવાળા રહે છે. તેની આગળ ભૂત પ્રેત પિશાચ વિગેરે રહેતાં નથી. ॥ ૩૭ ॥ હે રાજા આ પ્રકારની વિધિથી જે કોઇ શ્રી પુરૂષોત્તમ માસ કરે છે. તેનું ફળ જલદી કહેવાને હજાર મુખવાળો શેષનાગ પણ સમર્થ નથી. ॥ ૩૮ ॥ શ્રી નારાયણ બોલ્યા—પુરૂષોમાં શ્રેષ્ઠ એવો જે કોઇ એક મનથી તથા અત્યંત

**पुरुषोत्तमसेवायांनिश्चलंहरिसेवकम् ॥ विघ्नाद्रक्ष्यंतिशक्राद्याःपुरुषोत्तमतुष्टये ॥ ३६ ॥ पुरुषोत्तमस्यव्रतिनोयत्रयत्रवसंतिच ॥ भूतप्रेतपिशाचाद्यानतिष्ठंतितदग्रतः ॥ ३७ ॥ एवंयोविधिनाराजन्कुर्याच्छ्रीपुरुषोत्तमम् ॥ सहस्रवदनोनालंतत्फलंवक्तुमंजसा ॥ ३८ ॥ ॥ श्रीनारायण उवाच ॥ पुरुषोत्तमंप्रियममुंपरमादरेणकुर्यादनन्यमनसापुरुषोत्तमोयः ॥ पुरुषोत्तमप्रियतमःपुरुषः सभूत्वापुरुषोत्तमेनरमतेरसिकेश्वरेण ॥ ३९ ॥ ॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्ये श्रीनारायणनारदसंवादेदृढधन्वोपाख्यानेपुरुषोत्तमव्रतनियमकथनंनामद्वाविंशोऽध्यायः ॥ २२ ॥**

આદરથી પ્રિય એવો આ પુરૂષોત્તમ માસ કરે છે. તે પુરૂષોત્તમને અતિ પ્રિય એવો પુરૂષ થઇને રસિક જનોના પતિ એવા પુરૂષોત્તમ ભગવાનની સાથે રમે છે. ॥ ૩૯ ॥ ઇતિશ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં શ્રીનારાયણ નારદ સંવાદમાં દ્રઢધન્વાના ટુંક આખ્યાનનો પુરૂષોત્તમ વ્રત નિયમ કથન નામે બાવિશમો અધ્યાય સમાપ્ત.

રાજા પ્રશ્ન કરે છે કે હે દીનવત્સલ, હે મુનિશ્રેષ્ટ આ પુરૂષોત્તમ માસમાં દીપદાનનું શું ફળ છે. તે કૃપાકરીને મને કહો. ॥ ૧ ॥ શ્રી નારાયણ કહે છે. આ પ્રકારે પ્રાર્થના કરવાથી મુનિઓમાં શ્રેષ્ઠ મહાહર્ષવાળા વાલ્મીકી વિનયવાળા રાજાને હસતા હોય તેમ કહેવા લાગ્યા ॥ ૨ ॥ વાલ્મીકિ બોલ્યા. હે રાજાઓમાં વ્યાઘ્રરૂપ પાપને નાશ કરવા વાળી કથાને સાંભળ. જે કથા સાંભળવાથી શબ્દાદી પાંચ વિષયથી ઉત્પન્ન થનારા પાંચ પ્રકારના પાપો નાશ પામે છે.

**॥ राजोवाच ॥ कींफलंदीपदानस्यमासेश्रीपुरुषोत्तमे ॥ तन्मेवदमुनिश्रेष्ठकृपयादीनवत्सल ॥ ॥ १ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ इत्थंविज्ञापितःप्राहवाल्मीकीर्मुनिसत्तमः ॥ प्रवृद्धहर्षोराजानंविनीतंप्रहसन्निव ॥ २ ॥ वाल्मीकिरुवाच ॥ शृणष्वराजशार्दूलकथांपापप्रणाशिनीम् ॥ यांश्रुत्वायातिविलयंपापंपंचविधंमहत् ॥ ३ ॥ सौभाग्यनगरेराजाचित्रबाहुरितिश्रुतः ॥ सत्यंसंधोमहाप्राज्ञश्चासीच्छूरतरःपरः ॥ ४ ॥ सहिष्णुःसर्वधर्मज्ञःशीलरूपदयान्वितः ॥ ब्रह्मण्योभगवद्भक्तःकथाश्रवणतत्परः ॥ ५ ॥**

॥ ૩ ॥ સાૈભાગ્ય નામના નગરમાં સત્યવાદી મહાજ્ઞાન સંપન્ન. શુર. શ્રેષ્ટ એવો મિત્ર બાહુ નામે પ્રખ્યાત ॥ ૪ ॥ સુખ દુઃખ વિગેરે સહન કરનાર સર્વ ધર્મને જાણનાર સદાચારરૂપ. દયાઓથી યુકત, બ્રાહ્મણના ઉપર દયાવાળો. ભગવાન્નો ભકત ભગવાન્ની કથા સાંભળવામાં આસક્ત. ॥ ૫ ॥

पु० निरन्तर पोतानी स्त्रीना पर प्रीतिवाळो, पशु. पुत्रथी युकत. चार अंगवाळी सेनाथी युकत. समृद्धिथी कुबेरनी मा०
उंपमा अपाय एवो राजा हतो. ॥ ६ ॥ तेनी स्त्री चोसठ कलाकथी युकत पतिव्रता महाभाग्यवाळी. भगवद भक्तिथी
अ० युकत एवी चंद्रकला नामे हती. ॥ ७॥ जुवान् राजा तेनी साथे पृथ्वीनुं पालन करतो हतो. ने श्रीकृष्ण देव वगर २३
बीजा देवने जाणतो न हतो. ॥ ८॥ एक दिवसे पृथ्विनुं रक्षणं करनारा मित्र बाहुराजाए दुरथी आवेला मुनिओमां

**स्वदारनिरतःशश्वत्पशुपुत्रसमन्वितः ॥ चतुरंगबलोपेतःसमृद्ध्याधनदोपमः ॥ ६ ॥ तस्य भार्याचंद्रकलाचतुःषष्टिकलान्विता ॥ पतिव्रतामहाभागाभगवद्भक्तिसंयुता ॥ ७ ॥ तयासहमहीपालोबुभुजेमेदिनींयुवा ॥ विनाश्रीकृष्णदेवंसनैवजानातिदैवतम् ॥ ८ ॥ एकस्मिन्दिवसेराजा चित्रबाहुर्महीपतिः ॥ दृष्ट्वासमागतंदूरादगस्त्यंमुनिपुंगवम् ॥ ९ ॥ प्रणम्यदंडवद्भूमौविधिनातमपूजयत् ॥ कल्पयित्वासनंभक्त्यातस्थौमुनिवराग्रतः ॥ १० ॥ विनयावनतोभूत्वाजगादमुनिसत्तमम् ॥ ॥ राजोवाच ॥ अद्यमेसफलंजन्मह्यद्यमेसफलंदिनम् ॥ ११ ॥**

१८२ श्रेष्ठ एवा अगस्तने जोइने. ॥ ९ ॥ भूमि उपर दंडवत् नमस्कार करीने भक्तिथी आसनं आपी, विधिपूर्वक पूजन
९१ करी मनुश्रेष्टनी आगळ उभो रह्यो ॥ १० ॥ विनय युकत नम्र थइने ते मुनिओमा श्रेष्ठ एवा अगस्त्यने केहेवा लाग्यो
राजा बोल्यो आज मारो जन्म सफळ थयो आज मारो दिवस सफळ थयो ॥ ११ ॥ ९१

આજ મારૂં રાજ્ય સફળ થયું. આજ મારૂં ઘર સફળ થયું. જે શ્રીકૃષ્ણના સેવક એવા તમે મારે ઘેર આવ્યા ॥ ૧૨ ॥ તમોએ મને જોયા તેથી હું પાપના સમુદાયથી મુકત થયો. હાથી. ઘોડાથી યુકત એવું રાજ્ય તમને અર્પણ કર્યું ॥ ૧૩ ॥ હે મુનિ શ્રેષ્ઠ તમે વિષ્ણુના ભકત છો, માટે મારાથી તમને કંઈ પણ નહિ આપી શકાય એવું નથી સર્વ વસ્તુ આપને આપવા યોગ્ય છે. થોડું વૈષ્ણવને આપ્યું હોય તો તે મેરૂ તુલ્ય થાય છે. ॥ ૧૪ ॥ કોડી ભાર

अद्यमेसफलंराज्यमद्यमेसफलंगृहम् ॥ यस्त्वंसमागतोमेद्यगृहेश्रीकृष्णसेवकः ॥ १२ ॥ मुक्तोहंपापसंघाताद्यत्त्वयाहंनिरीक्षितः ॥ तुभ्यंसमर्पितंराज्यंगजाश्वरथसंयुतम् ॥ १३ ॥ वैष्णवोसिमुनिश्रेष्ठनास्त्यदेयंमयातव ॥ मेरुतुल्यंभवेत्स्वल्पंवैष्णवायसमर्पितम् ॥ १४ ॥ कपर्दिकाप्रमाणंतुव्यंजनंवान्नमुत्तमम् ॥ नयच्छतिदिनेयस्तुवैष्णवायाद्विजन्मने ॥ ॥ १५ ॥ तद्दिनंविफलंतस्य कथितंवेदपारगैः ॥ विष्णुभक्ताश्चयेकेचित्सर्वेपूज्याद्विजातयः ॥ १६ ॥ तेषांसंभावनकार्यावाङ्मनःकायकर्मभिः ॥ कथितंममगर्गेणगौतमेनसुमंतुना ॥ १७ ॥

શાક વીગેરે ઉત્તમ અન્ન દિવસમાં વૈષ્ણવ બ્રાહ્મણને જે કોઇ નથી આપતું ॥ ૧૫ ॥ તે દિવસ તેનો નિષ્ફળ જાણવો એમ વેદ જાણનારાઓએ કહ્યું છે. જે કોઇ વૈષ્ણવ બ્રાહ્મણ સર્વ પ્રકારે પૂજવા યોગ્ય છે. ॥ ૧૬ ॥ તેમની વાણી મન, કાયા. કર્મથી સંભાવના કરવી અને એ પ્રમાણે મને ગર્ગ. ગોતમ. સુમંતુ. એવાએ કહ્યું છે. ॥ ૧૭ ॥

જ્યાં સુધી રવિ ઉદય પામતો નથી. ત્યાંસુધી તારાઓની કાન્તિ જણાય છે. જ્યાં સુધી વૈષ્ણવ બ્રાહ્મણો નથી આવતા ત્યાંસુધી બીજા બ્રાહ્મણો જણાય છે. ॥ ૧૮ ॥ અગસ્ત્ય બોલ્યા—હે મહાભાગ હે ચિત્ર બાહુ રાજા તને હમણા ધન્યવાદ છે. આ તારી સર્વ પ્રજાઓને ધન્ય છે. જે તું વૈષ્ણવનું રક્ષણ કરે છે.॥ ૧૯ ॥ જે દેશમાં વિષ્ણુનો ભકત એવો રાજા નહિ હોય. તે દેશમાં નહિ રહેવું. શૂન્ય વનમાં રહેવું તે શ્રેષ્ઠ પણ વૈષ્ણવ રહિત દેશમાં રહેવું

तावत्प्रभाचताराणांयावन्नोदयतेरवि : ॥ तावदन्येद्विजन्मानोयावन्नायातिवैष्णवः ॥ १८ ॥
॥ अगस्त्यउवाच ॥ ॥ चित्रबा[illegible]महा[illegible]गधन्यस्त्वंसांप्रतंनृप ॥ इमाधन्या : प्रजाःसर्वायस्त्वंर
क्षसिवैष्णवः ॥ १९ ॥ तस्मिन्नाष्ट्रेनवस्तव्यंयस्यराजानवैष्णव : ॥ वरोवासोव[illegible]शून्येनतुराष्ट्रेह्य
वैष्णवे ॥२०॥ चक्षुर्हीनोयथादेह :पतिहीनायथाप्रिया॥ निरक्षरोयथाविप्रस्तथाराष्ट्रमवैष्णवम्॥२१॥
दर्भहीनायथासंध्यातिलहीनंचतर्पणम् ॥ वृत्त्यर्थंदेवसेवा[illegible]तथाराष्ट्रमवैष्णवम् ॥ २२ ॥ सकेशावि
धवायद्वद्व्रतंस्नानविवा[illegible]र्जितम् ॥ शूद्रश्चब्राह्मणीगामीतथाराष्ट्रमवैष्णवम् ॥ २३ ॥

નહિ. ॥ ૨૦ ॥ જેમ નેત્રથી રહીત દેહ. જેમ પતિ વગરની સ્ત્રી જેમ મૂર્ખ બ્રાહ્મણ તેમ વૈષ્ણવથી રહીત દેશ છે ॥ ૨૧ ॥

જેમ દર્ભ વિના સંધ્યા, તલ વગર તર્પણ, જેવી આજીવિકાને સારૂં દેવની પૂજા કરવી, તેવો વૈષ્ણવ વગરનો દેશ છે. ॥ ૨૨ ॥ જેવી રીતે કેશ યુકત વિધવા સ્ત્રી જેવું રહિત વ્રત. બ્રાહ્મણી સાથે સુદ્ર ચાલનારો તેવી રીતે વૈષ્ણવ રહીત દેશ જાણવો. ॥ ૨૩ ॥

જે કૃષ્ણના ચરણનો આશ્રય કરે છે તે સત્ પુરૂષોવડે રાજા કહેવાય છે. તેનો દેશ નિત્ય વૃદ્ધિ પામે છે. અને તેની પ્રજા સુખી થાય છે. ॥ ૨૪ ॥ હે રાજા મારાથી તુ જોવાયો તેથી મારી દૃષ્ટિ સફળ થઇ તમારી સાથે બોલવાથી મારી વાણી પણ આજ સફળ થઇ ॥ ૨૫ ॥ હે રાજા રાજ્યપર મારાથી પ્રતિષ્ઠાર કરાયલા તમારે મારી આજ્ઞાથી આ રાજ્ય કરવું. હું જઈશ તારૂં કલ્યાણ થાવ. ॥ ૨૬ ॥

सराज्याः ोच्यतेसद्भिर्यःश्रीकृष्णपदाश्रयः ॥ तद्राष्ट्रंवर्धतेनित्यंसुखंभवतितत्प्रजा ॥२४॥ दृष्टिर्मेसफलाराजन्यन्मयात्वंनिरीक्षितः ॥ अद्यमेसफलावाणीह्यच्युतेयत्त्वयासह ॥२५॥ इदंराज्यं त्वयाराजन्प्रकर्तव्यंममाज्ञया ॥ प्रतिष्ठितोमयाराज्येगमिष्याम्यस्तुस्वस्तिते ॥ २६ ॥ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ इत्युक्त्वागंतुकामंतमगस्त्यंमुनिपुंगवम् ॥ ननामपरयाभक्त्यामहिषीसा पतिव्रता ॥ २७ ॥ ॥ अगस्त्यउवाच ॥ ॥ अवैधव्यंसदातेस्तुभक्त्याभजपतिंशुभे ॥ दृढातेस्तुसदाभक्तिःश्रीगोपीजनवल्लभे ॥ २८ ॥

શ્રી નારાયણ—આ પ્રમાણે કહીને જવાની ઇચ્છાવાળા મુનિઓમાં શ્રેષ્ઠ એવા અગસ્ત્યને તે પતિવ્રતા પટ્ટરાણીએ પરમભક્તિથી નમસ્કાર કર્યો. ॥ ૨૭ ॥ અગસ્ત્ય બોલ્યા હે શુભે નિરંતર તમારૂં વિધવાપણું નહિં થાવ. ભક્તિથી સ્વામીને ભજો. ગોપીના સમૂહને વહાલા શ્રી કૃષ્ણને વિષે તમારી નિશ્ચલ ભક્તિ થાવ. ॥ ૨૮ ॥

આ પ્રકારે આશીર્વાદ આપતા મુનિને બે હાથ જોડીને વિનયથી નમતા ખભાવાળા રાજા ફરીથી કહે છે. ॥ ૨૯ ॥ ચિત્રબાહુ બોલ્યા—મને અત્યન્ત લક્ષ્મી કેમ, શત્રુ વગરનું રાજ્ય કેમ, પ્રતિવ્રતા સ્ત્રી કેમ, મેં શું સારૂં કર્મ કર્યું ॥ ૩૦ ॥ હે વિપ્રેન્દ્ર એમને કહો હું તમારે શરણ આવેલો છું હે મુનિઓના ઇશ્વર હાથમાં રહેલા આમલાની માફક

इत्थमाशीर्ददानंतंभूयःप्राहमहीपतिः ॥ बद्धांजलिपुटोभूत्वाविनयानतकंधरः॥ २९॥ चित्रबाहुरुवाच ॥ विपुलामेकथंलक्ष्मीःकथंराज्यमकंटकम् ॥ पतिव्रताकथंपत्नीकिंकृतंसुकृतंमया ॥३०॥एतन्मेब्रूहिविप्रेंद्रतवाहंशरणंगतः ॥ करस्थामलवत्सर्वंजानासित्वंमुनीश्वर ॥३१॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ इत्थमावेदितोराज्ञाह्यगस्त्योमुनिपुंगवः ॥ समाहितमनाभूत्वाजगादनृपसत्तमम् ॥ ३२ ॥ आगस्त्यउवाच ॥ ॥ मयाविलोकितंसर्वंप्राक्तनंचरितंतव ॥ तत्सर्वंकथयाम्यद्यसेतिहासंपुरातनम् ॥ ३३ ॥

સઘળું તમે જાણો છો. ॥ ૩૧ ॥ શ્રી નારાયણ બોલ્યા—આ પ્રકારે રાજા વડે જણાવેલા મુનિઓમાં શ્રેષ્ઠ એવા અગસ્ત્ય સાવધ ચિત્તવાળા થઈ રાજ શ્રેષ્ઠને કહેવા લાગ્યા. ॥ ૩૨ ॥ અગસ્ત્ય બોલ્યા—મેં તારૂં સઘળું પૂર્વ જન્મનું ચરિત્ર જોયું તે સઘળું જુનું આજે કહું છું. ॥ ૩૩ ॥

સુંદર એવા ચમત્કાર નગરમાં શૂદ્ર જાતિમાં ઉત્પન્ન થનાર જીવોની હિંસા કરવાને તત્પર નાસ્તિક દુષ્ટ ચરિત્ર વાળો, પરસ્ત્રીને પરાભવ પમાડનાર કરેલા ઉપકારને હણનાર દુર્વિનયવાળો, વિદ્વાનોના આચાર રહિત એવો તું મણિ-ગ્રીવ નામને ધારણ કરનારો હતો. ॥ ૩૪ ॥ ૩૫ ॥ જે આ તમારી સ્ત્રી તે પૂર્વ જન્મમાં કર્મ, મન, વાણીથી પતિની સેવા કરવામાં તત્પર એવી ॥ ૩૬ ॥ પ્રતિવ્રતા મોટા ભાગ્યવાળી ધર્મમાં શ્રદ્ધા રાખનારી માનવાળી, એવી સુંદરી તારા

**चमत्कारपुरेरम्येमणिग्रीवाभिधानभृत् ॥ त्वमभूःशूद्रजातीयोजीवहिंसापरायणः ॥ ३४ ॥ नास्तिकोदुष्टचारित्र : परदारप्रधर्षक : ॥ कृतघ्नोदुर्विनीतश्चाशिष्टाचारविवर्जितः ॥ ३५ ॥**

**याचेयंभवतोभार्यापूर्वजन्मानिसुंदरी ॥ कर्मणामनसावाचापतिसेवापरायणा ॥ ३६ ॥ पति व्रतामहाभागाधर्मनिष्ठामनस्विनी ॥ भावंनकुरुतेदुष्टंतवोपरिकदाचन ॥ ३७ ॥ ज्ञातिभिस्त्वंप रित्यक्तोबंधुभि : पापकर्मकृत्॥राज्ञाक्रुद्धेनतेसर्वंगृहीतंधनमुत्तमम् ॥ ३८ ॥ ततोऽवशिष्टंयत्किंचि द्गृहीतंज्ञातिभिस्तदा ॥ गतेद्रव्येधनाकांक्षातवासीद्विपुलातदा ॥ ३९ ॥**

પર કોઈ વખત પણ ખરાબ ભાવ નહિ કરતી. ॥ ૩૭ ॥ પાપ કર્મ કરવાવાળો તું જ્ઞાતિ અને સગાઓથી ત્યાગ કરાયો. રાજાએ ક્રોધથી તમારૂં સઘળું ઉત્તમ ધન લઇ લીધું ॥ ૩૮ ॥ તે થકી જે કંઈ બાકી રહ્યું તે જ્ઞાતિવાળાઓએ લઇ લીધું. ધન જતુ રહ્યું ત્યારે તને ઘણી ધનની ઇચ્છા થઇ. ॥ ૩૯ ॥

ધન નાશ પામતા પણ ઉદાસ મનવાળી સાધ્વીસ્ત્રીએ તમને તજયા નહિ. આ પ્રમાણે સઘળાઓથી તિરસ્કાર કરાયલો તું નિર્જન વનમાં ગયો. ॥ ૪૦ ॥ અનેક જીવોને મારી પોતાનું પોષણ કરતો હતો.. હે રાજા એ પ્રમાણે સ્ત્રી સાથે વર્તવા તને ॥ ૪૧ ॥ એક દિવસ તું મણિગ્રીવ મૃગનું માંસ લેવાની ઇચ્છાથી ધનુષ લઇને ઘણા સર્પ મૃગ

क्षीयमाणेधनेसाध्वीनत्वामत्यजदुन्मना : ॥ एवंतिरस्कृत : सर्वैर्गवान्निर्जनंवनम् ॥ ४० ॥ हत्वाजीवाननेकांश्चत्वंचकर्थात्मपोषणम् ॥ एवंवर्तयतस्तस्यपत्न्यासहमहीपते ॥ ४१ ॥ एकदाधनुरुद्यम्यमणिग्रीवोवनंगत : ॥ बहुव्यालमृगाकीर्णंमृगमांसजिघृक्षया ॥ ४२ ॥ तस्मिन्निर्मानुषेरण्येमध्येमार्गंमहामुनि : ॥ उग्रदेवइतिख्यातोदिङ्मूढोविह्वलोभवत् ॥ ४३ ॥ तृषासंपीडितोत्यर्थंमध्यंदिनगतेरवौ ॥ तत्रैवपतितोराजन्मुमूर्षुरभवत्तदा ॥ ४४ ॥

થી યુકત એવા વનમાં ગયો. ॥ ૪૨ ॥ તે મનુષ્ય રહીત વનમાં માર્ગ મધ્યે ઉગ્રદેવનામે મહામુનિ દિશા ભુલવાથી અત્યંત વ્યાકુલ થયા હતા. ॥ ૪૩ ॥ તે વખતે મધ્યાન્હ સૂર્ય થયેલો અતિશે તરશથી પીડા પામેલા હે રાજા ત્યાંજ પડી ગયા ત્યારે મરવાની ઇચ્છાવાળા થયા હતા ॥ ૪૪ ॥

દિશાથી ભૂલા પામેલા દુઃખિત એવા તે બ્રાહ્મણને જોઇ તને દયા ઉત્પન્ન થઇ. તે બ્રાહ્મણને ઉઠાડી લઇને પોતાના આશ્રમમાં ગયો. ॥ ૪૫ ॥ તમે સ્ત્રી પુરૂષે દુઃખિત બ્રાહ્મણની સેવા કરી ત્યારે બે ઘડી પછી મહાયોગી ઉગ્રદેવ. ॥ ૪૬ ॥ સાવધ થઇ ત્યાં વિસ્મય પામતા હતા. હું ત્યાં હતો. આહંઆ કયાંથી બીજા વનમાં કોણે આણ્યો. ॥ ૪૭ ॥ શ્રી નારણ બોલ્યા મણિગ્રીવ બ્રાહ્મણને કહે છે. આ સુંદર સરોવર આમાં ઠંડુ કમળ પુષ્પથી ગંધ યુકત જલ છે.

तद्दृष्ट्वातेदयाजातादिग्भ्रष्टंदुःखितंद्विजम् ॥उत्थाप्यतंद्विजन्मानंगृहीत्वास्वाश्रमंगतः ॥४५॥ दम्पतिं भ्यांकृतासेवादुःखितस्यद्विजन्मनः॥उग्रदेवोमहायोगीमुहूर्तानंतरंतदा॥४६॥अवाप्यचेतनातत्रवि-स्मयंसमजीगमत् ॥ तत्रस्थोहंकुतश्चात्रकेनानीतोवनांतरम् ॥ ४७ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ मणिग्रीवोवदद्विप्रंरमणीयमिदंसरः ॥ अत्रास्तेशीतलंवारिपद्मिनीपुष्पवासितम् ॥ ४८ ॥ तत्रस्नात्वाजलेशीतेकृत्वापौर्वाह्णिकीःक्रियाः॥कुरुब्रह्मन्फलाहारंपिबवारिसुशीतलम् ॥ ४९ ॥ सुखेनकुरुविश्राममयासंरक्षितोऽधुना ॥ उत्तिष्ठत्वंमुनिश्रेष्ठप्रसादंकर्तुमर्हसि ॥ ५० ॥

॥ ૪૮ ॥ હે બ્રાહ્મણ તે ઠંડા જલમાં સ્નાન કરી દિવસના પહેલા ભાગની ક્રિયા કરી ફલાહાર કરો ને સારૂં ઠંડુ જલ પીઓ. ॥ ૪૯ ॥ સુખેથી વિશ્રામ કરો. હમણા મારાથી રક્ષણ કરાયલા છો. હે મુનિ શ્રેષ્ઠ તમે ઉઠો, અમારા પર પ્રસન્ન થવાને યોગ્ય છો. ॥ ૫૦ ॥

અગસ્ત્ય બોલ્યા તે વખતે સાવધ થયેલો ત્યારે બ્રાહ્મણ ઉગ્રદેવ શ્રમ વગરનો થયો. મણિગ્રીવનું વચન સાંભળી તૃષાથી આતુર એવા ઉઠયા. ॥ ૫૧ ॥ અને મણિગ્રીવનો હાથ પકડીને સરોવરના કીનારાપર જતાં હતા. હે ચિત્ર બાહુ વડથી શોભિત એવા સરોવરના કાંઠાપર બેઠા. ॥ ૫૨ ॥ બ્રાહ્મણ વડની છાયાનો આશ્રય લેતા તત્કાળ વિશ્રાંતિ લઈને સ્નાન કરી યથા વિધિનિત્ય કર્મ કરી શ્રીવાસુદેવ ભગવાનની પૂજા કરી. ॥ ૫૩ ॥ દેવ અને પિતૃઓનું તર્પણ કરી

**अगस्त्यउवाच ॥ ॥ लब्धसंज्ञस्तदाविप्रउग्रदेवोगतश्रमः ॥ मणिग्रीववचश्रुत्वासमुत्तस्थौ तृषातुरः ॥ ५१ ॥ मणिग्रीवभुजालंबीजगामसरसीतटम् ॥ उपविष्टश्चित्रबाहोतत्तटेवटशोभिते ॥ ५२ ॥ विश्रम्यतत्क्षणंविप्रोवटच्छायामाधिश्रितः ॥ स्नात्वानित्यंविधिंकृत्वावासुदेवमपूजयत् ॥ ५३ ॥ देवान्पितृंश्चसंतर्प्यपपौनीरंसुशीतलम् ॥ उग्रदेवस्ततःशीघ्रंवटमूलमुपाश्रितः ॥५४॥ मणिग्रीवःसपत्नीकोननाममुनिसत्तमम् ॥ विनयेनावदद्वाचमातिथ्यंकर्तुमुन्मनाः ॥ ५५ ॥ ॥ मणिग्रीवउवाच ॥ ॥ अस्मत्संतारणायाद्यमदाश्रममुपागतः ॥ ब्रह्मंस्त्वद्दर्शनादेवपापंमेविलयं गतम् ॥ ५६ ॥**

સારૂં ઠંડુ પાણી પીધું ત્યાર પછી ઉગ્રદેવ જલદીથી વડના મૂળ પાસે આવ્યા. ॥ ૫૪ ॥ સ્ત્રી સહીત મણિગ્રીવ મુનિ શ્રેષ્ઠને નમસ્કાર કરી અતિથિને સત્કાર કરવાને ઉત્કંઠાવાળો વિનયથી વાણી બોલવા લાગ્યો. ॥ ૫૫ ॥ મણિગ્રીવે કહ્યું હે બ્રાહ્મણ. અમને તારવાને માટે આજ આપ મારા આશ્રમમાં આવ્યા, તમારા દર્શનથીજ મારૂં સર્વ પાપ નાશ પામ્યું. ॥ ૫૬ ॥

આ પ્રમાણે તેને કહી. હર્ષ યુકત મણિગ્રીવ સ્રીને કહે છે. અરે સુંદરી સ્વાદવાળા જે જે પાકા ॥ ૫૭ ॥ આંબાના ફળો ( કેરીઓ ) હોય તે જલદી લાવો વાર કરીશ નહિ. હે સુંદર મુખવાળી જે કંઈ કંદ મૂળ હોય તે લાવો. ॥ ૫૮ ॥ પોતાના સ્વામીનું વચન સાંભળીને સુંદરીએ કેરીઓ તથા કંદ મૂળને લઇ, હર્ષથી બ્રાહ્મણની આગળ મુકયા

इत्युक्त्वातंप्रियामाहमणिग्रीवोमुदान्वितः ॥ अयिसुंदरिपक्कानिस्वादूनियानियानिच
॥ ५७ ॥ तानिचूतफलानित्वंशीघ्रमानयमाचिरम् ॥ अन्यत्कंदादियत्किंचित्तदानयशुभानने
॥ ५८ ॥ निजनाथवचःश्रुत्वाफलान्यादायसुंदरी ॥ कंदादिकंचविप्राग्रेस्थापयामासहर्षतः
॥ ५९ ॥ मणिग्रीवःपुनर्वाक्यमुवाचमुनिसत्तमम् ॥ फलान्यंगीकुरुब्रह्मन्कृतार्थीकुरुदंपती
॥ ६० ॥ ॥ उग्रदेवउवाच ॥ ॥ त्वामहंनैवजानामिकस्त्वंभोकथयस्वमे ॥ अज्ञातस्यनभोक्त-
व्यंब्राह्मणेनविजानता ॥ ६१ ॥

॥ ૫૯ ॥ મણિગ્રીવ ફરીથી મુનિશ્રેષ્ટને કહેવા લાગ્યો. હે બ્રાહ્મણ ફલોનો સ્વિકાર કરો અને આ સ્રી પુરૂષને કૃતાર્થ કરો. ॥ ૬૦ ॥ ઉગ્રદેવ બોલ્યા અરે હું તને ઓળખતો નથી, તું કોણ છે તે મને કહે વિશેષ જાણકાર બ્રાહ્મણે અજાણ્યાનું ખાવું નહિ. ॥ ૬૧ ॥

મણિગ્રીવ કહે છે— હે બ્રાહ્મણ શ્રેષ્ઠ સગા વહાલાએ ત્યાગ કરેલો જ્ઞાતિ વર્ગએ ત્યાગ કરેલો પોતાના ભાઈઓએ ત્યાગ કરેલો એવો મણિગ્રીવ નામનો શૂદ્ર છું ॥ ૬૨ ॥ એવું શુદ્રનું વચન સાંભળી પ્રસન્ન થયો છે. આત્મા જેનો એવા ઉગ્રદેવે ફલનો આહાર કર્યો ત્યાર પછી પાણી પીધું ॥ ૬૩ ॥ ત્યાર પછી સુખથી બેઠેલા ઉગ્રદેવને પોતાના ખોળામા લીધેલાં તેના બંને ચરણકમલ વારંવાર લાડલડાવતા મણિગ્રીવ વચન બોલ્યો ॥ ૬૪ ॥ મણિગ્રવ બોલ્યા—હે મુનિ

॥ मणिग्रीव उवाच ॥ ॥ शूद्रोहंद्विजशार्दूलमणिग्रीवाभिधानतः ॥ स्वजनैर्ज्ञातिवर्गैश्चप रित्यक्तः स्वबांधवैः ॥६२॥ इत्थंशूद्रवचःश्रुत्वाफलाहारमचीकरत् ॥ उग्रदेवःप्रसन्नात्माततोनीर मपीपिबत् ॥ ६३ ॥ ततोविप्रंसुखासीनंमणिग्रीवोवऽदद्वचः ॥ लालयंस्तत्पदांभोजयुगंस्वांकगतं मुहुः ॥ ६४ ॥ ॥ मणिग्रीव उवाच ॥ क्वगंतव्यंमुनिश्रेष्ठकुतस्त्वंचेहकानने ॥ निर्जनेनिर्जलेदुष्टे हिंस्रजंतुसमाकुले ॥६५॥ ॥ उग्रदेवउवाच ॥ ॥ ब्राह्मणोऽहंमहाभागप्रयागंगंतुमुत्सहे ॥ अधुना ज्ञातमार्गेणसंप्राप्तोदारुणेवने ॥ ६६ ॥

શ્રેષ્ઠ કયાં જવું છે. મનુષ્ય રહીત જલ વગરના દુષ્ટ એવા હિંસક જીવોથી યુક્ત એવા આ વનમાં તમે કયાંથી ॥ ૬૫ ॥ ઉગ્રદેવ બોલ્યા—હે મહાભાગ્યવાન્ હુ બ્રાહ્મણ છું ને પ્રયાગ જવાની ઇચ્છાવાળો છું હમણા અજાણ્યા માર્ગથી ભયાનક વનમાં આવ્યો છું ॥ ૬૬ ॥

ત્યાં થાકી ગયેલો ને અત્યંત તરસવાળો ક્ષણવારમાં મરવાની ઇચ્છાવાળો થયો હતો. તેં મને જીવતદાન આપ્યું માટે બોલ તને હું શું આપું. ॥ ૬૭ ॥ હે મણિગ્રીવ કયા દુઃખે કરીને તમે સ્ત્રી પુરૂષે વનનો આશ્રય લીધો તે મને કહો હું તમારૂં દુખ દૂર કરીશ. ॥ ૬૮ ॥ અગસ્ત્ય બોલ્યા—એ પ્રકારનું સુંદર ઊગ્રદેવનું વચન સાંભળીને સ્ત્રીના સમક્ષમાં તે મુનિના

तत्रश्रांतस्तृषाक्रांतोमुमूर्षुरभवंक्षणात् ॥ जीवितंमेत्वयादत्तंब्रूहिकिंतेददाम्यहम् ॥ ६७ ॥
अरण्यंकेनदुःखेनदंपतीभ्यांसमाश्रितम् ॥ तद्दुःखमपनेष्यामिमणिग्रीववदस्वमे ॥ ६८ ॥ ॥ अ
गस्त्य उवाच ॥ ॥ इत्युग्रदेववचनंललितंनिशम्यपत्न्याः समक्षमनुनीयमुनीश्वरंतम् ॥ दारिद्र्य
सागरतितीर्षुरसौस्वकीयंवृत्तांतमाहानिजकर्मविपाकमुग्रम् ॥ ६९ ॥ ॥ इतिश्रीबृहन्नारदीयपुरा
णेपुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेदृढधन्वोपाख्यानेत्रयोविंशोऽध्यायः ॥ २३ ॥

ઈશ્વર એવા ઊગ્રદેવને નમીને દરિદ્રપણા રૂપ સાગરને તરવાની ઇચ્છાવાળો આ મણિગ્રીવ પોતાના કર્મના પરિણામનો ઊગ્રવૃતાંત કહેવા લાગ્યો ॥ ૬૯ ॥ ઇતિશ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં શ્રી નારાયણ નારદના સંવાદમાં દઢધન્વાના ટુંક આખ્યાનનો ત્રેવીશમો અધ્યાય સમાપ્ત.

મણિગ્રીવ કહે છે—હે બ્રાહ્મણ વિદ્વાન જનોથી યુકત સુંદર એવા ચમત્કાર નગરમાં હું ધર્મ પત્નીની સાથે રહેતો હતો ॥ ૧ ॥ ધનવાન્ પવિત્ર અને પરોપકાર કરવામાં કુશળ એવા મને દૈવયોગથી દુષ્ટ બુદ્ધિ પ્રાપ્ત થઇ ॥૨॥ મે દુષ્ટ બુદ્ધિએ કરીને પોતાના ધર્મનો ત્યાગ કીધો ને પારકી સ્ત્રીનુ સેવન કર્યું અને નહિ પીવાનું તે પીવા માંડ્યું

॥ मणिग्रीव उवाच ॥ ॥ चमत्कारपुरेरम्येविद्वज्जनसमाकुले ॥ ममवासोऽभवत्तत्रधर्मपत्न्यासहद्विज ॥१॥ धनाढ्यस्यपवित्रस्यपरोपकृतिशालिनः ॥ २ ॥ कदाचिद्दैवयोगेनदुर्बुद्धिः समपद्यत ॥ २ ॥ निजधर्मपरित्यागः कृतोमेदुष्टबुद्धिना ॥ परस्त्रीसेवनंनित्यमपेयंपीयतेस्मह ॥ ३ ॥ चौर्यहिंसापरश्चाहंपरित्यक्तःस्वबंधुभिः ॥ बृहद्बलेनभूपेनमद्गृहंलुंठितंतदा ॥ ४ ॥ अवशिष्टंचयत्किंचिद्गृहीतंबंधुभिर्धनम् ॥ एवंतिरस्कृतः सर्वैर्वनवासमचीकरम् ॥ ५ ॥

॥ ૩ ॥ ચોરીને હિંસા કરવાવાળા મને ભાઇઓએ ત્યાગ કીધો ત્યારે ઘણા બળવાળા રાજાએ મારૂં ઘર લુટી લીધું. ॥ ૪ ॥ જે કંઈ બાકી રહ્યું તે ધન ભાઈઓએ લઇ લીધું. આ પ્રમાણે સઘળાઓએ ત્યાગ કર્યો. ત્યારે વનમાં રહેવા માંડ્યું ॥ ૫ ॥

દરરોજ જીવનો વધ કરી સ્ત્રીની સાથે જીવું છું આ ઘોર એવા વનમાં વસતા એવા દુષ્ટ આત્માવાળા ॥ ૬ ॥ અને પાપથી યુક્ત એવા મારા પર હે બ્રહ્મન્ હમણા દયા કરો. જુના પુણ્યના સમુદાયે કરીને આપ આ વનમાં આવ્યા છો ॥ ૭ ॥ હે મહામુનિ સ્ત્રી સાથે લઈને હું તમારે શરણે આવેલો છું ઉપદેશ રૂપ પ્રસાદથી કૃતાર્થ કરવાને તમે યોગ્ય છો. ॥ ૮ ॥ જેણે કરીને મારૂં ઉગ્ર દરિદ્ર ક્ષણવારમાં નાશ પામે અતુલ વૈભવને પામી જેમ સુખ

कृत्वाजीववधंनित्यंजीवेयंभार्ययासह ॥ एतस्मिन्विपिनेघोरेवसतोमेदुरात्मनः ॥६॥ कुरुष्वानुग्रहंब्रह्मन्पापयुक्तस्यसांप्रतम् ॥ प्राचीनपुण्यपुंजेनसंप्राप्तोगहनेभवान् ॥७॥तवाहंशरणंयातःसपत्नीकोमहामुने ॥ उपदेशप्रसादेनकृतार्थीकर्तुमर्हसि ॥ ८ ॥ येनमेतीव्रदारिद्र्यंविलयंयातितत्क्षणात् ॥ अतुलंवैभवंलब्ध्वाविचरामियथासुखम् ॥ ९ ॥ ॥ उग्रदेव उवाच ॥कृतार्थोसिमहाभाग यदातिथ्यंकृतंमम ॥ अतस्तेभाविकल्याणंसपत्नीकस्यसांप्रतम् ॥१०॥ विनाव्रतैर्विनातीर्थैर्विना दानैरयत्नतः ॥ दारिद्र्यंतेलयंयातितथानिर्धारितंमया ॥ ११ ॥

થાય તેમ કરૂં ॥ ૯ ॥ ઉગ્રદેવ બોલ્યા—હે મહાભાગ જેવારથી તેમારો અતિથિ સત્કાર કર્યો તે વારથીજ તું કૃતાર્થ થયો છે. એટલા કારણ માટે સ્ત્રી સહિત તારૂં હમણા અને આવતા જન્મમાં કલ્યાણ થશે. ॥ ૧૦ ॥ વ્રત વગર, તીર્થ વગર, દાન વગર, પ્રયત્ન વગર, તારૂં દરિદ્ર નાશ પામશે. તેવી રીતે મે ધારેલું છે ॥ ૧૧ ॥

આજથી ત્રીજો પુરૂષોત્તમ માસ છે. તે માસમા પ્રયત્નથી તમે સ્ત્રી પુરૂષે વિધિપૂર્વક ॥ ૧૨ ॥ પુરૂષોત્તમના સંતોષ
ને માટે દીપદાન કરવું. તે કરવાથી તારૂં ઉગ્ર દરિદ્ર મૂલ સાથે નાશ પામશે. ॥ ૧૩ ॥ વૈભવ હોય તો ઘીનો દીવો
કરવો. નહિતર તિલના તેલનો કરવો હમણા વનમાં રહેતા તારે તે બેમાં કંઇ નથી. ॥ ૧૪ ॥ હે પાપ રહિત

अतः परंतृतीयोस्तिमासः श्रीपुरुषोत्तमः ॥ भवद्भ्यांतत्रविधिनादंपतीभ्यांप्रयत्नतः ॥१२॥
कर्तव्यंदीपदानंचपुरुषोत्तमतुष्टये ॥ तेनतेतीव्रदारिद्र्यंसमूलंनाशमेष्यति ॥१३॥ तिलतैलेनकर्तव्यः
सर्पिषावैभवेसति ॥ तयोर्मध्येनकिंचित्तेकाननेवसतोऽधुना ॥१४॥ इंगुदीजेनतैलेनदीपःकार्यस्त्व
यानघ ॥ यावन्मासंसनियमंमणिग्रीवस्त्रियासह ॥१५॥ अस्मिन्सरोवरेस्नात्वासहपत्न्यानिरंत
रम् ॥ एवमेवहिकर्तव्यंमासमात्रंत्वयावने ॥१६॥ अयमेवोपदेशस्तुसपत्नीकायमेकृतः॥ त्वदाति
थ्यप्रसन्नेनमया निगमनिश्चितम् ॥ १७ ॥

મણિગ્રીવ. તારે સ્ત્રીની સાથે જ્યાં સુધી માસ પૂરો થાય ત્યાં સુધી ઈંગોલાના તેલનો દીવો કરવો. ॥ ૧૫ ॥
આ સરોવરમાં દરરોજ સ્ત્રીની સાથે સ્નાન કરવુ. આ પ્રમાણે વનમાં તારે એક માસ કરવું. ॥ ૧૬ ॥ તારા અતિથિ
ના સત્કારથી પ્રસન્ન થયેલા મે વેદથી નિશ્ચય કરેલું કે આજ ઉપદેશ સ્ત્રી સહિત તમને કરવો. ॥ ૧૭ ॥

બીજે પ્રકારે પણ દીવાનું દાન મનુષ્યોની લક્ષ્મીનો વધારો કરનારૂં છે. તે પુરૂષોત્તમ માસમાં વિધિપૂર્વક કર્યું હોય તો લક્ષ્મીનો વધારો કરે એમાં વધારે શું કહેવું. ॥ ૧૮ ॥ વેદમાં કહેલા કર્મ નાના પ્રકારના દાનો તે પુરૂષોત્તમ માસમાં દીપદાનની સોળમી કલાને પોંચી શકતા નથી. ॥ ૧૯ ॥ સઘળા તીર્થો, સઘળા શાસ્ત્રો એઓ પુરૂષોત્તમ માસમાં દીપદાનની સોળમી કલાને પોંચી શકતા નથી. ॥ ૨૦ ॥ યોગ, જ્ઞાન સાંખ્યશાસ્ત્ર સઘળા તંત્રો પુરૂષોત્તમ

अन्यपादीपदानंहिरमावृद्धिकरंनृणाम् ॥ विधिनाक्रियमाणंचेत्किंपुनः पुरुषोत्तमे ॥१८॥ वेदोक्तानिचकर्माणिदानानिविविधानिच ॥ पुरुषोत्तमदीपस्यकलांनार्हंतिशोंडषोम् ॥१९॥ तीर्थानिसकलान्येवशास्त्राणिसकलानिच ॥ पुरुषोत्तमदीपस्यकलांनार्हंतिषोडशीम् ॥२०॥ योगोज्ञानंतथासांख्यंतंत्राणिसकलान्यपि ॥ पुरुषोत्तमदीपस्यकलांनार्हंतिषोडशीम् ॥२१॥ कृच्छ्रचांद्रायणादिनिव्रतानिनिखिलानिच ॥ पुरुषोत्तमदीपस्यकलांनार्हंतिषोडशीम् ॥२२॥वेदाभ्यासोगयाश्राद्धंगोमतीतटसेवनम् ॥ पुरुषोत्तमदीपस्यकलांनार्हंतिषोडशीम् ॥ २३ ॥

માસના દીપદાનની સોળમી કલાને પોંચી શકતા નથી. ॥ ૨૧ ॥ કૃચ્છ ચાંદ્રાયણ વિગેરે સઘળા વ્રતો પણ પુરૂષો-તમ માસમાં દીપદાનની સોળમી કલાને પોંચી શકતા નથી. ॥ ૨૨ ॥ વેદનો અભ્યાસ ગયામાં શ્રાદ્ધ, ગોમતીના કીનારાનું સેવન કરવું એ પુરૂષોત્તમ માસના દીપદાનની સોળમી કલાને પોંચી શકતા નથી. ॥ ૨૩ ॥

હજારો ગ્રહણ, સો વ્યતીપાતો પુરૂષોત્તમ માસના દીપદાનની સોળમી કલાને પોંચી શકતા નથી. ॥ ૨૪ ॥ કુરૂ વિગેરે ઉત્તમ ક્ષેત્રો દંડક વિગેરે વનો પુરૂષોત્તમ માસના દીપદાનની સોળમી કળાને પોંચી શકતા નથી. ॥ ૨૫ ॥ હે પુત્ર આ અત્યંત છાનું તે કોઇને કહેવું નહિં. ધન, ધાન્ય, પશુ સમુદાય પુત્ર પૌત્ર યશને આપવાવાળુ છે. ॥ ૨૬ ॥ આ દીપદાન વાંઝણીના વાંઝયાપણાને નાશ કરનારૂં અને સ્ત્રીઓના વિધવાપણાને નાશ કરનારૂં છે. રાજયથી ભ્રષ્ટ થયા હોય તેને રાજ આપનારૂ મનુષ્યોને ધારેલા અર્થને આપનારૂં છે. ॥ ૨૭ ॥ કન્યા ઘણા કાળ સુધી જીવવાવાળો ગુણવાળો એવા

उपरागसहस्त्राणिव्यतीपातशतानिच ॥ पुरुषोत्तमदीपस्यकलांनार्हंतिषोडशीम् ॥ २४ ॥
कुर्वादिक्षेत्रवर्याणिदंडकादिवनानिच ॥ पुरुषोत्तमदीपस्यकलांनार्हंतिषोडशीम् ॥ २५ ॥ एतद्गुह्य
तमंवत्सनाख्येयंयस्यकस्यचित् ॥ धनधान्यपशुव्रातपुत्रपौत्रयशस्करम् ॥ २६ ॥ वंध्यावंध्यत्वश
मनमवैधव्यंकरस्त्रिया : ॥ राज्यदंराज्यभ्रष्टस्यचिंतितार्थकरंनृणाम् ॥ २७ ॥ कन्याविंदेतभर्तारं
गुणिनंचिरजीविनम् ॥ कांतार्थीलभतेकांतांसुशीलांचपतिव्रताम् ॥ २८ ॥ विद्यार्थीलभतेविद्यांसु
सिद्धिंसिद्धिकामुक : ॥ कोशकामोलभेत्कोशंमोक्षार्थीमोक्षमाप्नुयात् ॥ २९ ॥

સ્વામીને પ્રાપ્ત કરે છે. પુરૂષ સારા આચરણવાળી અને પતિવ્રતા સ્ત્રીને પ્રાપ્ત કરે છે. ॥૨૮॥ વિદ્યાર્થી વિદ્યાને પ્રાપ્ત કરે છે. સિદ્ધિની ઇચ્છાવાળા સિદ્ધિ મેળવે છે. ધનની ઇચ્છાવાળો ધનને પ્રાપ્ત કરે છે. મોક્ષની ઇચ્છાવાળો મોક્ષ પ્રાપ્ત કરે છે. ॥ ૨૯ ॥

જે કોઈ પુરૂષો-તમ માસમાં વિધિ વગર શાસ્ત્ર વગર ગમે તે કોઈ ઠેકાણે દીપદાન કરે છે. સઘળા ઇચ્છિત ફળ ને પ્રાપ્ત કરે છે. ॥ ૩૦ ॥ હે વત્સ વિધિપૂર્વક પ્રયત્નથી દીપદાન કરે તો તેનું ફળ વધારે હવે શું કહેવું. તેટલા કારણ માટે શ્રી પુરૂષોત્તમ માસમાં દીવો કરવો. ॥ ૩૧ ॥ મે આજે તને આ ઉગ્ર દરિદ્રને નાશ કરવાવાળું દીપદાન કહ્યું. તારી સેવાથી સંતોષ થયો છુ. તારૂં કલ્યાણ થાવ. હું જઇશ ॥ ૩૨ ॥ અગસ્ત્ય બોલ્યા—આ પ્રમાણે કહી

विनाविधिंविनाशास्त्रंयःकुर्यात्पुरुषोत्तमे ॥ दीपंतुयत्रकुत्रापिकामितंसर्वमाप्नुयात् ॥३०॥
किंपुनर्विधिनावत्सदीपंकुर्यात्प्रयत्नत : ॥ तस्माद्दीप : प्रकर्त्तव्योमासेश्रीपुरुषोत्तमे ॥ ३१ ॥ एत
दुक्तंमयातेद्यतीव्रदारिद्र्यनाशनम् ॥ स्वस्तितेस्तुगमिष्यामिसंतुष्टःसेवयातव ॥ ३२ ॥ ॥ अगस्त्य
उवाच ॥ ॥इत्युक्त्वाविप्रवर्योसौप्रयागंसंजगामह॥द्विभुजंमुरलीहस्तंमनसाश्रीहरिंस्मरन् ॥ ३३ ॥
अनुगत्वोग्रदेवंतंकियन्मासंनिजाश्रमात् ॥ पुनरावव्रतुर्नत्वादंपतिहृष्टमानसौ ॥ ३४ ॥ आसाद्य
स्वाश्रमंभक्त्यापुरुषोत्तममानसौ ॥ निन्यतुर्मासयुगलंद्विजभक्तिपरायणौ ॥ ३५ ॥

ને બે હાથવાળા. મુરલી છે હાથમાં જેને એવા શ્રી હરિનું મનથી સ્મરણ કરતો આ શ્રેષ્ટ બ્રાહ્મણ પ્રયાગ પ્રત્યે ગયો. ॥ ૩૩ ॥ પોતાના આશ્રમથી કેટલેક દૂર સુધી તે ઉગ્રદેવને પછવાડી જઈ વળાવીને પગે લાગીને પ્રસન્ન મન વાળા તે સ્ત્રી પુરૂષ પાછા વળ્યા ॥ ૩૪ ॥ પોતાના આશ્રમાં આવી ભક્તિ વડે પુરૂષોત્તમમાં મનવાળા બ્રાહ્મણની ભકિત કરવામાં આસકત એવા તે સ્ત્રી પુરૂષોએ બે માસ કાઢયા ॥ ૩૫ ॥

એ માસ ગયા પછી શ્રીમાન્ પુરૂષોત્તમ માસ આવ્યો. ગુરૂની ભક્તિમાં તત્પર એવા સ્ત્રી પુરૂષે પુરૂષોત્તમ માસમાં દીપસ્થાપન કર્યું ॥ ૩૬ ॥ તે એવી રીતે કે વૈભવને માટે આલસ રહિત તેઓએ ઇંગોરાના તેલનો દીવો કર્યો. આ પ્રમાણે કરતાં તેઓનો પુરૂષોત્તમ માસ ગયો ॥ ૩૭ ॥ ઉગ્રદેવના પ્રસાદે કરી નાશ પામ્યા છે. મનના મેલો તેજના એવા કાલના વશ થઇ ઈન્દ્રપુરીમાં ગયાં ॥ ૩૮ ॥ ત્યાંના ભોગ ભોગવીને ઉગ્રદેવના

गतेमासद्वयेश्रीमानागतःपुरुषोत्तमः ॥ तौतस्मिंश्चक्रतुर्दीपंगुरुभक्तिपरायणौ ॥ ३६ ॥ इंगुदीजेनतैलेनवैभवार्थमतंद्रितौ ॥ एवंतयोः कृतवतोर्जगामपुरुषोत्तमः ॥ ३७ ॥ उग्रदेवप्रसादेनविनिर्धूतमनोमलौ ॥ कालस्यवशमापन्नौपुरंदरपुरींगतौ ॥ ३८ ॥ तत्रत्यंभोगमासाद्यपृथिव्यांभारताजिरे ॥ उग्रदेवप्रसादेनवरंजनुरवापतुः ॥ ३९ ॥ वीरबाहुसुतस्त्वंचचित्रबाहुरितिश्रुतः ॥ पूर्वस्मिन्योमणिग्रीवोमृगहिंसापरायणः ॥ ४० ॥ इयंचंद्रकलानाम्नीमाहिषीयाधुनातव ॥ सुंदरीतिसमाख्यातापुनर्जनुषितेऽगना ॥ ४१ ॥

પ્રસાદથી પૃથ્વિમાં ભરતખંડ રૂપ આરણામાં તે સ્ત્રી પુરૂષ ઉત્તમ જન્મ પામ્યા ॥ ૩૯ ॥ પૂર્વ જન્મમાં જે મૃગની હિંસા કરવાને તત્પર એવા મણિગ્રીવ હતો તે વિરબાહુના પુત્ર ચિત્રબાહુ નામે પ્રસિદ્ધ છે. ॥ ૪૦ ॥ પૂર્વ જન્મમાં તારી સ્ત્રી સુંદરી નામે હતી. તે આ હમણા ચંદ્રકલા નામે તમારી પટ્ટરાણી થઇ છે. ॥ ૪૧ ॥

પતિવ્રતના ધર્મે કરી આજે તમારા અર્ધા અંગને હરણ કરનારી થઈ છે. જે સ્ત્રી પતિવ્રતા હોય તે પતિના પુણ્યમાં અર્ધા ભાગવાળી થાય છે. ॥ ૪૨ ॥ શ્રી પુરૂષોત્તમ માસમાં ઇંગોરાના તેલનું દીપદાન કરેલું માટે તારૂં રાજ્ય શત્રુ વગરનું છે. ॥ ૪૩ ॥ પુરૂષોત્તમ માસમાં ઘીથી અથવા તિલના તેલનો દીવો અખંડ જે કોઈ કરે છે તેને આ પ્રકારનું ફળ મળે તેમાં શું નવાઇ છે. ॥ ૪૪ ॥ પુરૂષોત્તમ માસના દીપદાનનું આ ફલ છે એમાં કંઇ પણ સંદેહ નથી. તો ફરીને પુરૂષોત્તમનું ઉપવાસ વિગેરેથી વ્રત કરે તેને ફળ મળે એમાં ફરી શું કહેવું ॥ ૪૫ ॥ વાલ્મીકિ બોલ્યા

**पातिव्रत्येनधर्मेणतवाद्यांगार्धहारिणी ॥ पतिव्रताहियानारीपतिपुण्यार्धभागिनी ॥ ४२ ॥ कृतेनदीपदानेनमासेश्रीपुरुषोत्तमे ॥ इंगुदीजेनतैलेनतवराज्यमकंटकम् ॥ ४३ ॥ किंपुनःसर्पिषा दीपंतिलतैलेनवापुन : ॥ यःकरोतिह्यखंडंवैमासेश्रीपुरुषोत्तमे ॥ ४४ ॥ पुरुषोत्तमदीपस्यफलमेत न्नसंशय : ॥ किंपुनश्चोपवासाद्येश्चव्रतःपुरुषोत्तमम् ॥ ४५ ॥ ॥ वाल्मीकिरुवाच ॥ ॥ चित्रबा हुचरितंपुरातनंसान्नेरुप्यकलशोद्भवोमुनिः ॥ सत्कृतिंसमधिगम्यतत्कृताःक्षयाशिषमुदीर्यनिर्य यौ ॥ ४६ ॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेदृढधन्वोपाख्या नेदीपमाहात्म्यकथनंनामचतुर्विंशोऽध्याय : ॥ २४ ॥**

કલશથી જન્મ પામેલા અગસ્ત્સ મુનિ જુનું ચિત્રબાહુનુ ચરિત્ર કહીને તેણે કરેલા સત્કારને ગ્રહણ કરીને અક્ષય આશીર્વાદ બોલીને ચાલતા થયા. ॥ ૪૬ ॥ ઇતિશ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં શ્રી નારાયણને નારદ સંવાદે દ્રઢધન્વાના આખ્યાનમાં દીપદાન માહાત્મ્ય કથન નામનો ચોવિશમો અધ્યાય સમાપ્ત.

દઢધન્વા બોલ્યા—ત્યાર પછી હે મુનિ હે બ્રાહ્મણ પુરૂષોત્તમ માસના વ્રતવાળા મનુષ્યોએ ઉદ્યાપનનો ઉદ્યાપન કેવી રીતે કરવું વિધિ સારી રીતે મારા પર કૃપા લાવીને કહો. ॥૧॥ વાલ્મીકિ બોલ્યા—શ્રી પુરૂષોત્તમ માસમાં વ્રત સંપૂર્ણ થવા માટે સારી રીતે ઉદ્યપનનો વિધિ સંક્ષેપપક્ષથી કહું છું ॥ ૨ ॥ પુરૂષો-તમ માસમાં કૃષ્ણ પક્ષમાં ચોદશ, નોમ, આઠમ તેમાંથી એક દિવસે ઉદ્યાપન કરવાનું કહ્યું છે. ॥ ૩ ॥ આ પુણ્યકારક પુરૂષોત્તમ માસમાં યથોક્ત પ્રમાણે સાહિત્ય સંપાદન

**॥दृढधन्वोवाच॥ ॥ अथसम्यग्वदब्रह्मन्नुद्यापनविधिंमुने ॥ पुरुषोत्तममासीयव्रतिनाकृपयानृणाम् ॥ १ ॥ वाल्मीकिरुवाच ॥ ॥ समासतःप्रवक्ष्यामिमासेश्रीपुरुषोत्तमे ॥ उद्यापनविधिंसम्यग्व्रतसंपूर्णहेतवे ॥ २ ॥ कृष्णपक्षेचतुर्दश्यांनवम्यांपुरुषोत्तमे ॥ अष्टम्यांवाथकर्तव्यमुद्यापनमुदिरितम् ॥ ३ ॥ यथालब्धोपहारेषमासेश्रीपुरुषोत्तमे ॥ पुण्येस्मिन्प्रातरुत्थायकृत्वापौर्वाह्णिकीः क्रियाः ॥ ४ ॥ समाहितमनाभूत्वात्रिंशद्विप्रान्निमंत्रयेत् ॥ सपत्नीकान्सदाचारान्विष्णुभक्तिपरायणान् ॥ ५ ॥ यथाशक्त्याथवासप्तपंचाविप्रानुसारतः ॥ ततोमध्याह्नसमयेद्रोणमानेनभूपते ॥ ६ ॥**

કરી સવારમાં ઊઠી પહેલા ભાગની ક્રિયા કરી. ॥ ૪ ॥ સાવધ મનવાળા થઈ સદાચારવાળા વિષ્ણુની ભકિત કરવામાં તત્પર સ્ત્રી સહવતમાન એવા ત્રિશ બ્રાહ્મણોને આમંત્રણ કરવું. ॥ ૫ ॥ અથવા દ્રવ્ય અનુકુળ હોય તો યથાશક્તિ પ્રમાણે સાત અથવા પાંચ બ્રાહ્મણોને આમંત્રણ કરવું. ત્યારપછી હે મહીપલ મધ્યાન્હ વખતે. ॥ ૬ ॥

અરધા અરધા મણુના પાંચ ધાન્ય અથવા તેનાથી અરધા અથવા તેના અરધા માપ પ્રમાણે પોતાની શકિત ના અનુસારથી ઉત્તમ એવું સર્વ તો ભદ્રમંડળ પુરવું. ॥ ૭ ॥ મંડળના ઉપર પવિત્ર કાણા વગરના શોભિત નાગર વેલના પાન યુકત સારા વસ્ત્રથી વીંટેલા નાળીએર યુક્ત એવા સોનાના અથવા ચાંદીના અથવા ત્રાંબાના અથવા મૃત્તિકાના ચાર કલશો. કૃષ્ણ વિગેરે ચાર દેવોની પ્રીતિને માટે ચાર દિશામાં સ્થાપન કરવા. ॥ ૮ ॥ ૯ ॥ ચાર

तदर्धेनतदर्धेननिजशक्त्यनुसारतः ॥ पंचधान्येनकुर्वीतसर्वतोभद्रमुत्तमम् ॥ ७ ॥
चत्वारःकलशाःस्थाप्याहैमावाराजताःशुभाः ॥ ताम्रावामृन्मयाःशुद्धाअव्रणामंडलोपरि ॥ ८ ॥
चतुर्दिक्षुचतुर्व्यूहप्रीतयेश्रीफलान्विता : ॥ स[illegible]ागवल्लीदलसमान्विताः ॥ ९ ॥वासुदेवंह
लधरंप्रद्युम्नंदेवमुत्तमम् ॥ अनिरुद्धंचतुर्ष्वेवस्थापयेत्कलशेषुच ॥ १० ॥ पुरुषोत्तमव्रतारंभेस्थापि
तंपुरुषोत्तमम् ॥ सराधंदेवदेवेशंकलशेनसमान्वितम् ॥ ११ ॥ ततआनीयतन्मध्येमंडलोपरिविन्य
सेत् ॥ आचार्यंवैष्णवंकृत्वावेदवेदांगपारगम् ॥ १२ ॥

કલશમાં કૃષ્ણ, હલધર, પ્રદ્યુમન, અનિરૂદ્ધ ઉત્તમ એવા ચારે દેવોની મૂર્તિ સ્થાપન કરવી. ॥ ૧૦ ॥ પુરૂષોત્તમ માસ ના આરંભમાં દેવના દેવેશ રાધા સાથે સ્થાપન કરેલા પુરૂષોત્તમને કલશ યુકત ॥ ૧૧ ॥ ત્યાંથી આણીને તે ચાર કલશોના મધ્યે મંડળના ઉપર સ્થાપન કરવા. વેદને વેદના અંગોને જાણનાર વિષ્ણુના ભકત એવા આચાર્ય કરીને ॥૧૨॥

पु० जप करवाने सारुं चार ब्राह्मणोनी वरुणी करवी. तेओने बब्बे वस्त्र तथा हाथनी वींटी विगेरे साहित्य आपवुं मा०
॥ १३ ॥ आचार्यने हर्षथी वस्त्र घरेणा विगेरेथी सणगारी पछी देहनी शुध्धि सारु प्रायश्चित करवुं. ॥ १४ ॥
अ० त्यांरपछी स्त्री सहवर्तमान प्रथम कहेली विधि प्रमाणे पूजा करवी. पछी वरुणी करेला चार ब्राह्मणोए चार देव चार २५
प्रकारना जुदा जुदा जप करवा. ॥ १५ ॥ चार दिशामां चार ऊंचा दीवा करवा त्यार

विप्राश्चत्वारएवात्रवरणीयाजपार्थिना ॥ देदेवस्त्रेचदातव्येहस्तमुद्रादिसंयुते ॥ १३ ॥ आचार्यं समलंकृत्यवस्त्रभूषादिभिर्मुदा ॥ ततोदेहविशुद्ध्यर्थंप्रायश्चितंसमाचरेत् ॥ १४ ॥ ततःपूर्वोक्तविधिनापूजाकार्यासहस्त्रिया ॥ चतुर्व्यूहजपःकार्योवृतैर्विप्रैश्चतुर्विधः ॥ १५ ॥ चतुर्दिक्षुप्रकर्तव्यादीपाश्चत्वारउच्छ्रिताः ॥ अर्घ्यदानंततःकार्यंनारिकेलादिभिःक्रमात् ॥ १६ ॥ पंचरत्नसमायुक्तैर्जानुभ्यांसक्तभूतलः ॥ स्वपाणिपुटमध्यस्थैर्यथालब्धैःफलैःशुभैः ॥ १७ ॥ श्रद्धाभक्तिसमायुक्तःसपत्नीकोमुदान्वितः ॥ अर्घ्यंदद्यात्प्रहृष्टेनमनसाश्रीहरिंस्मरन् ॥ १८ ॥

पछी अनुक्रमथी नाळीएर विगेरेथी अर्घ्यदान करवुं ॥ १६ ॥ ते एवी रीते के पृथ्वीपर बेउ घुंटण मुकीने
:०४ पोताना हाथ रुपी अजलिना मध्यमां रहेला पंच रत्नथी युक्त जे प्रमाणे मेळवेला शुभ एवा फ्ळोथी ॥१७॥ श्रध्धाने
 भकितथी युकत स्त्री सहित आनंद युकत परम संतुष्ट अंतःकरण वडे श्री हरिनुं स्मरण करतां अर्घ्य दान आपवुं ॥१८॥ 

તે આ શ્લોક ભણીને હે દેવ. હે પુરાણ પુરૂષોત્તમ તમને નમસ્કાર હો. હે હરિ રાધા સહિત આપ મે આપેલા અર્ધ્યને ગ્રહણ કરો. ॥૧૯॥ નુતન મેઘના સરખા શ્યામ, બે હાથ વાળા. મુરલીને ધારણ કરનાર. પીલા વસ્ત્રને ધારણ કરનાર રાધા સહિત એવા દેવ પુરૂષોત્તમને હું વંદન કરૂં છું. ॥ ૨૦ ॥ આ પ્રમાણે હરિ એવા રાધા સહિત પુરૂષોત્તમને પગે લાગી. ચતુર્થી વિભકિત જે જેના અંતમાં એવા નામ મંત્રોથી તલનો હોમ કરવો ॥ ૨૧ ॥ હોમ કર્યા પછી એ મંત્રોથી તર્પણ

**अर्घ्यमंत्रः ॥ देवदेवनमस्तुभ्यंपुराणपुरुषोत्तम॥गृहाणार्घ्यंमयादत्तंराधयासहितोहरे॥ १९ ॥ वंदेनवघनश्यामंद्विभुजंमुरलीधरम् ॥ पीतांबरधरंदेवंसराधंपुरुषोत्तमम् ॥ २० ॥ एवंभक्त्याहरिंनत्वासराधंपुरुषोत्तमम् ॥ चतुर्थ्यंतैर्नाममंत्रैस्तिलहोमंचकारयेत् ॥ २१ ॥ ततस्तदंतेतन्मंत्रैः कार्येतर्पणमार्जने ॥ नीराजयेत्ततोदेवंसराधंपुरुषोत्तमम् ॥ २२ ॥ ॥ अथनीराजनमंत्रः ॥ ॥ नीराजयामिदेवेशंनीलोत्पलदलच्छविम् ॥ राधिकारमणंप्रेम्णाकोटिकंदर्पसुंदरम् ॥ २३ ॥ ॥ अथध्यानम् ॥ ॥ अंतर्ज्योतिरनंतरत्नरचितेसिंहासनेसंस्थितंवंशीनादविमोहितव्रजवधूवृंदावनेसुंदरम् ॥ ध्यायेद्राधिकयासकौस्तुभमणिप्रद्योतितोरःस्थलंराजद्रत्नकिरीटकुंडलधरंप्रत्यग्रपीतांबरम् ॥ २४ ॥**

ને માર્જન કરાવવું. ત્યાર પછી રાધા સહિત પુરૂષોત્તમની આરતી કરવી ॥ ૨૨ ॥ આર્તીનો મંત્ર નીલ કમળના સરખા કાન્તીવાળા કરોડ કામ દેવના જેવા સુંદર રાધાના પતિ એવા દેવેશની પ્રેમથી હું આર્તિ કરૂં છું. ॥૨૩॥ ધ્યાનનો શ્લોક હૃદયાંતર્ગત જ્યોતીર્મય ઘણાજ રત્નોથી રચનાને કરેલા એવા સિંહાસન પર બેઠેલા. બંસીના શબ્દથી મોહ પમાડી છે વ્રજની ગોપીઓ તે જેને વિશે એવા વૃંદાવનમાં સુંદર. કૌસ્તુભમણી સહિત પ્રકાશમાન છે. વૃક્ષસ્થાળ તે જેનું દેદીપ્ય રત્નમય કિરીટ કુંડળને ધારણ કરનાર નવા પિતાંબરને ધારણ કરનાર એવા રાધા સહિત પુરૂષોત્તમનું ધ્યાન કરવું ॥૨૪॥

૧૫

પુ૦ ત્યારપછી રાધા યુકત હરિને પુષ્પાંજલિ આપીને સ્ત્રી સહવર્તમાન પુરૂષે મા૦
સાષ્ટાંગ નમસ્કાર કરવો ॥ ૨૫ ॥નૂતન મેધના સરખા શ્યામ પીળા વસ્ત્રને ધારણ કરનાર અચ્યુત શ્રી વત્સના લાંછન
અ૦ થી દેદીપ્યમાન છે. વૃક્ષસ્થળ તે જેનું એવા રાધા સહિત પુરૂષો તમને નમું છે. ॥ ૨૬ ॥ પછી સુવર્ણ સહિત પૂર્ણ ૨૫
પાત્ર બ્રાહ્મસ્થાન સ્થિત બ્રાહ્મણને આપવું ત્યારપછી હર્ષથી આચાર્યને ઘણી દક્ષિણા આપવી. ॥૨૭॥ સ્રીયુકત

ततःपुष्पांजलिंदत्वाराधिकासहितेहरौ ॥ नमस्कारंप्रकुर्वीतसाष्टांगंगृहिणीयुतः ॥ २५ ॥
नौमिनवघनश्यामंपीतवासममच्युतम् ॥ श्रीवत्सभासितोरस्कंराधिकासहितंहरिम् ॥ २६ ॥ पूर्ण
पात्रंततोदद्याद्ब्रह्मणेसहिरण्यकम् ॥ आचार्यायततोदद्याद्दक्षिणांविपुलांमुदा ॥२७॥ आचार्यंतोषये-
द्भक्त्यावस्त्रैराभरणैरपि॥ सपत्नीकंततोदद्यादृत्विग्भ्योदक्षिणांपराम् ॥२८॥ धेनुरकाप्रदातव्यासुशी
लाचपयस्विनी ॥ सचैलाचसवत्साचघंटाभरणभूषिता ॥२९॥ ताम्रपृष्टीहेमशृंगीरौप्यखुरभूषि-
ता ॥ घृतपात्रंततोदद्यात्तिलपात्रंतथैवच ॥ ३० ॥

૨૦૬ આચાર્યને ભક્તિથી વસ્ત્રને આભૂષણોથી સંતોષ કરવા ત્યારપછી બીજા વરૂણીવાળા બ્રાહ્મણોને ઘણી દક્ષીણા આપવી.
૨૦૩ ॥ ૨૮ ॥ સર્વદા ગરીબ દુધદેનારી, રેશમી વસ્ત્ર યુકત વાછરડા સહિત ઘંટાને ઘરેણાથી શણગારેલી ॥ ૨૯ ॥ તાંબાની
પીઠ, સુવર્ણના શીંગડાવાળી રૂપાની ખરીઓથી શોભિત એવી એક ગાય આપવી. પછી ઘીનું પાત્ર તલનું પાત્ર આપવું. ॥ ૩૦॥ ૨૦૩

સ્ત્રી પુરૂષને વસ્ત્ર સહિત ઊમા મહેશ્વરની મૂર્તિઓ આપવી આઠ પ્રકારના પદ તથા જોડા આપવા. ॥ ૩૧ ॥ શકિત હોય તો વૈષ્ણવ બ્રાહ્મણને શ્રીમદ્ ભાગવતનાપુસ્તકનુ પુસ્તકનું દાન આપવું વિલંબ ન કરવો કેમકે આયુષ્ય ચલાયમાન છે. એવો મુખ્ય વિચાર કરવો ॥ ૩૨ ॥ વૈષ્ણવ પંડિત એવા બ્રાહ્મણને જે કોઈ ભગવાન્ રૂપ આશ્ચર્યકારિક, એવું શ્રીમદ્‌ભાગવતનું પુસ્તક આપવું. ॥ ૩૩ ॥ તે કરોડ કુલનો ઉદ્ધાર કરી અપ્સરાઓના સમૂહથી સેવન કરાયેલો

**उमामहेश्वरंदद्याद्दंपत्योःपरिधायकम् ॥ पदमष्टविधंदद्यादुपानद्युगुलंतथा ॥३१॥ श्रीमद्भागवतं-दद्याद्वैष्णवायद्विजन्मने ॥ शक्तिश्चेन्नविलंबेतचलमायुर्विचारयन् ॥३२॥ श्रीमद्भागवतंसाक्षाद्भगवद्रुपमद्भुतम् ॥ योदद्याद्वैष्णवायैवपंडितायद्विजन्मने ॥३३॥ सकोटिकुलमुद्धृत्यह्यप्सरोगणसेवितः ॥ विमानमधिरुह्यैतिगोलोकंयोगिदुर्लभम् ॥३४॥ कन्यादानसहस्राणिवाजपेयशतानिच ॥स-धान्यक्षेत्रदानानितुलादानानियानिच ॥३५॥ महादानानियान्यष्टौछंदोदानानियानिच ॥ श्रीभा-गवतदानस्यकलांनार्हंतिषोडशीम् ॥३६॥**

વિમાનમાં બેસી યોગિ પુરૂષોને દુર્લભ એવા ગોલોકને પામે છે. ॥ ૩૪ ॥ હજાર કન્યાદાન સોવાજપેય યજ્ઞો ધાન્ય ઉગેલા ક્ષેત્રના દાનો અનેક પ્રકારનું તુલાદાના ॥ ૩૫ ॥ આઠ પ્રકારના મહાદાન વા વેદ વિદ્યાદાનો છે. તેઓ શ્રીમદ્ ભાગવતના દાનની સોળમી કલાને પહોંચી શકતા નથી. ॥ ૩૬ ॥

તે માટે પ્રયત્નથી વૈષ્ણવ બ્રાહ્મણને વસ્ત્ર આભૂષણથી શોભિતકરી સુવર્ણના સિંહાસન પર મુકેલું એવું શ્રીમદ્ ભાગવતનું દાન આપવું ॥ ૩૭ ॥ મધ્ય ભાગમાં ત્રિશ ત્રિશ માલપૂડા મુકેલા એવા ત્રિશકાંશાના સંપુટો ત્રીશ બ્રાહ્મણને દેવા. ॥ ૩૮ ॥ હે મહીપતિ દરેક માલપૂડાના જેટલા કાંણા હોય તેટલા વર્ષ મનુષ્ય વૈકુંઠ માં રહે છે. ॥ ૩૯ ॥ ત્યાંથી જયાં જઇને પાછા નથી અવાતું. જુના તેજના સ્થાનરૂપ યોગિઓએ દુઃખથી પ્રાપ્ત કરેલા નિર્ગુણ

तस्माद्यत्नेनतद्देयंवैष्णवायद्विजन्मने ॥ संभूष्यवस्त्रभूषाभिर्हेमासिंहासनास्थितम् ॥३७॥ कांस्यानिसंपुटान्येवत्रिंशद्देयानिसर्वथा ॥ त्रिंशत्त्रिंशदपूपैश्चमध्येसंपूरितानिच ॥३८॥ प्रत्यपूपंतु-यावंतिछिद्राणिपृथिवीपते ॥ तावद्वर्षसहस्त्राणिवैकुंठेवसतेनरः ॥३९॥ ततःप्रयातिगोलोकंनिर्गु-णंयोगिदुर्लभम् ॥ यद्गत्वाननिवर्ततेज्योतिर्धामसनातनम् ॥४०॥ सार्द्धप्रस्थद्वयंकांस्यसंपुटंपरि कीर्तितम् ॥ निर्धनेनयथाशक्त्याकार्याणिव्रतपूर्तये ॥ ॥४१॥ अथवापूपसामग्रीमपक्वांस्फलां-पराम् ॥ तत्राधायप्रदेयानिपुरुषोत्तमप्रीतये ॥४२॥

એવા ગોલોકમાં છે ॥ ૪૦ ॥ અઢીશેર વજનનું કાંસાનું સંપુટ. કહ્યું છે તો પ્રથક પ્રથક પાત્ર અઢીશેર વજનનું લેવું નિર્ધન માણસે વ્રત સંપૂર્ણ થવા માટે યથાશક્તિ પ્રમાણે દાન કરવા. ॥ ૪૧ ॥ અથવા માલપૂડાની કાચી સામગ્રી તે પાત્રમાં મુકી ઉત્તમ ફલ સહિત. પુરૂષો-તમની પ્રીતિને માટે આપવા. ॥ ૪૨ ॥

હે નરોના અધિપતિ. આમંત્રણ કરેલા સ્ત્રી સહવર્તમાન બ્રાહ્મણોનો પુરૂષોત્તમનો સન્નિધપણામાં સંકલ્પ કરવો. ॥ ૪૩ ॥ પ્રાર્થના કરવી. હે જગતના આધારભૂત. હે જગતને આનંદદાયક. હે શ્રીકૃષ્ણ અહીંના તથા પરલોકના મારા સમંધી મનોરથ જલદી પૂરો. ॥ ૪૪ ॥ આ પ્રમાણે ગોવિંદ ભગવાનની પ્રાર्थना કરી. પુરૂષોત્તમનું

[illegible]त्रितानांविप्राणांसस्त्रीकाणांनराधिप ॥ संकल्पंचप्रकुर्वीतपुरुषोत्तमसन्नीधौ ॥ ४३ ॥ ॥ अथ प्रार्थना ॥ ॥ श्रीकृष्ण[illegible]रजगदानंददायक ॥ ऐहिकामुष्मिकान्कामान्निखिलान्पूरयाशुभे ॥ ४४ ॥ इ[illegible]र्थ्यगोविंदंभोजयेद्ब्राह्मणान्मुदा ॥ सपत्नी[illegible]न्सदाचारान्संस्मरन्पुरुषोत्तमम् ॥ ४५ ॥ सं[illegible]ज्यविधिवद्भक्त्याभोजयेद्घृतपायसैः ॥ विप्ररूपंहरि[illegible]त्वास्त्रीरूपांराधिकांस्मरन् ॥ ४६ ॥ भोजनस्यतुसंकल्पमाचरेद्विधिनाव्रती ॥ द्राक्षाभिःकदलीभिश्चचूतैश्चविविधैरपि ॥ ४७ ॥

સ્મરણ કરતાં હર્ષથી સદાચરણવાળા સ્ત્રી સહિત બ્રાહ્મણોને જમાડવાં ॥ ૪૫ ॥ બ્રાહ્મણ રૂપ હરિનું સ્મર્ણ કરી તથા સ્ત્રી રૂપ રાધિકાનું સ્મર્ણ કરતા ભકતીથી વિધિપૂર્વક પૂજા કરી ઘી દુધપાકથી જમાડવા ॥ ૪૬ ॥ વ્રતવાળાએ વિધિ વડે ભોજનનો સંકલ્પ કરવો. દ્રાખ. કેળા. કેરીઓ. નાના પ્રકારના ॥ ૪૭ ॥

ઘીમાં બનાવેલા પકવાન. સારા અડદના વડા. સાંકર-ઘી. રાબ કાકવી નરમ ગોળ બનાવેલું અન્ન ॥ ૪૮ ॥ ખડબુચા. કાકડીના શાક. આદુ. લિંબુ. બીજા નાના પ્રકારના શાકો. પાકી કેરીઓ. પ્રથક ॥ ૪૯ ॥ છ રસોની સાથે. મળેલા ચાર પ્રકારના ભોજનો અને સુંગંધવાળા ગોરસોને ત્યાં પીરસી કોમળથી કહેવું. ॥ ૫૦ ॥ હે પ્રભો. હે બ્રાહ્મણ

घृतपाचितपक्वान्नैःशुभैश्चमाषकैर्वटैः ॥ शर्कराघृतपूरैश्चफाणितैःखंडमंडकै : ॥४८॥ ऊर्वारुकर्कटीशाकैरार्द्रकैश्चसुनिंबुकैः ॥ अन्यैश्चविविधःशाकैराम्रैःपक्वैःपृथक्पृथक् ॥४९॥ चतुर्धाभोजनैरेवषड्रसैःसहसंगतैः ॥ वासितान्गोरसांस्तत्रपरिवेष्यमृदुब्रुवन् ॥५०॥ इदंस्वादुमुदाभोज्यंभवदर्थप्रकल्पितम् ॥ याच्यतांरोचतेब्रह्मन्यन्मयापाचितंप्रभो ॥ ५१ ॥ धन्योस्म्यनुगृहीतोस्मिजातंमेजन्मसार्थकम् ॥ भोजयित्वामुदाविप्रान्देयास्तांबूलदक्षिणाः ॥५२॥एलालवंगकर्पूरनागवल्लीदलानिच ॥ कस्तूरीमुरमांसीचचूर्णंचखादिरंशुभम् ॥५३॥

આસ્વાદવાળું. આપને માટે બનાવેલું છે. હર્ષથી જમવા યોગ્ય. એવું મે રાંધેલું છે. જે આપને રોચે તે માગશો. ॥ ૫૧ ॥ મને ધન્યવાદ છે. હું અનગૃહ કરાયલો છું. મારો જન્મ સફળ થયો. આમ બોલી બ્રાહ્મણોને જમાડી હર્ષથી તાંબુલ દક્ષિણા આપવી. ॥ ૫૨ ॥ એલચી. લવંગ. કપૂર. જાવિત્રી. જાયફળ. કસ્તુરી. મુરમાસી અને સુંદર ખેરનો ભૂકો. ॥ ૫૩ ॥

એથી મેળવેલું ભગવાનને પ્રિય આપવા યોગ્ય એવું તાંબુલ છે તેથી એમ ધારી બ્રાહ્મણોને આદરથી તાંબુલ આપવુ. ॥ ૫૪ ॥ આ પ્રમાણે તાંબુલ બનાવી શ્રેષ્ઠ બ્રાહ્મણને જે કોઇ આપે છે. તે અહિંઆ સારા ભાગ્યવાળો થાય અને પરલોકમાં અમૃતનો ભોક્તા થશે. ॥ ૫૫ ॥ સ્ત્રીસહીત સંતોષ કરી હાથમાં લાડુ આપવા અને સ્ત્રીઓને વિધિથી શણગારેલી વૈંષ્ણવી (છાબડી) આપવી. ॥ ૫૬ ॥ તે બ્રાહ્મણોને ગામના પાદર સુધી તેઓને વળાવી રજા આપવી. મંત્રહીન

एतैश्चमीलितैर्देयंतांबूलंभगवत्प्रियम् ॥ तस्मादेवंविधायैवदेयंतांबूलमादरात् ॥५४॥ तांबूलंयो द्विजाग्र्यायएवंकृत्वाप्रयच्छति ॥ सुभगश्चभवेदत्रपरत्रामृतभुग्भवेत् ॥५५॥ परितोष्यसपत्नीका-न्हस्तेदद्याच्चमोदकान् ॥ पत्नीभ्योवैणवीर्दद्यादलंकृत्यविधानतः ॥५६॥ आग्रामांतमनुव्रज्यब्राह्म-णांस्तान्विसर्जयेत् ॥ मंत्रहीनेतिमंत्रेणक्षमाप्यपुरुषोत्तमम् ॥ ५७ ॥ यस्यस्मृत्येतिमंत्रेणनम-स्कृत्यजनार्दनम् ॥ यदूनंतत्तुसंपूर्णविधायविचरेत्सुखम् ॥ ५८ ॥ अन्नंविभज्यभूतेभ्योयथाभागम कुत्सयन् ॥ भुंजीतस्वजनैः सार्धंमिथ्यावादविवर्जितः ॥ ५९ ॥

એ શ્લોકથી પુરૂષોત્તમની પાસે ક્ષમા માગી. ॥ ૫૭ ॥ યસ્ય સ્મૃત્ય૦ એ શ્લોકથી જનાર્દન ભગવાનને નમસ્કાર કરી જે કર્મ માંન્યૂ ન હોય તે સંપૂર્ણ કરી સુખથી ફરવું. ॥ ૫૮ ॥ પ્રાણી માત્રોને યથા વિભાગ પ્રમાણે અન્ન વહેંચી આપી. મિથ્યાવાદને ત્યાગ કરી પોતાના સગાઓની સાથે પોતે ભોજન કરવું ॥ ૫૯ ॥

અમાવાસ્યાનો દિવસ આવે ત્યારે રાતે જાગરણ કરવું. રાધા સહીત સુવર્ણની પુરૂષોત્તમની મુર્તિની પૂજા કરવી ॥ ૬૦ ॥ અને પૂજાની અંતમાં પત્ની સહિત સંતોષ પૂર્વક પુરૂષોત્તમને નમસ્કાર કરી વ્રતવાળાએ રાધાસહિત પુરૂષોત્તમ દેવનું વિસર્જન કરવું. ॥ ૬૧ ॥ત્યારપછી આચાર્યને મૂર્તિ સાથે સર્વ સાહિત્ય આપવું. મરજીના અનુસાર પ્રમાણે યથાયોગ્ય અન્નદાન આપવું ॥ ૬૨ ॥ ગમે તે કોઇ ઉપાયથી આ પુરૂષોત્તમ માસનું વ્રત ઉત્તમ ભક્તિથી કરવું. દ્રવ્યના અનુસારથી

दर्शस्यदिवसेप्राप्तेकुर्याज्जागरणंनिशि॥ राधिकासहितंहैमंपूजयेत्पुरुषोत्तमम् ॥६०॥ पूजांते चनमस्कृत्यसपत्नीकोमुदान्वितः॥व्रतीविसर्जयेद्देवंसराधंपुरुषोत्तमम्॥६१॥आचार्यायततोदद्यादुपहारंसमूर्त्तिकम् ॥ अन्नदानंयथायोग्यंदद्यादिच्छानुसारतः ॥६२॥ येनकेनाप्युपायेनव्रतमेतत्समाचरेत् ॥ कुर्याच्चपरयाभक्त्यादानंवित्तानुसारतः ॥ ६३ ॥ नारीवाथनरोवापिव्रतमेतत्समाचरेत् ॥ दुःखदारिद्र्यदौर्भाग्यंनाप्नुयाज्जन्मजन्मनि ॥ ६४ ॥ येकुर्वंतिजनालोकेनानापूर्णमनोरथाः ॥ विमानान्यधिरुह्यैवयांतिवैकुंठ-त्तमम् ॥ ६५ ॥

દાન કરવુ ॥ ૬૩ ॥ સ્ત્રી અથવા પુરૂષ આ વ્રત કરે તો તે જન્મોજન્મમાં દુખ દરીદ્ર દુર્ભાગ્યપણાને પામતા નથી. ॥ ૬૪ ॥ સ્ત્રી જો આ વ્રત કરે તો તે વાંઝણી, કાક વંધ્યા, મૃત પુત્રવાળી વિધવા ભાઇઓ વગરની જન્મોજન્મમાં થતી નથી. ॥ નાના પ્રકારના મનોરથ પૂર્ણ કરવામાં તત્પર એવા જે લોકો આ પુરૂષોત્તમ માસનું વ્રત કરે છે તેઓ વિમાનમાં બેસી ઉત્તમ એવા વૈકુંઠમાં જાય છે. ॥ ૬૫ ॥

ભોજન કરતા પહેલા કિંચિત અન્ન લઈ भूपतयेनम : भूवनपनयेनम : ॥૪૬॥ भूतानांपतयेनमः धर्मायनम :. चित्रगुप्तायनमः भूतोम्योनम :. એમ કહી સર્વને જુદા જુદા અન્નના એક ગ્રાસ રૂપ બળિ આપવા ॥ ૪૭ ॥ ભોજન વખતે કોઇપણ સ્થળે રહેલા ક્ષુધા, તૃષાથી વ્યાકુળ થયેલા ભૂતગણ હોય તેમની સુખ પૂર્વક તૃપ્તિને માટે આ અક્ષય્ય હો. એમ ચિંતન કરી ગ્રાસમાત્ર અન્ન મુકવુ તથા તેના ઉપર જળ આપવુ ॥ ૪૮ ॥ પછી

भोजनात्किंचिदन्नाग्र्यमादायेवंसमुच्चरेत् ॥ नमोभूपतयेपूर्वंभुवनपनयेनम : ॥४६॥भूतानांपतयेपश्चाद्धर्मायचततोत्रलिम ॥ दत्वाचचित्रगुप्तायभूतेभ्यइदमुच्चरेत ॥ ४७ ॥ यत्रक्वचनसंस्थानांक्षुत्तृषोपहतात्मनाम् ॥ भूतानांतृप्तयेऽक्षय्यमिदमस्तुयथासुखम ॥ ४८ ॥ प्राणायापानसंज्ञायव्यानायचततःपरम् ॥ उदानायततोब्रूयात्समानायततःपरम् ॥ ४९ ॥ प्रणवंपूर्वमुच्चार्यस्वाहांतेचघृतप्लुतम् ॥ पंचकृत्वोग्रमेदन्नंजिह्वयानतुदंशयेत ॥ ५० ॥ ततश्चतन्मनाभूत्वाभुंजीतमधुरंपुर : ॥ लवणाम्लौतथामध्येकटुतिक्तौनतःपरम ॥ ५१ ॥

ॐ प्राणाय स्वाहा, ॐ अपानाय स्वाहा, ॐ व्यानाय स्वाहा, ॐ उदानाय स्वाहा, ॐ समानाय स्वाहा, આ પ્રમાણે પ્રણવાદિ, સ્વાહાન્ત, પૂર્વોકત મંત્રનો ઉચ્ચારણ કરી પાંચ વખત ઘૃત યુકત અન્નને કેવળ જીભ્હાથી ગળવું. પણ દાંતનો સ્પર્શ કરવો નહિ ॥ ૪૯ ॥ ૫૦ ॥ આ પ્રમાણે પ્રાણાહુતિ આપ્યા પછી તે પદાર્થની જગોએ અંતઃકરણ રાખી પ્રથમ મધુર. મધ્યે ક્ષાર તથા ખટાશ અને પાછળથી કડવુ તથા તિખુ એ રીતે પદાર્થ ખાવા ॥૫૧॥

પુરૂષે પ્રથમ રસદ્રવ યુક્ત અન્ન ખાવું મધ્યમાં, કઠીન અને અંત્યમાં પુનઃ રસદ્રવ યુક્ત પદાર્થો ખાવા. આમ કરવાથી બળ તથા આરોગ્યતાની વૃદ્ધિ થાય છે ॥ ૫૨ ॥ યતિએ પ્રથમ આઠ કોળીઆ ખાવા, વાનપ્રસ્થે સોળ કોળીઆ અને ગ્રહસ્થે બત્રીસ કોળીઆ લેવા તથા બ્રહ્મચારીએ યથાસ્મૃત ભોજન કરવું. ॥ ૫૩ ॥ બ્રાહ્મણોએ શાસ્ત્રવિરૂદ્ધ અર્થાત્ નિષિદ્ધ પદાર્થો ખાવા નહિં. શુષ્ક તથા વાસી અન્ન કદી પણ આહારમાં લેવું યોગ્ય નથી. ॥ ૫૪ ॥ વળી ઘી તથા દુધનો ત્યાગ કરી બીજા સર્વે પદાર્થો શેષ રહે તેમ ભોજન કરવું. ભોજનાંતે શેષ અન્ન ભાગ આંગળી ઉપર

प्राग्द्रवंपुरुषोश्रीयान्मध्येतुकठिनाशनम् ॥ अंतेपुनर्द्रवाशीतुबलारोग्येनमुंचति ॥ ५२ ॥
अष्टौग्रासामुनेर्भक्ष्याःषोडशारण्यवासिनः ॥ द्वात्रिंशच्चगृहस्थस्यत्वमितंब्रह्मचारिण : ॥ ५३ ॥
नाद्याच्छास्त्रविरुद्धंतुभक्ष्यभोज्यादिकंद्विज : ॥ अभोज्यंप्राहुराहारंशुष्कंपर्युषितंतथा ॥ ५४ ॥
सर्वंसशेषमश्रीयाद्घृतपायसवर्जितम् ॥ अग्रांगुलीषुतच्छेषंनिधायभोजनोत्तरम् ॥ ५५ ॥
जलपूर्णांजलिंकृत्वार्पात्वाचैवतदर्धकम् ॥ अग्रांगुलिस्थितंशेषंभूमौदत्त्वांजलेर्जलम् ॥ ५६ ॥
शेषंनिषिंचेन्मंत्रेवपठन्मंत्रमिमंबुधः अन्यथापापभाग्विप्रःप्रायश्चित्तेनशुद्ध्यति ॥ ५७ ॥

રાખીને ॥ ૫૫ ॥ જળથી પૂર્ણ અંજળી કરી તેમાંથી અર્ધ જળ પ્રાશન કરી પેલી આંગળી ઉપર શેષ રાખેલું અન્ન તે જળ સહિત ભૂમિપર મુકવું. ॥ ૫૬ ॥ આ શેષ અન્નાદિક ભૂમિ ઉપર નાંખતી વખતે બુદ્ધિશાળી મનુષ્યે નીચે મુજબ મંત્ર ભણવો. જો તે મંત્ર ન ભણે તો તે બ્રાહ્મણ પાપનો ભાગી થાય છે. તેમજ પ્રાયશ્ચિત્ત કર્યા સિવાય શુદ્ધ થતો નથી. ॥ ૫૭ ॥

રૌરવ તથા પૂયસ્થાન નામના નરક વિષે પદ્માર્બુદ વર્ષ પર્યંત વાસ કરનારા જે પ્રાણી છે તે યાચનો આપેલું ઉદક તેમની સમીપ અક્ષય્ય રહો. ॥ ૫૮ ॥ આ રીતે આ મંત્રથી જળ છાંટી દંતનું શોધન કરવું. પછી આચમન કરી ભિંજાયલા હાથથી કંઈક પાત્રને ખસેડીને ॥ ૫૯ ॥ પછી ઉઠીને બહાર જઇ સાવધાનતાપૂર્વક મટોડી તથા શુદ્ધ જળ વડે મુખ તથા હાથ શુદ્ધ કરવા ॥ ૬૦ ॥ પછી સોળ કોગળા કરી શુદ્ધ થઇ સુખે કરી આસનપર બેસવું.



रौरवेपूयनिलयेपद्मार्बुदनिवासिनाम् ॥ अर्थिनामुदकंदत्तमक्षय्यमुपतिष्ठतु ॥ ५८ ॥ निषिच्यानेनमंत्रेणकुर्याद्दंतविशोधनम् ॥ आचम्यपात्रमुत्सार्यकिंचिदार्द्रेणपाणिना ॥ ५९ ॥ ततःपरंसमुत्थायबहिःस्थित्वासमाहित ॥ शोधयेन्मुखहस्तौचमृदाशुद्धजलेनच ॥६०॥ कृत्वा षोडशगंडूषान्शुद्धोभुत्वासुखासनः ॥ इमौमंत्रौपठन्नेवपाणिनोदरमालभेत् ॥ ६१ ॥ अगस्त्यं कुंभकर्णंचशनिंचवडवानलम् ॥ आहारपरिपाकार्थंस्मरेद्भीमंचपंचमम् ॥ ६२ ॥ आतापीमाहितोयेनवातापीचनिपातित ः ॥ समुद्रःशोषितोयेनसमेऽगस्त्यःप्रसीदतु ॥ ६३ ॥

પછી આ બે મંત્ર ભણતા જઈ પેટપર હાથ ફેરવવો. ॥ ૬૧ ॥ અગસ્ત્ય, કુંભકર્ણ, શનિ, વડવાનળ તથા ભીમસેન એમનું આહાર પચાવવા માટે સ્મરણ કરવું ॥ ૬૨ ॥ તેમજ જેણે આતાપી તથા વાતાપી નામના બે દૈત્ય માર્યા જેણે સમુદ્રને પણ શોષી લીધો, એવા અગસ્ત્ય મુની મારાપર પ્રસન્ન થાઓ. ॥ ૬૩ ॥

ત્યાર પછી આનંદથી શ્રી કૃષ્ણદેવનું સ્મરણ કરવું. ફરીથી આચમન કરવું ત્યાર પછી તાંબુલ ભક્ષણ કરવુ ॥૬૪॥ ભોજન કરીને સ્વસ્થ રીતે બેઠેલો મનુષ્ય શ્રી કૃષ્ણ એવા પરબ્રહ્મનો સન્માર્ગમાં વિરોધ ન કરવાવાળા સારા શાસ્ત્રીના વિનોદ વડે વિચાર કરવો ॥ ૬૫ ॥ ત્યાર પછી બુદ્ધિશાળીએ સર્વથા મનોવૃત્તિહીન હોય તો પણ બે ઘડી સ્વસ્થ મન વાળો થઇ અધ્યાત્મ વિદ્યાનું શ્રવણ કરવું. ॥ ૬૬ ॥ કારણકે આ પ્રકારે કરવાથી ધર્મનું ઓળખાણ થાય છે અને

ततःश्रीकृष्णदेवस्यकुर्वीतस्मरणंमुदा ॥ भूयोप्याचम्यकर्तव्यंततस्तांबूलभक्षणम् ॥६४॥
भुक्त्वोपविष्टःश्रीकृष्णंपरंब्रह्मविचारयेत् ॥ सच्छास्त्रादिविनोदेनसन्मार्गाद्यविरोधिना ॥ ६५ ॥
ततश्चाध्यात्मविद्यायाःकुर्वीतश्रवणंसुधीः ॥ सर्वथावृत्तिहीनोपिमुहूर्त्तंस्वस्थमानसः ॥ ६६ ॥
श्रुत्वाधर्मंविजानातिश्रुत्वापापंपरित्यजेत् ॥ श्रुत्वानिवर्ततेमोहःश्रुत्वाज्ञानामृतंलभेत् ॥ ६७ ॥
नीचोपिश्रवणेनाशुश्रेष्ठत्वंप्रतिपद्यते ॥ श्रेष्ठोपिनीचतांयातिरहितःश्रवणेनच ॥ ६८ ॥ व्यवहारं
ततःकुर्याद्बहिर्गत्वायथासुखम् ॥ श्रीकृष्णंमनसाध्यायेत्सर्वार्थसिद्धिदायकम् ॥ ६९ ॥

પાપનો ત્યાગ કરે છે. વળી શ્રવણથી મોહ જતો રહે છે અને જ્ઞાનરૂપી અમૃત પ્રાપ્ત થાય છે. ॥ ૬૭ ॥ હલકો માણસ પણ સાંભળવાથી શ્રેષ્ઠત્વ પામે છે. અને શ્રેષ્ઠ હોય છતાં જો નહિ સાંભળે તો નીચપણાને પામે છે. ॥ ૬૮ ॥ ત્યાર પછી સર્વ અર્થની સિદ્ધિ આપનાર શ્રી કૃષ્ણનું મનથી ધ્યાન કરવુ પછી બહાર જઇ યથા સુખે વ્યવહાર કરવો ॥૬૯॥

પુ० સૂર્ય અસ્ત થવા આવ્યો, ત્યારે તીર્થ ઉપર જઈ અથવા ઘેર જઈ હાથ પગ ધોઈ પવિત્ર ધારણ કરી સાયં સંધ્યા કરવી. ॥ ૭૦ ॥ જે બ્રાહ્મણોમાં અધમ પ્રમાદથી સાયં સંધ્યા કરતા નથી તેને ગોવધ જેટલું પાપ લાગે છે મા०
અ० અને મરણ પામ્યા પછી રૈરવ નરકમાં પડે છે. ॥ ૭૧ ॥ કોઈવાર સંધ્યાકાળનો લોપ થયો. સંકટ આવી પડયું હોય, મુસાફરીમાં હોય, તોપણ શ્રેષ્ઠ બ્રાહ્મણે મધ્યરાત્રી સુધીમાં સાયંસંધ્યા કરવી. ॥ ૭૨ ॥ જે બ્રાહ્મણ શ્રદ્ધાપૂર્વક ત્રિકાળ ૨૧

**सूर्येस्तशिखरंप्राप्तेतीर्थंगत्वाऽथवागृहम् ॥ सायंसंध्यामुपासीतधौतांघ्रिःसपवित्रकः ॥७०॥ यःप्रमादान्नकुर्वीतसायंसंध्यांद्विजाधमः ॥ सगोवधमवाप्नोतिमृतेरौरवमाप्नुयात् ॥ ७१ ॥ कदाचित्काललोपेपिसंकटेवापथिस्थितः ॥ आनिशीथात्प्रकुर्वीतसायंसंध्यांद्विजोत्तमः ॥ ७२ ॥ यस्त्रिसंध्यामुपासीतब्राह्मणःश्रद्धयान्वितः ॥ तत्तेजोवर्धतेत्यंतंघृतेनेवहुताशनः ॥ ७३ ॥ सादित्यांपश्चिमांसंध्यामर्धास्तमितभास्कराम् ॥ प्राणानायम्यसंप्रोक्ष्यमंत्रेणाब्दैवतेनतु ॥ ७४ ॥ सायमग्निश्चमेत्युक्त्वाप्रातःसूर्येत्यपःपिबेत् ॥ प्रत्यङ्मुखोपविष्टस्तुवाग्यतःसुसमाहितः ॥ ७५ ॥**

સંધ્યા કરે છે. તેનુ તેજ, ઘૃત હોમ થવાથી જેમ અગ્નિ વૃદ્ધિ પામે છે તેમ તે અત્યન્ત વધે છે. ॥ ૭૩ ॥ સૂર્ય સહિત સાયંસંધ્યા કરવી વાસૂર્યબિંબ અર્ધ અસ્ત થયું હોય. ત્યારે કરવી પ્રથમ પ્રાણાયામ કરવા પછી અબ્દૈવતાત્મકમંત્ર વડે જળ છાંટવું. ॥ ૭૪ ॥ સાયંસંધ્યામાં **अग्निश्चमामन्युश्च०** ઈત્યાદિ તથા પ્રાત સંધ્યામાં **सूर्यश्च०** એ મંત્ર વડે જળ પાન કરવું. પશ્ચીમાભિમુખ બેસી સાવધાનપણે મૌન ધારણ કરી ॥ ૭૫ ॥

હાથમાં માળા લઈ તારાનો ઉદય થાય ત્યાંસુધી સારી રીતે પ્રણવ તથા વ્યાહૃતિસહિત ગાયત્રી જપ કરવો ॥૭૬॥ પછી વારુણ મંત્રથી સૂર્યનારાયણનું ઉપસ્થાન કરી, પ્રદક્ષિણા કરી દશાને તથા દિશાના દેવતાઓને પ્રથક પ્રથક નમસ્કાર કરવા ॥૭૭॥ આ રીતે સાયંસાંધ્યા કરી અગ્નિ મધ્યે હોમ કરી અનુજીવી વર્ગ સહિત ભોજન કરવું. પછી શયન કરવું ॥ ૭૮ ॥ સાયંકાળે તથા પ્રાતઃકાળે ભોજનની પૂર્વે બલિ સહિત વૈશ્વદેવ કરવો. ભોજન કરવું હોય તોપણ

प्रणवव्याहृतियुतांगायत्रींतुजपेत्ततः ॥ अक्षसूत्रंसमादायसम्यगातारकोदयात् ॥ ७६ ॥
वारुणीभिस्तदादित्यमुपस्थायप्रदक्षिणम् ॥ कुर्वन्दिशोनमस्कुर्याद्दिगीशांश्वपृथक्पृथक् ॥ ७७ ॥
उपास्यपश्चिमांसंध्यांहुत्वाग्निमश्नियात्ततः ॥ भृत्यैःपरिवृतोभूत्वानातितृप्तोथसंविशेत् ॥ ७८ ॥
प्रातःसायंवैश्वदेवःकर्तव्योबलिकर्मच ॥ अनश्नतापिसततमन्यथाकिल्बिषीभवेत् ॥ ७९ ॥ कृत
पादादिशौचस्तुभुक्त्वासायंततोगृही ॥ गच्छेच्छय्यांततोमृद्वीमुपधानसमन्विताम् ॥ ८० ॥
स्वगृहेप्राक्शिराःशेतेश्वाशुरेदक्षिणाशिराः ॥ प्रवासेपश्चिमाशिरानकदाचिदुदक्शिराः ॥ ८१ ॥

વૈશ્વદેવ કરવો, એમ ન કરવામાં આવે તો પાતકી થાય છે. ॥ ૭૯ ॥ સાયંસંધ્યા તથા ભોજન કર્યાપછી હાથ પગ પ્રક્ષાલન કરી ગ્રહસ્થે કોમળ તથા ઉશીકાવાળી શય્યા ઉપર જવું ॥ ૮૦ ॥ તેમાં પોતે ને ઘરે સૂતી વખતે પૂર્વ તરફ મસ્તક રાખવું. સસરાને ઘેર સૂતી વખતે દક્ષિણ દિશાએ મસ્તક રાખવું. અને પ્રવાસમાં સૂતી વખતે પશ્ચિમ તરફ મસ્તક રાખવું પરંતુ ઉત્તર દિશાએ માથું રાખી કદી સુવું નહિ. ॥ ૮૧ ॥

રાત્રીએ સૂતી વખતે રાત્રી સૂક્તનો જપ કરવો અને દેવોનું સ્મરણ કરવું તેમજ " અગસ્ત્ય. માધવ મહાબળવાન્ મુચુંકુંદ, કપિલમુનિ તથા આસ્તીક મૂનિ આ પાંચ સુખ સાચી છે માટે શયન સમયે એમનું સ્મરણ કરવું પછી સ્વસ્થ ચિત્તથી નાશ રહિત વિષ્ણું ને પ્રણામ કરી ॥ ૮૨ ॥ ૮૩ ॥ વેદોક્ત તથા ગરૂડ મંત્ર વડે પોતાનું રક્ષણ કરી મસ્તક આગળ મંગળ દાયક જળ પૂર્ણ પાણીનું વાસણ મુકી શયન કરવું ॥ ૮૪ ॥ નિરંતર રૂતુ સમયે જગ

रात्रिसूक्तंजपेत्स्मृत्वादेवांश्चसुखशायिनः ॥ नमस्कृत्याव्ययंविष्णुंसमाधिस्थःस्वपेन्निशि ॥ ८२ ॥ अगस्त्योमाधवश्चैवमुचुकुंदोमहाबलः ॥कपिलो मुनिरास्तीकःपंचैतेसुखशायिनः॥८३॥ मांगल्यंपूर्णकुंभंचशिरःस्थानेनिधायच ॥ वैदिकैर्गारुडैर्मंत्रैरक्षांकृत्वास्वपेत्ततः ॥ ८४ ॥ ऋतुकालाभिगामीस्यात्स्वदारनिरतःसदा॥पर्ववर्जंव्रजेदेनांतद्व्रतीरतिकाम्यया ॥ ८५ ॥ प्रदोषपश्चिमौयामौ वेदाभ्यासेनतौनयेत् ॥ यामद्वयंशयानस्तुब्रह्मभूयायकल्पते ॥ ८६ ॥ एतत्सर्वमशेषेणकृत्यजातं दिनेदिने ॥ कर्तव्यंगृहिभिःसम्यग्गृहस्थाश्रमलक्षणम् ॥ ८७ ॥

મન કરવું તેમ પોતાની સ્રીમાંજ આસકત થવું. આવા વ્રતવાળા મનુષ્યે પૂર્વકાળનો ત્યાગ કરી રતિકામાર્થે ગમન કરવું ॥ ૮૫ ॥ પહેલો પહોર તથા છેવટનો પહોર એ બે પહોર વેદાભ્યાસમાં ગાળે અને માત્ર વચલા બે પહોરજ શયન કરે તો તેને બ્રહ્મ જ્ઞાન પ્રાપ્ત થાય છે ॥ ૮૬ ॥ આ રીતે ગ્રહસ્થે હરરોજ સવ સંપૂર્ણ કૃત્ય કરવાં. ગ્રહસ્થાશ્રમીનું આ ઉત્તમ લક્ષણ છે. ॥ ૮૭ ॥

વળી ગ્રહસ્થાશ્રમીનો ધર્મ છે કે તેણે હિંસા કરવી નહિ. સત્ય ભાણ કરવું. સર્વ પ્રાણી માત્ર ઉપર દયા રાખવી શાંતિ રાખવી તથા યથાશકિત દાન કરવું ॥ ૮૮ ॥ પર સ્ત્રીનો સંસર્ગ કરવો નહિ તથા ધર્મનું રક્ષણ કરવું અદત્તદાનનો સ્વીકાર કરવો નહિ તથા મદ્યમાસનો સદા ત્યાગ કરવો ॥ ૮૯ ॥ આ પાંચ પ્રકારનો ધર્મ વિસ્તાર યુક્ત તથા પરિણામે સુખાવહ છે માટે દેહ ધારી મનુષ્યે અવશ્ય ધર્મ કરવો જોઇએ ॥ ૯૦ ॥ શ્રી નારાયણ બોલ્યા—હે

अहिंसासत्यवचनसर्वभूतानुकंपनम् ॥ शमोदानंयथाशक्तिगार्हस्थ्योधर्मउच्यते ॥ ८८ ॥ परदारेष्वसंसर्गोधर्मस्त्रीपरिरक्षणम् ॥ अदत्तादानविरमोमधुमांसविवर्जनम् ॥ ८९ ॥ एषपंच विधोधर्मोबहुशाखःसुखोदयः ॥ देहिभिर्देहपरमैःकर्तव्योदेहसंभवः ॥ ९० ॥ श्रीनारायणउवाच॥ ॥अशेषवेदोदितसच्चरित्रमेतद्गृहस्थाश्रमलक्षणंहि ॥ उक्तंसमासेनचलक्षणेनतुभ्यंमुनेलोकहिताय सम्यक् ॥९१॥ ॥इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेआह्निक कथनंनामएकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥

મુનિ સંપૂર્ણ વેદમાં જેનું વર્ણન કરેલું છે એવુ સારા ચરિત્રવાળું ગ્રહસ્થાશ્રમનું લક્ષણ ટુંકામાં મેં તને લોકના કલ્યાણ માટે સારી રીતે કહ્યું ॥ ૯૧ ॥ ઇતિ બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્ય વિષે શ્રી નારાયણ નારદના સંવાદમાં આન્હિક કથન એ નામનો ૨૯ મો અધ્યાય સમાપ્ત.

નારદ બોલ્યા—જે મનુષ્ય આત્માને, ધર્મકૃત્યને, પુત્રને, સ્ત્રીને, દેવતાને, અતિથિને તથા સેવકને દ્રવ્ય નાશની બીકથી પીડી કરે તેને હરિદ્રી જાણવો ॥ ૧ ॥ હે તપોનિધિ પ્રથમ તમે પતિવ્રતા સ્ત્રીના વખાણ કર્યા હતા તો હવે તેનાં લક્ષણ ટુંકાણથી મને કહો ॥ ૨ ॥ સૂત બોલ્યા—હે વિપ્રો નારદ વડે આ રીતે પ્રેરાયલા ભગવાન્ પોતે તેને

**॥ नारदउवाच ॥ ॥ स्तुतापतिव्रतानारीत्वयापूर्वंतपोनिधे ॥ तल्लक्षणानि[illegible]मासे नवदस्वमे ॥ १ ॥ ॥ सूतउवाच ॥ ॥ चोदितोनारदेनेत्थंपुरातनमुनिःस्वयम् ॥ पतिव्रतायाः सर्वाणिलक्षणान्याहभूसुराः ॥ २ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ शृणुनारदवक्ष्यामिसतीनांव्रतमुत्तमम् ॥ कुरूपोवाकुवृत्तोवासुस्वभावोथवापतिः ॥ ३ ॥ रोगान्वितःपिशाचोवाक्रोधनोवाथमद्यपः ॥ वृद्धोवाप्यविदग्धोमूकोऽधोबधिरोपिवा ॥ ४ ॥ रौद्रोवाथदरिद्रोवाकदर्यःकुत्सितोपिवा ॥ कातरः [illegible]तवोवापिललनालंपटोपिवा ॥ ५ ॥**

પતિવ્રતા સ્ત્રીના સર્વ લક્ષણ કહેવા લાગ્યા ॥ ૩ ॥ શ્રી નારાયણ બોલ્યા—હે નારદ તને પતિવૃતા સ્ત્રીના લક્ષણ કહું છું તે તું સાંભળ. પોતાનો પતિ કુરૂપ હોય, નઠારા વર્તનવાળો હોય અથવા સારા સ્વભાવવાળો હોય ॥ ૪ ॥ રોગી હોય પિશાચ સરખો હોય ક્રોધી મદ્યપાન કરનાર વૃદ્ધ હોય મૂર્ખ આંધળો મુંગો તથા બહેરો હોય ॥ ૫ ॥

ક્રૂર હોય, દારિદ્રી હોય કૃપણ હોય, અથવા નિંચ હોય ધુર્તબીકણ હોય કિંવા પરસ્ત્રીની સાથે પ્રીતિ કરનાર હોય ॥ ૬ ॥ છતાં સ્ત્રીએ તેના દોષ સામું ન જોતાં નિરંતર મનવાણી તથા કાયા વડે તેનું દેવ પ્રમાણે પૂજન કરવું કોઇવાર પણ સ્ત્રીએ ધણીથી ઊલટું કંઈ પણ કરવું નહિ. ॥ ૭ ॥ બાલ્યા વસ્થાવાળી તરૂણી અથવા વૃદ્ધા વસ્થાવાળી પણ સ્ત્રીએ ઘરમાં સ્વતંત્રતાથી કંઇ પણ કરવું નહિ ॥ ૮ ॥ અથવા અહંકાર કામ ક્રોધનો ત્યાગ કરી પોતાના પતિનું મન સર્વદા ખુશ

सततंदेववत्पूज्यःसाध्व्यावाक्कायकर्मभिः ॥ नजातुविषमंभर्तुःस्त्रियाकार्यंकथंचन ॥ ६ ॥ बाल्यावायुवत्यावावृद्धयावापियोषिता ॥ नस्वातंत्र्येणकर्त्तव्यंकिंचित्कार्यंगृहेष्वपि ॥ ७ ॥ अहंकारंविहायाथकामक्रोधौचसर्वदा ॥ मनसोरंजनंपत्युःकार्यंनान्यस्यकुत्रचित् ॥८॥ सकामंवीक्षिताप्यन्यैःप्रियवाक्यैःप्रलोभिता ॥ स्पृष्टावाजनसंमर्देनविकारमुपैतिया ॥ ९ ॥ यावंतोरोमकूपाःस्युःस्त्रीणांगात्रेषुनिर्मिताः ॥ तावद्वर्षसहस्त्राणिनाकंताःपर्युपासते ॥ १० ॥ पुरुषंसेवतेनान्यंमनोवाक्कायकर्मभिः ॥ लोभितापिपरेणार्थैःसासतीलोकभूषणा ॥ ११ ॥

કરવું. પરંતુ કોઇપણ પારકા પુરૂષનું નહિ કરવું. ॥ ૮ ॥ અન્ય મનુષ્ય કામ વાસના વડે જુવે તથા પ્રિય વચન વડે ફસાવે તથા ઘણા લોકોના જથામાં પોતાના અંગનો સ્પર્શ કરે છતાં જે સ્ત્રીઓના મનમાં વિકાર ઉત્પન્ન થતો નથી ॥ ૧૦ ॥ તો તે સ્ત્રીઓના શરીરપર જેટલા રોમ છિદ્ર હોય તેટલા વર્ષ સૂધી તે સ્ત્રીઓ સ્વર્ગમાં વસે છે ॥ ૧૧ ॥

પૂ૦ પર પુરૂષે દ્રવ્ય વડે અથવા મન વાણી તથા શરીના કર્મ વડે લોભાવી છતે જે સ્ત્રી પર પુરૂષનું સેવન કરતી નથી તેજ લોકોના શણુગારરૂપ સતી છે ॥ ૧૨ ॥ વળી વશ કરવા દૂતીદ્વારા પ્રાર્થના કરાવે બળાત્કારે રોકે તથાવસ્ત્ર વિગેરે ઓઢાવે છતાં જે સ્ત્રી પરપુરૂષ સેવતી નથી તેજ પતિવ્રતા સ્ત્રી છે ॥ ૧૩॥ જે સ્ત્રી બીજાએ સામું જોયા છતાં તેની સામું જોતી નથી હસાવ્યા છતાં હસતી નથી અને બોલાવી તો પણ બોલતી નથી તેજ સારા લક્ષણવાળી સાધ્વી સ્ત્રી છે મા૦

અ૦ ૩૦

दौत्येनप्रार्थितावायिबलेनविधृतापिवा ॥ वस्त्रायैर्वासितावापिनैवान्यंभजतेसती ॥ १२ ॥ वीक्षितावीक्षतेनान्यैर्हासितानहसत्यपि ॥ भाषिताभाषतेनैवसासाध्वीसाधुलक्षणा ॥ १३ ॥ रुप यौवनसंपन्नागीतेनृत्येऽतिकोविदा ॥ स्वानुरूपंनरंदृष्ट्वानयातिविक्रतिंसती ॥ १४ ॥ सुरुपंतरुणंरम्यं कामिनीनांचवल्लभम् ॥ यानेच्छातिपरंकांतंविज्ञेयासामहासती ॥ १५ ॥ देवोमनुष्योगंधर्वःसती नांनापरः प्रियः॥अप्रियंनैवकर्त्तव्यंपत्युः पत्न्याकदाचन ॥ १६ ॥ भुक्तेभुंक्तेयथापत्यौदुखितेदुःखिं ताचया ॥ मुदितेमुदितात्यर्थंप्रोषितेमलिनांबरा ॥ १७ ॥

॥૧૪॥. જે રૂપ તથા યોવનથી સંપન્ન ગીત તથા નૃત્યમાં અતિ કુશળ એવી સ્ત્રી પોતાને લાયક એવા નરને જોઇ
૨૬૬ વિકાર પામતી નથી, તેને સતી સમજવી ॥ ૧૫ ॥ સારા રૂપવાન્ યુવાન્ સુંદર તથા સ્ત્રીઓને પ્રિય એવા પણ પારકા
૧૩૨ પુરૂષને ચાહતી નથી તેનેજ મહા સતી જાણવી ॥ ૧૬ ॥ દેવ હોય કિંવા મનુષ્ય અથવા ગંધવ હોય તોપણ સતી સ્ત્રીને પારકો પુરૂષ પ્રિય નથી સ્ત્રીએ કોઇ દિવસ પણ પતિનું અપ્રિય કરવુંજ નહિ ॥ ૧૭॥ ૧૩૩

પતિએ ભોજન કર્યાં પછી જે સ્ત્રી ભોજન કરે છે પતિ દુઃખિ થયાથી પોતે દુઃખી ,થાય છે પતિ આનંદ પામે ત્યારે પોતે આનંદ પામે છે તથા પતિ પરદેશ ગયા હોય ત્યારે માલન વસ્ત્ર ધારણ કરે ॥૧૮॥ પતિના સુવા પછી સુવે અને પતિ જાગૃત થયા પહેલાં જાગે તેમજ પતિના મૃત્યુ પાછળ જે અગ્નિમાં પ્રવેશ કરે ॥૧૯॥ તથા જે મનમાં પણ પર પુરૂષની ઇચ્છા ન કરે તેને પતિવ્રતા જાણવી. પતિવ્રતા સ્ત્રીએ પોતાના સાસુ-સસરાની ભક્તિ

**सेपत्यौचयाशेतेपूर्वमेवप्रबुध्यति ॥ प्रविशेद्वैयावह्नौयातेभर्त्तरिपंचताम् ॥१८॥ नान्यं कामयतेचित्तेसाविज्ञेयापतिव्रता ॥ भुक्तिंश्वशुरयोःकुर्यात्पत्युश्चापिविशेषत : ॥ १९ ॥ धर्मकार्ये नुकूलत्वमर्थकार्येपिसंचये ॥ गृहोपस्करसंस्कारेसक्तायांप्रतिवासरम् ॥ २० ॥ क्षेत्राद्वनाद्वाग्रामा द्वाभर्तारंगृहमागतम् ॥ प्रत्युत्थायाभिनंदेतआसनेनोदकेनच ॥२१॥ प्रसन्नवदनानित्यंकालेभोजन दायिनी ॥ भुक्तवंतंतुभर्तारंनवदेदप्रियंक्वचित् ॥ २२ ॥ आसनेभोजनेदानेसंमानेप्रीयभाषणे ॥ दक्ष यासर्वदाभाव्यंभार्ययागृहमुख्यया ॥ २३ ॥**

કરવી અને વિશેષે કરીને પોતાના પતિની પણ ભક્તિ કરવી ॥૨૦॥ નિરંતર ગૃહસામગ્રી સંસ્કારમાં તત્પર સ્ત્રીએ ધર્મ કાર્યમાં તથા અર્થ કાર્યના સંચય વિષે પણ અનુકુળપણું ધારણ કરવું ॥૨૧॥ ક્ષેત્રથી વનથી અથવા ગામમાંથી પોતાનો પતિ ઘેર આવે એટલે ઉઠીને તેમને બેસવા સારૂ આસન તથા પીવા માટે જળ આપી તેમનો સારી રીતે સત્કાર કરવો ॥ ૨૨ ॥ સર્વદા સમયે સમયે પતિને ભોજન આપવું તથા ભોજન કરેલા પાતને કોઇ દિવસ પણ અપ્રિયનું નિવેદન કરવું નહીં. ॥ ૨૩ ॥

ગૃહને વિષે મુખ્ય એવી સ્ત્રીએ આસન ભોજન પ્રિય ભાષણ અને સન્માન તથા દાન વિગેરેમાં સદા હોંશીયાર રહેવું ॥ ૨૪ ॥ ઘરમાં ખર્ચ કરવા માટે જે દ્રવ્ય સ્વામીએ આપ્યું હોય તેટલામાંથી સઘળું કાર્ય કરી બુદ્ધિ પૂર્વક જરા પણ શેષ રાખવું ॥ ૨૫ ॥ પરંતુ દાન કરવા આપ્યું હોય તેમાંથી તો જરા પણ લોભથી રાખવું નહિ અને પતિની આજ્ઞા શીવાય પોતાના ભાઈઓને પણ ધન આપવું નહિ ॥ ૨૬ ॥ અન્યની સાથે બોલવું અસંતોષ પારકાના વ્યાપા

**गृहव्ययनिमित्तंचयद्द्रव्यंप्रभुणार्पितम् ॥ निर्वृत्यगृहकार्यंसाकिंचिद्बुद्ध्यावशेषयेत् ॥२४॥ त्यागार्थमर्पितेद्रव्येलोभात्किंचिन्नधारयेत् ॥ भर्तुराज्ञांविनानैवस्वबंधुभ्योदिशेद्धनम् ॥२५॥ अन्यालापमसंतोषंपरव्यापारसंकथा : ॥ अतिहासातिरोषंचक्रोधंचपरिवर्जयेत् ॥ २६ ॥ यच्चभर्तानपिबतिभर्तानखादति ॥ यच्चभर्तानचाश्नातिसर्वंतद्वर्जयेत्सती ॥ २७ ॥ तैलाभ्यंगंतथास्नानंशरीरोद्वर्तनक्रियाम् ॥ मार्जनंचैवदंतानांकुर्यात्पतिमुदेसती ॥ २८ ॥ त्रेताप्रभृतिनारीणांमासिमास्यार्तवंमुने ॥ तदादिनत्रयंत्यक्त्वाशुद्धास्याद्गृहकर्मणि ॥ २९ ॥**

રની કથા અત્યન્ત હસવું. અતિશય ગુસ્સો ક્રોધ એ સર્વનો ત્યાગ કરવો ॥ ૨૭ ॥ પતિ જેનું પાન ન કરતા હોય અથવા સ્વામી જે પદાર્થોનું ભક્ષણ ન કરતો હોય તે સઘળા પદાર્થોનો પતિવ્રતા સ્ત્રીએ ત્યાગ કરવો ॥ ૨૮ ॥ પતિના આનંદ માટે સતી સ્ત્રીએ શરીર ઉપર તેલ મર્દન સ્નાન તથા શરીરપર ગંધનો લેપ તથા દાંત સાફ કરવા ॥ ૨૯ ॥

હે નારદ—ત્રેતાયુગ ગયા પછી પ્રત્યેક મહીને સ્ત્રીને રજસ્વલાપણું પ્રાપ્ત થાય છે ત્યારે ઋતુ પ્રાપ્ત થાય તે દિવસથી ત્રણ દિવસ ત્યાગ કરી ચોથા દિવસથી સ્નાન કર્યા બાદ ગ્રહ કાર્યમાં શુદ્ધ ગણાય છે ॥ ૩૦ ॥ રજો દર્શનમાં પ્રથમ દિવસે તે સ્ત્રી ચાંડાલી સમાન બીજે દિવસે બ્રહ્મહત્યા કરનારની સમાન, ત્રીજે દિવસે ધોબેણ સમાન તથા ચતુર્થ દિવસે તે શુધ્ધ થાય છે ॥ ૩૧ ॥ સ્નાન શૌચ ગાયન રૂદન હસવું ફરેવું નેત્રમાં કાજળ ઘ્રુત અંગને

प्रथमेहनिचांडालीद्वितीयेब्रह्मघातिनी ॥ तृतीयेरजकीप्रोक्ताचतुर्थेहनिशुध्यति ॥ ३० ॥ स्नानंशौचंतथागानंरोदनंहसनंतथा ॥ यानमभ्यंजनंनारीद्यूतंचैवानुलेपनम् ॥ ३१ ॥ दिवास्वप्नं विशेषेणतथावैदंतधावनम् ॥ मैथुनंमानसंवापिवाचिकंदेवतार्चनम् ॥ ३२ ॥ वर्जयेच्चनमस्कारं देवतानांरजस्वला ॥ रजस्वलायाःसंस्पर्शंसंभाषांचतयासह ॥ ३३ ॥ त्रिरात्रंस्वमुखंनैवदर्शयेच्च रजस्वला ॥ स्ववाक्यंश्रावयेन्नैवयावत्स्नातानशुद्धित: ॥ ३४ ॥ स्नात्वान्यंपुरुषंनारीनपश्येच्चरज स्वला ॥ ईक्षेतभास्करंदेवंब्रह्मकूर्चंततःपिबेत् ॥ ३५ ॥

વિષે ચંદન લગાવવું ॥ ૩૨ ॥ દિવસે નિદ્રા દંતધાવન મૈથુન માનસિક અથવા વાચિક દેવતાનું પૂજન ॥ ૩૩ ॥ તેમજ દેવ તાઓને પ્રણામ વિગેરે સઘળું પાતવ્રતા સ્ત્રીએ વર્જ્ય કરવું. વળી અન્ય રજસ્વલા સાથે ભાષણ તથા તેનો સ્પર્શ એ સર્વનો રજસ્વલાએ ત્યાગ કરવો ॥ ૩૪ ॥ રજસ્વલા સ્ત્રીએ સ્નાન કરીને અન્ય પુરૂષ સામું નાહ જુવું દેવ સૂર્ય નારાયણનુ દર્શન કરવું ત્યાર પછી દર્ભને ધોયેલું તે પાણી પીવું ॥ ૩૫ ॥

ઉત્તમ સ્ત્રીએ આત્માની શુદ્ધિ માટે કેવળ પંચગવ્ય ને દુધ પીવુ. ઉપદેશ પ્રમાણે નીયમથી વર્તવુ ॥ ૩૬ ॥ જ્યારે સ્ત્રી ગર્ભવાળી હોય ત્યારે તેણે નિયમમાં તત્પર રહી અલંકારોથી સુશોભિત થઇ સ્વામીના પ્રિય અને હિતમાં તત્પર થઇ ॥ ૩૭॥ પોતાના ધર્મમાં નિરન્તર પ્રીતીમાન પવિત્ર રક્ષણ કરનાર સારા ભુષણ યુકત વાસ્તુની પુજા કરવામાં તત્પર અને પ્રસન્ન મુખવાળી થઇ રેહેવુ ॥ ૩૮॥ સુંદર સ્ત્રીએ ખરાબ બોલનારી સ્ત્રી સાથે બોલવુ નહિ. તથા સુપડા

केवलंपंचगव्यंचक्षीरंवात्मविशुद्धये ॥ यथोपदेशंनियतावर्तयेतवरांगना ॥ ३६ ॥ गर्भिणी चेद्भवेन्नारीतदानियमतत्परा ॥ अलंकृतासुप्रयताभर्तुःप्रियहितेरता ॥ ३७ ॥ तिष्ठेत्प्रसन्नवदनास्वधर्मनिरताशुचिः ॥ कृतरक्षासुभूषाचवास्तुपूजनतत्परा ॥ ३८ ॥ कुस्त्रीभिर्नाभिभाषेतशूर्पवातंचवर्जयेत् ॥ मृतवत्सादिसंसर्गंपरपाकंचसुंदरी ॥ ३९ ॥ नबीभत्संकिंचिदीक्षेन्नरौद्रांशृणुयात्कथाम् ॥ गुरुंवात्युष्णमाहारमजीर्णंनसमाचरेत् ॥ ४० ॥ अनेनविधिनासाध्वीशोभनंपुत्रमाप्नुयात् ॥ अन्यथागर्भपतनंस्तंभनंवाप्रपद्यते ॥ ४१ ॥

નો પવન લેવો નહિ. મૃત્યુ પામેલા બાળક વિગેરેના સ્પર્શ કરવો નહિ. બીજાની રસોઇ કરવી નહિ. ॥ ૩૯ ॥ ભય કે કંટાળો ઉત્પન્ન કરાવે એવું કશું પણ જોવું નાહિ. ભયંકર કથા સાંભળવી નહિ. ઘાણુ ખાવું નહિ તેમજ અત્યંત ઉનું પણ ખાવું નહિ. અજીર્ણમા પણ ખાવું નાહિ. ॥ ૪૦ ॥ પ્રતિવ્રતા ગભવાળી સ્ત્રીઓ વિધિવડે સુંદર પુત્રને પામે. આ પ્રમાણે જો ન ચાલે તો ગભપાત થાય અથવા ગર્ભસ્થીરપણાને પામે. ॥ ૪૧ ॥

અદેખાઇ તથા ક્રોધને ઉત્પન્ન કરનાર તમોગુણ વિદ્યમાન હોય તોપણ પોતાના ગુણોથી ઓછા ગુણવાળી શોકયની નિંદા કરવી નહિ. ॥ ૪૨ ॥ શોકયોએ પરસ્પર એક બીજાનું અપ્રિય નહિ કરવું. બીજાના નામો ગાવા નહિ, તથા બીજાનું વર્ણન નહિ કરવું. ॥ ૪૩ ॥ પતિથી દૂર રહેવું નહિ, પતિની પાસે રહીને પતિએ બતલાવેલા પૃથ્વીના એક ભાગપર પતિની સન્મુખ રહેવું. ॥ ૪૪ ॥ પોતાની મરજીથી દિશોઓ જોવી નહિ, તથા પરપુરૂષને જોવા નહિ.

**हीनांनिजगुणैरन्यांसपत्नींनैवगर्हयेत् ॥ ईर्ष्यारागसमुद्भूतेविद्यमानेपिमत्सरे ॥ ४२ ॥ अप्रियंनैवकर्तव्यंसपत्नीभिःपरस्परम् ॥ नगायेदन्यनामानिनकुर्यादन्यवर्णनम् ॥ ४३ ॥ नवसद्दूरतः पत्युःस्थेयंवल्लभसन्निधौ ॥ निर्दिष्टेचमहीभागेवल्लभाभिमुखावसेत् ॥ ४४ ॥ नावलोकयादिशः स्वैरंनावलोक्य : परोजन : विलासैरवलोकयंस्यात्पत्युराननपंकजम् ॥ ४५ ॥ कथ्यमानकथाभर्त्राश्रोतव्यासादरंस्त्रिया ॥ पत्युःसंभाषणस्याग्रेनान्यत्संभाषयेत्स्वयम् ॥ ४६ ॥ आहूतामत्वरंगच्छेद्रतिस्थानंरतोत्सुका ॥ पत्योगायतिसोत्साहंश्रोतव्यंहृष्टचेतसा ॥ ४७ ॥**

વિલાસો વડે સ્વામીના મુખ કમળને જોવું. ॥ ૪૫ ॥ સ્ત્રીએ સ્વામી વડે કહેવાતી કથા આદરપૂર્વક સાંભળવી. પતિ કહેતાં હોય તેના પહેલાં પોતે બીજું કંઈ પણ બોલવું નહીં. ॥ ૪૬ ॥ પતિ બોલાવે ત્યારે જલદી રમવામાં ઉત્સાહ યુક્ત થઇ રમવાને સ્થાને જવું. સ્વામી ગાતો હોય તો તે ઉત્સાહ યુક્ત આનંદ મનથી સાંભળવું. ॥ ૪૭ ॥

ગાયન કરતા પતિને જોઈને આનંદથી પ્રસન્ન થવું. સ્વામીની પાસે વ્યગ્રચિત્તથી ઉદ્વેગ મનવાળા થઈ બેસવું નહીં. ॥ ૪૮ ॥ પ્રિય પતિ કલેશને યોગ્ય હોય તોપણ સ્ત્રીએ કલહ કરવો નહિ. પતિએ તરછોડી, નિંદેલી અને અત્યંત મારેલી હોય, પીડા પામતી હોય તોપણ પતિવ્રતા સ્ત્રીએ ॥ ૪૯ ॥ ભયને ત્યાગ કરી સ્વામીનો કંઠ ગ્રહણ કરી ઉંચે સ્વરે રૂદન કરવું નહી અને સ્વામીના પ્રત્યે ઘાંટો પાડી બોલવું નહીં. ॥ ૫૦ ॥ સ્ત્રીએ પોતાના ઘર

गायंतंचपतिंदृष्ट्वाभवेदानंदानिर्वृता ॥ भर्तुःसमीपेनस्थेयंसोद्वेगंव्यग्रचित्तया ॥ ४८ ॥ कलहोनविधातव्यः कलियोग्येप्रियेस्त्रिया ॥ भर्त्सितानिंदितात्यर्थंताडितापिपतिव्रता ॥ ४९ ॥ व्यथितापिभयंत्यक्त्वाकंठेगृहीतवल्लभम् ॥ उच्चैर्नरोदनंकुर्यान्नैवाक्रोशेच्चतंप्रति ॥ ५० ॥ पलायनंनकर्त्तव्यंनिजगेहाद्बहिःस्त्रिया ॥ उत्सवादिषुत्वंधूनांसदनंयदिगच्छति ॥ ५१ ॥ लब्ध्वानुज्ञांतदापत्युर्गच्छेदध्यक्षरक्षिता ॥ नवसेत्सुचिरंतत्रप्रत्यागच्छेद्गृहंसती ॥ ५२ ॥ प्रस्थानाभिमुखेप्रत्याआसन्मंगलभाषिणी ॥ नवार्योसौनिषेधोक्त्यानकार्यंरोदनंतदा ॥ ५३ ॥

માંથી બહાર નાસી જવું નહિ, જો ઉત્સવ વિગેરે તહેવારોને દિવસે સગાંઓને ઘેર જવું હોય ત્યારે. ॥ ૫૧ ॥ સ્વામીની આજ્ઞા લઈ અધિષ્ટતાથી રક્ષણ કરાતાં જવું. ત્યાં ઘણા વખત સુધી રહેવું નહીં. સારી સ્ત્રીએ જલદી ઘેર આવવું ॥ ૫૨ ॥ જયારે સ્વામી પરદેશ જવા તૈયાર થાય તે વખતે સારૂં મંગળકારી બોલનાર થવું પણ તેમને નાહ જાઓ એવું કહી રોકવા નાહ અને ત્યારે રૂદન કરવું નહિં ॥ ૫૩ ॥

પતિ પરદેશ ગયો હોય ત્યારે સ્રીએ શરીરનો મેલ ઉતારવો નહિ અને પોતાના જીવનના રક્ષણને સારૂં નિંદિત કર્મ કરવું નહિ ॥ ૫૪ ॥ શાશુ શશરાની એક બાજુએ સુવું. બીજે ઠેકાણે નહિ. દરરોજ સ્રીએ પ્રયત્નથી પતિના સદેશાની ખબર મેળવવી ॥ ૫૫ ॥ પતિના કલ્યાણના લાભ સારૂ દૂતો મોકલવા અને પ્રસિદ્ધ દેવોની પ્રાર્થના કરવી ॥ ૫૬ ॥ જેનો પતિ પરદેશ ગયો હોય એવી સતી સ્રીએ આ પ્રમાણે કરવું. શરિર ધોવું નહિં મેલાં વસ્રો પહેરવાં ॥ ૫૭॥ ચાંલ્લો

**अकृत्वोद्वर्तनंनित्यंपत्यौदेशांतरेगते ॥ वधूर्जीवनरक्षार्थंकर्मकुर्यादनिंदितम् ॥ ५४ ॥ श्वश्रूश्वशुरयो : पार्श्वेनिद्राकार्यानचान्यत : ॥ प्रत्यहंपतिवार्ताचतयान्वेष्याप्रयत्नत : ॥ ५५ ॥ दूताः प्रस्थापनीयाश्चपत्यु : क्षेमोपलब्धये ॥ देवतानांप्रसिद्धानांकर्त्तव्यमुपयाचनम् ॥ ५६ ॥ एवमादि विधातव्यंसत्याप्रोषितकांतया ॥ अप्रक्षालनसंगानांमलिनांबरधारणम् ॥ ५७ ॥ तिलकांजनहीनत्वंगंधमाल्यविवर्जनम् ॥ नखरोम्णामसंस्कारोदशनाममार्जनम् ॥ ५८ ॥ उच्चैर्हास : परैर्नर्मपरचेष्टाविचिंतनम् ॥ स्वेच्छापर्यटनंचैवपरपुंसांगमर्दनम् ॥ ५९ ॥**

કરવો નહિ આંખ આંજવી નહિ ગંધ પુષ્પ માથામાં ઘાલવા નહિ નખ રૂવાંટા સુધારવા નહિ અને દાતણ કરવું નહિ ॥ ૫૮॥ ઉંચે સ્વરે હસવું નહિ બીજાઓ સાથે ક્રીડા કરવી નહિ બીજાની ચેષ્ટાનો વિચાર કરવો નહિ. પોતાની મરજી પ્રમાણે ફરવું નહિ. પારકા પુરૂષ સાથે અંગ અથડાવવું નહિ.

પુ૦ એક વસ્ત્ર પહેરી નિર્લજ્જ થઇ જેમ તેમ ફરવું એ વિગેરે દોષો કહ્યા તે સ્ત્રીઓને નિત્ય દુઃખ દેનાર છે ॥૬૦॥ મા૦
ઘરનાં કામ પૂરાં કરી હલદરના લેપથી શરીરને પવિત્ર જલથી ધોઈ ઉજવળ શોભાવાળું કરવું ॥૬૧॥ આ સ્ત્રીના આચરણથી
અ૦ વર્તનારી મનવાણી દેહથી યુકત એવી સ્ત્રીએ પ્રસન્ન મુખકમળવાળા થઇ વહાલા પતિની પાસે જવું ॥ ૬૨ ॥ પતિ ૩૦
બોલાવે તો ઝટ ઘરનાં કામ ત્યાગ કરી જવું. હે સ્વામી-શું કામ સારૂં મને બોલાવી છે તે કહેવાને મહેરબાની કરો

अटनंचैकवस्त्रेणनिर्लज्जत्वंयथागतिः ॥ इत्यादिदोषाःकथितायोषितोनित्यदुःखदाः ॥६०॥
निर्वृत्यगृहकार्याणिहरिद्रालेपनैस्तनुम् ॥ प्रक्षाल्यशुचितोयेनकुर्यान्मंडनमुज्ज्वलम् ॥६१॥ समी
पंप्रेयसोगच्छेद्विकसन्मुखपंकजा ॥ अनेननारीवृत्तेनमनोवाग्देहसंयुता ॥ ६२ ॥ आहूतागृहकार्या
णित्यक्त्वागच्छेच्चसत्वरम् ॥ किमर्थंव्याहृतास्वामिन्सप्रसादोविधीयताम् ॥ ६३ ॥ माचिरंतिष्ठते
द्वारिनद्वारमुपसेवयेत् ॥ स्वामिनादापितंकिंचित्कस्मैचिन्नददात्यपि ॥ ६४ ॥ सेवयेद्भर्तुरुच्छिष्टमि
ष्टमन्नफलादिकम् ॥ महाप्रसादइत्युक्त्वामोदमानानिरंतरम् ॥ ६५ ॥

॥ ૬૩ ॥ બારણે ઘણીવાર સુધી ઊભા રહેવું નહિ તેમજ ઘણા વખત સુધી ઓટલાપર બેસવું નહિ. સ્વામીએ જે
૨૭૬ કંઇ અપાવ્યું હોય તે કોઇને કંઇપણ આપવું નહીં ॥૬૪॥ સ્વામીનું ઉચ્છિષ્ટ અન્ન ફળ વિગેરેને મહા પ્રસાદ
૧૩૭ છે એમ કહી નિરંતર હર્ષ મનવાળા થઇ ખાવું ॥ ૬૫ ॥ ૧૩૭

કોઇ વખત પણ સુખથી સુતેલા. સુખથી બેઠેલા પોતાની મરજીથી રમતા એવા પતિને આતુરતાના કામોમાં પણ ઉઠાડવા નહિ ॥૬૬॥ કોઇ વખત પણ એકલા જવુ નહિ, નગ્ન સ્નાન કરવુ નહીં કોઈ વખત પણ સારી સ્ત્રીએ પોતાના પતિનો દ્વેષ કરનારી સ્ત્રીને સાધ્વી કહેવી નહિ ॥૬૭॥ કોઇ વખત પણ સારી સ્ત્રીએ ખાંડણીઆ ઉપર, સાંબેલા ઉપર, વધિની ઉપર, પથ્થર (ઓળશીયા) ઉપર, ઘંટી ઉપર અને ઉંબરા ઉપર નહિ બેસવું. ॥ ૬૮ ॥ શંકરથી

सुखसुप्तंसुखासीनंरममाणंयदृच्छया ॥ आतुरेष्वपिकार्येषुपतिंनोत्थापयेत्क्वचित् ॥ ६६॥
नैकाकिनीक्वचिद्गच्छेन्नग्नास्नानमाचरेत् ॥ भर्तृविद्वेषिणींनारींसाध्वींनोभावयेत्क्वचित् ॥ ६७ ॥
नोलूखलेनमुसलेनवर्धिन्यांदृषद्यपि ॥ नयंत्रकेपिदेहल्यांसतीचोपविशेत्क्वचित् ॥ ६८ ॥ तीर्थस्ना
नार्थिनीनारीपतिपादोदकंपिबेत् ॥ शंकरादपिविष्णोर्वापतिरेवाधिकःस्त्रियाः ॥ ६९ ॥ व्रतोपवास
नियमंपतिमुल्लंघ्ययाचरेत् ॥ आयुष्यंहरतेभर्तुर्मृतानरकमृच्छति ॥ ७० ॥ उक्ताप्रत्युत्तरंदद्यान्ना
रीक्रोधेनतत्परा ॥ सरमाजायतेग्रामेसृगालीनिर्जनेवने ॥ ७१ ॥

અને વિષ્ણુથી પણ અધિક સ્ત્રીને પતિજ છે માટે તીર્થમાં સ્નાન કરવાની ઇચ્છાવાળી સ્ત્રીએ પતિના ચરણ ધોયલું પાણી પીવું ॥ ૬૯ ॥ જે સ્ત્રી સ્વામીનું ઉલ્લંઘન કરી વ્રત તથા ઉપવાસનો નિયમ ધારણ કરે છે તે સ્ત્રી પતિના આયુષ્યને હરે છે અને મૃત્યુ પામ્યા પછી નરકને પામે છે. ॥ ૭૦ ॥ પતિએ બોલાવેલી જે સ્ત્રી ક્રોધથી તત્પર થઇ જવાબ આપે છે તે સ્ત્રી ગામમાં કુતરી થાય છે અને નિર્જન વનમાં શિયાળવી થાય છે ॥ ૭૧ ॥

पु० मा०

अ० ३०

સ્ત્રીઓનો ઉત્તમ એવો એક નિયમ કહેલો છે. કે સ્વામીના ચરણોનું પૂજન કરી સ્ત્રીએ નિરન્તર ભોજન કરવું ॥૭૨॥ જે સ્ત્રી સ્વામીને ત્યાગ કરી કેવળ પોતેજ મિષ્ટાન્ન જમે છે તે સ્ત્રી વૃક્ષના કોતરમાં સૂનારી ક્રુર ઘુવડ થાય છે ॥૭૩॥ જે સ્ત્રી સ્વામીનો ત્યાગ કરી એકાંન્તમાં ફક્ત ફરે છે તે સ્ત્રી ગામમાં સુવરની સ્ત્રી વડવાગલી કુતરી કે ભુંડની સ્ત્રી થાય છે ॥૭૪॥ જે સ્ત્રી અંહકાર કરી અપ્રિય બોલે છે. તે સ્ત્રી મૂંગીજ થાય છે જે સ્ત્રી શોકયની અ

स्त्रीणांहिपरमश्चैकोनियमःसमुदाहृतः ॥ अभ्यर्च्यभर्तुश्चरणौभोक्तव्यंचसदास्त्रिया ॥७२॥ याभर्तारंपरित्यज्य मिष्टमश्नातिकेवलम् ॥ उलूकीजायतेक्रूरावृक्षकोटरशायिनी ॥ ७३ ॥ याभर्तारंसमुत्सृज्यरहश्चरतिकेवलम् ॥ ग्रामेवासूकरीभूयाद्वल्गुलीवाश्वविद्भुजा ॥ ७४ ॥ याहुंकृत्याप्रियंब्रूतेसामूकाजायतेखलु ॥ यासपत्नींसदेर्ष्येतदुर्भगासान्यऽजन्मनि ॥ ७५ ॥ दृष्टिंविलुप्यभर्तुर्याकंचिदन्यंसमीक्षते ॥ काणावाविमुखीचापीकुरूपाचैवजायते ॥ ७६ ॥ बाह्यादागतमालोक्यत्वरिताचजलासनैः ॥ तांबूलैर्व्यजनैश्चैवपादसंवाहनादिभिः ॥ ७७ ॥

દેખાઈ કરે છે તે આવતા જન્મમાં નઠારા ભાગ્યવાળી થાય છે ॥૭૫॥ જે સ્ત્રી સ્વામીની દ્રષ્ટિ છુપાવી કોઇ બીજાને જુવે છે તે કાણી ખરાબ મુખવાળી કે કુરૂપી થાય છે. ॥ ૭૬ ॥ જે સ્ત્રી પતિને બહારથી આવેલા જોઈ ઉંતાવળથી બેસવાને આસન તથા પાણી તાંબુલ પંખો (વીંઝણો) આપે છે અને પગ ચંપી કરે છે ॥૭૭॥

તથા અત્યન્ત સારામાં સારા વચનોથી સારી રીતે સેવા કરે છે તે સ્ત્રીને પંડિતોએ પતિવ્રતા સ્ત્રીઓના મસ્તકના રત્નરૂપ કહેલી છે ॥ ૭૮ ॥ પતિ દેવ, પતિ ગુરૂ, ધર્મ તીર્થ અને વ્રતરૂપ કહેલો છે તે માટે સઘળું ત્યાગ કરી એક પતિનું પૂજન કરવું ॥ ૭૯ ॥ જીવ ગયા પછી દેહ જેવી રીતે ક્ષણમાં અપવિત્ર થાય છે તે પ્રમાણે પતિ વડે હીન એવી સ્ત્રી સુસ્નાત હોય તોપણ અપવિત્ર જાણવી ॥ ૮૦ ॥ સવ અમંગળ પદાર્થોમાં મુખ્ય અમંગળ વિધવા

**अतिप्रियतरैर्वाक्यैर्भर्तारंयासुसेवते ॥ पतिव्रताशिरोरत्नंसानारिकाथिताबुधैः ॥७८॥ भर्ता देवोगुरुभर्त्ताधर्मतीर्थव्रतानिच ॥ तस्मात्सर्वंपरित्यज्यपतिमेकंसमर्चयेत् ॥ ७९ ॥ जीवहीनोयथा देहः क्षणादशुचितांव्रजेत् ॥भर्तृहीनातथायोषितसुस्नाताप्यशुचिःसदा ॥८०॥ अमंगलेभ्यःसर्वेभ्यो विधवाह्यत्यमंगला ॥ विधवादर्शनात्सिद्धिर्जातुक्वापिनजायते ॥ ८१ ॥ विहायमातरंचैकामाशी र्वादप्रदायिनीम् ॥ अन्याशिषमपिप्राज्ञस्त्यजेदाशीविषोपमाम् ॥ ८२ ॥ कन्यांविवाहसमयेवा चयेयुरितिद्विजाः ॥ भर्तुःसहचरीभूयाज्जीवतोजीवतापिवा ॥ ८३ ॥**

સ્ત્રીને જાણવી. વિધવાનું દર્શન થવાથી કદી કોઇપણ કાર્યની સિદ્ધિ થતી નથી ॥ ૮૧ ॥ આશીર્વાદ આપનારી કેવળ માતાને છોડીને ડાહ્યા માણસે સર્પના સરખા બીજી સ્ત્રીના આશીર્વાદનો ત્યાગ કરવો ॥ ૮૨ ॥ બ્રાહ્મણોએ કન્યાના વિવાહ સમયે કન્યાને એમ કહેવું કે જેથી તે ધણીના જીવતાં છતાં અથવા મૃત છતાં પણ ધણીની સાથે ગતિ કરનારી થાય ॥ ૮૩ ॥

પુ० મા०

અ० ३०

તેથી પત્નીએ પોતાની દેહવાળી છાયા વડે નિરંતર ધણીની પાછળ જવું. આ પ્રમાણે સતિ તથા ભક્તિવાળી સ્ત્રીએ સદા સ્વામીને અનુકુળ થઇ રહેવું ॥ ૮૪ ॥ જેમ વાદીગર બલપૂર્વક સર્પને દરમાંથી કાઢે છે એ પ્રમાણે સતી સ્ત્રી યમના દૂતોથી પણ પતિને છોડાવી સ્વર્ગ પ્રત્યે લઇ જાય છે ॥ ૮૫ ॥ યમના દૂતો સતી સ્ત્રીને દૂરથી જોઇને પાપિષ્ઠ તથા પતિત એવા પણ તેના પતિ છોડીને નાશી જાય છે ॥ ૮૬ ॥ ધણીની સાથે ક્રીડા કરનારી પતિવ્રતા સ્ત્રી જેટલી પોતાના શરીરમાં રોમની સંખ્યા છે તેટલા કરોડ વર્ષ પર્યંત સ્વર્ગના સુખને ભોગવે છે ॥ ૮૭ ॥ જે દુષ્ટાચરણવાળી

तस्माद्भर्तानुयातव्योदेहवच्छाययास्वया ॥ एवंसत्यासदास्थेयंभक्त्यापत्यनुकूलया ॥८४॥ व्यालग्राहीयथाव्यालंबिलादुद्धरतेबलात् ॥ एवमुत्क्रम्दूतेभ्यःपतिंस्वर्गंनयेत्सतो ॥ ८५ ॥ यमदूताः पलायंतेसतीमालोक्यदूरतः ॥ अपिदुष्कृतकर्माणमुत्सृज्यपतितंपतिम् ॥ ८६ ॥ यावत्स्वलोमसंख्यास्तितावत्कोट्ययुतानिच ॥ भर्त्रास्वर्गसुखंभुक्तेरममाणापतिव्रता ॥ ८७ ॥ शीलभंगेनदुर्वृताः पातयंतिकुलद्वयम् ॥ पितुःकुलंतथापत्युरिहामुत्रचदुःखिताः ॥ ८८ ॥ अनुयातिनभर्तारंयदिदैवात्कथंचन ॥ तत्रापिशीलंसंरक्ष्यंशीलभंगात्पतत्यध ः ॥ ८९ ॥

સ્ત્રી પોતાના શિયલ વ્રતનો ભંગ કરે છે તે આ લોક અને પર લોકમાં દુઃખી થાય છે તથા પિતા અને પતિના બન્નેના કુલને નરકમાં નાંખે છે ॥ ૮૮ ॥ જો દૈવયોગથી કોઇ પણ રીતે સ્ત્રી પતિની આજ્ઞા પ્રમાણે ચાલતી ન હોય તોપણ પોતાના શિયલ વ્રતનું તો રક્ષણ કરવું કારણ કે શીલ ભંગ થવાથી તે નરકમાં પડે છે ॥ ૮૯ ॥

સ્ત્રીના આવા દુષાચારથી તેનો પિતા તેમજ પતિ સ્વર્ગથી પાછા પડે છે અને જો સદાચણ (શિયલવ્રત) પાળે તો તેઓ પડતા નથી. વિધવા સ્ત્રીએ અંબોડો બાંધ્યાથી ઘણી બંધાય છે ॥ ૯૦ ॥ તેટલા કારણ માટે વિધવા સ્ત્રીએ નિરંતર માથાનું વપન કરાવવું. સદા એકજવાર અહાર કરવો પણ કદિ બીજીવાર કરવો નહિ ॥ ૯૧ ॥ પલંગપર શયન કરનારી વિધવા સ્ત્રી પતિને નરકમાં નાંખે છે તેથી પતિના સુખને ઇચ્છનારી સ્ત્રીએ પૃથ્વીપર શયન કરવું ॥૯૨॥ તેમજ વિધવા સ્ત્રીએ શરીરપર તેલ લગાડીને સ્નાન નહિ કરવું તથા તાંબુલ ભક્ષણ પણ ન કરવું તથા તેણીએ

तद्दैगुण्यात्पितास्वर्गात्पतिःपततिनान्यथा ॥ विधवाकबरीबंधोभर्तृबंधायजायते ॥९०॥
शिरसोवपनंकार्यंतस्माद्विधवयासदा ॥ एकाहारःसदाकार्योनद्वितीयःकदाचन ॥ ९१ ॥ पर्यंकशा
यिनीनारीविधवापातयेत्पतिम् ॥ तस्माद्भूशयनंकार्यंपतिसौख्यसमीहया ॥ ९२ ॥ नैवांगोद्वर्तनं
कार्यंनतांबूलस्यभक्षणम् ॥ गंधद्रव्यस्यसंभोगोनैवकार्यस्तयाक्वचित ॥ ९३ ॥ तर्पणंप्रत्यहंकार्यं
भर्तुःकुशतिलोदकैः ॥ तत्पितुस्तत्पितुश्चापिनामगोत्रादिपूर्वकम् ॥ ९४ ॥ श्वेतवस्त्रंदाधार्यमन्य
थारौरवंव्रजेत् ॥ इत्येवंविधैर्युक्ताविधवापिपतिव्रता ॥ ९५ ॥

કદિ સુગંધી પદાર્થોનો ઉપભોગ કરવોજ નહિ ॥ ૯૩ ॥ પતિવ્રતા વિધવા સ્ત્રીએ. પતિનું દર્ભ તલ તથા જવ વડે નિરંતર તર્પણ કરવું તથા નામ અને ગોત્રના ઉચ્ચારણ પૂર્વક પતિના પિતાનું તેમજ તેમના પિતાનું પણ તર્પણ કરવું ॥ ૯૪ ॥ વળી વિધવા સ્ત્રીએ હંમેશાં શ્વેત વસ્ત્ર ધારણ કરવા. જો બીજા વસ્ત્ર ધારણ કરે તો નરકમાં પડે. આ પ્રકારના નિયમો વડે વિધવા છતાં પતિવ્રતા સ્ત્રીએ વર્તવું ॥ ૯૫ ॥

શ્રી નારાયણ બોલ્યા— દૈવતવાળા ત્રણે લોકમાં સ્ત્રીઓનું પતિના સરખું બીજું દૈવત નથી. જો પતિ સંતુષ્ઠ થાય તો સ્ત્રીના સર્વ મનોરથ પૂર્ણ થાય છે અને તે જો ગુસ્સે થાય તો સર્વ મનોરથ અત્યન્ત નાશ પામે છે ॥૯૬॥ વળી પતિની પસન્નતાથી બાળક અનેક પ્રકારના વૈભવ શય્યા આસન અને ઉત્તમ ભોજન વસ્ત્ર પુષ્પ ગંધ તેમજ અહિંઆ અને સ્વર્ગ લોકમાં અનેક પ્રકારની કીર્તી સ્ત્રીને પ્રાપ્ત થાય ॥ ૯૭ ॥

॥श्रीनारायणउवाच ॥ ॥ नेतादृशंदैवतमस्तिकिंचित्सर्वेषुलोकेषुसदैवतेषु ॥ यदापतिस्तुष्यतिसर्वकामाँल्लभ्यात्प्रकामंकुपितश्चहन्यात् ॥ ९६ ॥ तस्मादपत्यंविविधाश्चभोगाःशय्यासनान्यद्भुतभोजनानि ॥ वस्त्राणिमाल्यानितथैवगंधाःस्वर्गेचलोकेविविधाचकीर्त्तिः ॥ ९७ ॥

॥ इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तममाहात्म्येश्रीनारायणनारदसंवादेपातिव्रताधर्मनिरूपणे त्रिंशोऽध्यायः ॥ ३० ॥

ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્ય વિષે શ્રી નારાયણ તથા નારદના સંવાદમાં પતિવ્રતા ધર્મનું નિરૂપણ એ નામનો ૩૦મો અધ્યાય સંપૂર્ણ ॥ ૩૦ ॥

સૂત બોલ્યા—હે બ્રાહ્મણો, આ પ્રકારે પતિવ્રતા સ્ત્રીના ધર્મ સાંભળીને કાંઇક પૂછવાની ઇચ્છાવાળા મુનિ નારદ જે તે પુરાતન એવા નારાયણ મુનિને કહે છે. ॥ ૧ ॥ નારદ બોલ્યા—હે બદરીપતે નારાયણ સઘળા દાનમાં અધિક દાન કાંસાના સંપુટનું કહ્યું છે. એનું કારણ મને સ્ફુટ કહો. ॥ ૨ ॥ શ્રી નારાયણ બોલ્યા—હે બ્રહ્મન્ એક વખત પૂર્વે આ વ્રત પાર્વતી કરતા હતા, ત્યારે મહાદેવને પૂછ્યું કે આ વ્રતમાં ઉત્તમ દાન શું આપવું. ॥ ૩ ॥ કે જે

॥ सूतउवाच ॥ इत्थंपतिव्रताधर्ममाकर्ण्यनारदोमुनिः ॥ किंचित्प्रष्टुमनाविप्रामुनिमाहपुरातनम् ॥ १ ॥ ॥ नारदउवाच ॥ सर्वदानाधिकंकांस्यसंपुटंपरिकीर्तितम् ॥ एतत्कारणमव्यक्तंवदमे बदरीपते ॥ २ ॥ ॥ श्रीनारायणउवाच ॥ ॥ एकदैतद्व्रतंपूर्वंचीकरदुमापुरा ॥ तदापृच्छन्महादेवंकिंदेयंदानमुत्तमम् ॥ ३ ॥ येनसंपूर्णतांयातिव्रतंमेपारुषोत्तमम् ॥ तन्मेवददयासिंधोसर्वेषांहिततहेतवे ॥ ४ ॥ तच्छ्रुत्वामनसिध्यायन्ध्यायन्श्रीपुरुषोत्तमम् ॥ उमामजीगदच्छंभुःसर्वलोकहितैषिणीम् ॥ ५ ॥

દાને કરી મારૂં પુરૂષોત્તમ માસ સંબંધી વ્રત સંપૂર્ણપણાને પામે. હે દયાના સાગર, સર્વના હિતના કારણ માટે તે મને કહો. ॥ ૪ ॥ તે સાંભળીને મનમાં શ્રી પુરૂષોત્તમનું ધ્યાન કરતા કરતા મહાદેવ જે તે સર્વ લોકના હિતને ઇચ્છનારી પાર્વતીને કહેતા હતાં. ॥ ૫ ॥

श्री महादेव बोल्या—हे पार्वती, वेदमां कंइपण एवुं दान करवाने योग्य नथी के जेथी पुरुषोत्तम मासनुं व्रत संपूर्ण विधिने संपादन थाय. ॥ ६॥ हे पर्वतनी पुत्रि जे जे उत्तम दान कह्यां ते ते सघळा दानो आ श्री कृष्णने वहाला एवा पुरुषोत्तम मासमां गौणता (हलकापणा)ने पाम्या. ॥ ७ ॥ हे सुंदरि, तेटला कारण माटे श्री पुरुषोत्तम मासमां एवा प्रकारनुं कंइ दान नथी के जे दान करवाथी तारुं व्रत संपूर्ण थाय. ॥ ८ ॥ हे अंगना

॥ श्रीमहादेवउवाच॥ ॥नशक्यंकिंचिद्देवास्तिदानंश्रीपुरुषोत्तमे ॥ व्रतपूर्णविधिंकर्तुमपर्णे छंदसिक्वचित् ॥ ६ ॥ यद्यद्दानंगिरिसुतेह्युत्तमंपरिकीर्तितम् ॥ श्रीकृष्णवल्लभेमासितत्सर्वंगौणतां गतम् ॥ ७ ॥ तस्मादेतादृशंदानंनैवास्तिक्वापिसुंदरि ॥ येननेव्रतसंपूर्तिर्भवेच्छ्रीपुरुषोत्तमे ॥८॥ पुरुषोत्तममासेस्मिन्व्रतसंपूर्णहेतवे ॥ ब्रह्मांडंसंपुटाकारंतदर्हंदेयमंगने ॥९॥ नशक्यंतत्तुकेनापि दातुंकापिवरानने ॥ तस्मादेतत्प्रातिनिधिंकृत्वाकांस्यस्यसंपुटम् ॥ १०॥ तन्मध्येपूरयित्वैवापूपांस्त्रिंशन्मितान्मुदा ॥ सप्ततंतुभिरावृत्यसंपूज्यविधिवत्प्रिये ॥ ११ ॥

आ पुरुषोत्तम मासमां व्रत संपूर्णना हेतुने माटे ब्रह्मांड (पृथ्वीने आकाश)नुं संपुटाकारने आपवाने योग्य छे. ॥ ९ ॥ हे सुंदर मुखवाळि ते ब्रह्मांडनुं दान आपवाने कोइपण समर्थ नथी. तेथी ब्रह्मांडना प्रतिनिधि कांसानुं संपुट करीने ॥ १० ॥ हर्षथी तेनी अंदर त्रिश मालपूडा मूकीने सातवार सुतरथी वींटाळीने विधिपूर्वक पूजा करीने॥ ११॥

હે પ્રિયા—વ્રત સંપૂર્ણ થવાને માટે વિદ્વાન બ્રાહ્મણને આપવું. જો વૈભવ હોય તો ત્રિશ સંપુટ આપવાં ॥ ૧૨ ॥ આ પ્રમાણે ઉપકારને કરનારૂં સુંદર એવું મહાદેવનું વચન સાંભળી સર્વ લોકના કલ્યાણને ઇચ્છનારી પાર્વતી પ્રસન્ન થતી હતી ॥ ૧૩ ॥ હે નારદ ત્યાર પછી તે પાર્વતી ત્રિશ કાંસાના સંપુટો વિદ્વાનને આપી પૂર્ણ વ્રત વિધિ કરીને અત્યન્ત આનંદ પામી ॥ ૧૪ ॥ સૂત બોલ્યા—હે બ્રાહ્મણો આ પ્રમાણે અમૃત તુલ્ય નારાયણનું વચન સાંભળીને નારદ

देयंविप्रायविदुषेव्रतसंपूर्त्तिहेतवे ॥ एवंत्रिंशन्मितान्येवदेयानिसतिवैभवे ॥ १२ ॥ इत्याक
र्ण्यवचोरम्यंधूर्जटेरुपकारकम् ॥ अबीभवदुमाहृष्टासर्वलोकहितैषिणी ॥ १३ ॥ त्रिंशत्कांस्यानि
विद्वद्भयः संपुटानिव्यतीर्यसा ॥ पूर्णंव्रतविधिंकृत्वामुमोदातीवनारद ॥१४॥ ॥ सूतउवाच ॥ ॥ इत्या
कर्णमुनिर्विप्रानारायणवचोमृतम् ॥ पुनराहातितृप्तोसौनामंपुनःपुनः ॥ १५ ॥ ॥ नारदउवाच ॥
सर्वेभ्यःसाधनेभ्योऽयंमासःश्रीपुरुषोत्तमः ॥ वरीयान्निश्चितोमेद्यश्रुत्वामाहात्म्यमुत्तमम् ॥ १६ ॥
श्रुत्वापिजायतेभक्त्यामहापापक्षयोनृणाम् ॥ किंपुनःश्रद्धयाकर्तुर्विधिनाचेतिमेमतिः ॥ १७ ॥

મુનિ તૃપ્તિ નહિ પામતા હતા તે ફરીને કહે છે ॥ ૧૫ ॥ નારદ બોલ્યા—પુરૂષોત્તમ માસનું ઉત્તમ માહાત્મ્ય સાંભળીને મેં આજે નિશ્ચય કર્યો કે સઘળા સાધનોથી આ પુરૂષોત્તમ માસ શ્રેષ્ઠ છે ॥ ૧૬ ॥ ભક્તિ પૂર્વક આ માસનું માહાત્મ્ય સાંભળવાથી મનુષ્યોના મોટા પાપનો નાશ થાય છે તો શ્રદ્ધાને વિધિપૂર્વક આ વ્રત કરે તો અવશ્ય સર્વ પાપોનો નાશ થાય ॥ ૧૭ ॥

એથી બીજું કંઈપણ મારે સાંભળવાનું બાકી રહ્યું નથી. અમૃતપાનથી અત્યન્ત તૃપ્ત થયો છું અને બીજા જલની ઈચ્છા રાખતો નથી ॥ ૧૮ ॥ સુત બોલ્યા—આ પ્રમાણે કહીને મુનિઓમાં શ્રેષ્ઠ નારદરૂપી વિરામ પામીને નારાયણ મુનિના શ્રેષ્ઠ એવા ચરણ કમલને નમન કરતા હતા ॥ ૧૯ ॥ આ ભારત વર્ષમાં મનુષ્ય દેહ પ્રાપ્ત કરીને ઉત્તમ એવા પુરૂશોત્તમની સેવા નથી કરતું અથવા એ માસનું માહાત્મ્ય શ્રવણ નથી કરતા ને ઘરમાં આસકત રહેલા મનુષ્યોને અધમ જાણવા ॥ ૨૦ ॥ તે દુષ્ટ ભાગ્યવાળા હોવાથી નિરન્તર જન્મો જન્મમાં મૃત્યુને જન્મનો સ્વિકાર કરે છે અને તેને

॥अतःपरंनकिंचिन्मेश्रोतव्यमवशिष्यते ॥ पीयूषात्यंतसंतृप्तोनान्यत्तोयंसमीहते ॥ १८॥
॥सूतउवाच ॥ ॥इत्युक्त्वाविरतोविप्रोनारदोमुनिसत्तमः ॥ अनीनमत्पादपद्मंपुरातनमुनेःपरम
॥ १९ ॥ भारतेजनुरासाद्यपुरुषोत्तममुत्तमम् ॥ नसेवंतेनशृण्वंतिगृहासक्तानराधमा : ॥ २० ॥
गतागतंभजंतेत्रदुर्भगाजन्मजन्मनि ॥ पुत्रमित्रकलत्राप्तवियोगाद्दुःखभागिनः ॥ २१ ॥ अस्मि
न्मासेद्विजश्रेष्ठानासच्छास्त्राण्युदाहरेत् ॥ नस्वपेत्परशय्यायांनालपेद्वितथंक्वचित् ॥ २२ ॥
परापवादान्नब्रूयान्नकथंचित्कदाचन ॥ परान्नंचनभुंजीतनकुर्वीतपरक्रियाम् ॥ २३ ॥

પુત્ર, મીત્ર, સ્ત્રી સગાંવહાલાંના વિયોગથી દુઃખ ભોગવવાવાળા થાય છે ॥ ૨૧ ॥ હે દ્વિજ શ્રેષ્ઠ! આ માસમાં નાસ્તિકનો મત જેમાં વર્ણન કરેલો હોય એવા શાસ્ત્ર વાંચવા નહિ બીજાની પથારીમાં સૂવું નહિ બીજાની સાથે વ્યર્થ વાત કરવી નહિ ॥ ૨૨ ॥ બીજાની નિંદા કરવી નહિ કોઈ વખતપણ પારકું અન્ન ખાવું નહિ તેમજ બીજાનું કર્મ કરવું નહિ ॥૨૩॥

કૃપણપણું ન કરતાં બ્રાહ્મણને દાન આપવું દ્રવ્ય હોય ને શેઠપણું (કૃપણતા) કરે તો તે રૌરવ નરકમાં પડે છે ॥ ૨૪ ॥ આ માસમાં દરરોજ બ્રાહ્મણને ઉત્તમ ભોજન કરાવવું. વ્રત કરનારે દિવસના આઠમાં ભાગમાં ભોજન કરવું ॥ ૨૫ ॥ જે મનુષ્ય આ લોકમાં દરરોજ પુરૂષોત્તમની ભક્તિપૂર્વક પ્રેમપુરઃસર વિધિ વડે પૂજન કરે છે તે પુરૂષોને ધન્યવાદ છે ॥ ૨૬ ॥ ઈન્દ્ર ધુમી યૌવનાશ્વ ભગીરથ વિગેરે રાજાઓ પુરૂષોત્તમની આરાધના કરીને ભગવાન્‌ની સમીપમાં

**वित्तशाठ्यमकुर्वाणोदानंदद्याद्द्विजायतये ॥ विद्यमानेधनेशाठ्यंकुर्वाणोरौरवंव्रजेत् ॥२४॥ दिनेदिनेद्विजेंद्रायदत्वाभोजनमुत्तमम् ॥ दिवसस्याष्टमेभागेव्रतीभोजनमाचरेत् ॥ २५ ॥ धन्यास्तेपुरुषालोकेयेनित्यंपुरुषोत्तमम् ॥ अर्चयंतिविधानेनभक्त्याप्रेमपुरःसरम् ॥२६॥ इन्द्रद्युम्नःशतद्युम्नोयौवनाश्वोभगीरथः ॥ पुरुषोत्तममाराध्यययुर्भगवदंतिकम् ॥ २७ ॥ तस्मात्सर्वप्रयत्नेनसंसेव्यः पुरुषोत्तमः ॥ सर्वसाधनतःश्रेष्ठःसर्वार्थफलदायकः ॥ २८ ॥ गोवर्धनधरंवंदेगोपालंगोपरुपिणम् ॥ गोकुलोत्सवमीशानंगोविंदंगोपिकाप्रियम् ॥ २९ ॥**

ગયા છે ॥ ૨૭ ॥ તે માટે સર્વ પ્રયત્ન કરીને પુરૂષોત્તમ ભગવાનનું સેવન કરવું સઘળા સાધનોથી શ્રેષ્ઠ છે ને સર્વ અર્થ ને ફળ આપનારૂં છે ॥ ૨૮ ॥ ગોવર્ધન પર્વતને ધારણ કરનાર ગાયનું પાલન કરનાર ગોવાળિયારૂપને ધારણ કરનાર ગોકુળમાં ઉત્સવરૂપ—ઇશ ગોપિકાના વહાલા એવા ગોવિંદને નમસ્કાર કરૂં છું. ॥ ૨૯ ॥

પૂર્વે કૌંડિન્ય નામે બ્રાહ્મણે આ મંત્રને વારંવાર કહેલો છે તો ભક્તિ વડે આ મંત્રનો જપ કરતા માસ સંપૂર્ણ કરે તો તે પુરૂષોત્તમને પામે ॥ ૩૦ ॥ નુનત મેઘના સરખા શ્યામ એવા બે હાથવાળા મુરલીને ધારણ કરનાર દેદીપ્ય પીતામ્બરને ધારણ કરનાર સુંદર એવા રાધા સહવર્તમાન પુરૂષોત્તમનું ધ્યાન કરવું ॥ ૩૧ ॥ પુરૂષોત્તમનું પૂજન કરતા, ન ધ્યાન કરતાં જે કોઈ માણસ ભક્તિ વડે પૂર્ણ કરે છે. તે પોતાને ઇષ્ટ વસ્તુ સર્વ પ્રાપ્ત કરે છે ॥ ૩૨ ॥ હે તપોધના આ

कौंडिन्येनपुराप्रोक्तमिमंमंत्रंपुनःपुनः॥जपन्मासंनयेद्भक्त्यापुरुषोत्तममाप्नुयात् ॥ ३० ॥
ध्यायेन्नवघनश्यामंद्विभुजंमुरलीधरम् ॥ लसत्पीतपटंरम्यंसराधंपुरुषोत्तमम् ॥ ३१॥ध्यायंध्यायं
नयेन्मासंपूजयन्पुरुषोत्तमम् ॥ एवंयःकुरुतेभक्त्यास्वाभीष्टंसर्वमाप्नुयात् ॥ ३२ ॥ गुह्याद्गुह्यतरंचैत
तन्नवाच्यंयस्यकस्यचित् ॥ मयापिकथितंनैवकस्याप्यग्रेतपोधनाः ॥ ३३ ॥ श्रोतव्यमेतत्सततं
पुराणमभीष्टदंपावनमादरेण ॥ श्लोकैकमात्रश्रवणेनपुंसामघानिसर्वाणिनिहंतिविप्राः ॥ ३४ ॥
गंगादिसर्वतीर्थेषुमज्जतोयत्फलंभवेत् ॥ तत्फलंशृण्वतस्तस्यमाहात्म्यंमुनिसत्तमाः ॥ ३५ ॥

છાનામાં છાનું કોઈને પણ કહેવું નહિ. મે પણ કોઇની આગળ કહ્યું નથી ॥ ૩૩ ॥ હે બ્રાહ્મણો ઇચ્છિત ફળને આપનારૂં પવિત્ર આ પુરાણ નિરન્તર આદર પૂર્વક સાંભળવું. એક શ્લોક શ્રવણ કરવાથી મનુષ્યોના સવ પાપો નાશ પામે છે ॥૩૪॥ હે મુનિઓમાં શ્રેષ્ઠ બ્રાહ્મણો ગંગા વિગેરે સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ પ્રાપ્ત થાય તેટલુંજ ફળ આ પુરૂષોત્તમ માસનું માહાત્મ્ય સાંભળવાથી પ્રાપ્ત થાય છે ॥ ૩૫ ॥

પૃથ્વીની પ્રદક્ષિણા કરતો મનુષ્ય જે પુણ્ય પ્રાપ્ત કરે છે. તેટલુંજ પુણ્ય આ પુરૂષોત્તમ માસનું માહાત્મ્ય સાંભળનારને પ્રાપ્ત થાય છે ॥ ૩૬ ॥ અને બ્રાહ્મણ જો શ્રવણ કરે તો બ્રહ્મતેજવાળો થાય છે ક્ષત્રિય સાંભળે તો પૃથ્વીનો રાજા થાય છે વૈશ્ય સાંભળે તો દ્રવ્યનો પતિ થાય છે શુદ્ર જો શ્રવણ કરે તો શ્રેષ્ઠપણાને પ્રાપ્ત કરે ॥ ૩૭॥ જે બીજા પશુચરાવવાલા તત્પર નિષ ભિલ્લ વિગેરે જ્ઞાતિમાં પશુ સરખા જ્ઞાન વગર તે સઘળાઓ પુરૂષોત્તમ માસનું માહા-

इलांप्रदक्षिणीकुर्वन्यत्पुण्यंलभतेनरः ॥ तत्पुण्यंशृण्वतस्तस्यमाहात्म्यंपौरुषोत्तमम्॥३६॥ ब्राह्मणोब्रह्मवर्चस्वीक्षत्रियोवसुधाधिपः ॥ वैश्योधनपतिर्भूयाच्छूद्रःसत्तमतांलभेत् ॥ ३७ ॥ येन्ये किरातहूणाद्याःपशुचर्यापरायणाः ॥ तेसर्वेमुक्तिमायांतिश्रुत्वोमाहात्म्यमुत्तमम् ॥ ३८ ॥ पुरुषोत्तमाहात्म्यंलेखयित्वाद्विजन्मने ॥ संभूष्यवस्त्रभूषाभिर्विधिनायःप्रयच्छति ॥ ३९ ॥ कुलत्रयंसमुद्धृत्यगोलोकंयातिदुर्लभम् ॥ यत्रास्तेगोपिकावृंदैर्वेष्टितःपुरुषोत्तमः ॥ ४० ॥ लिखित्वाधारयेद्यस्तु गृहेमाहात्म्यमुत्तमम् ॥ तद्गृहे सर्वतीर्थानिविलसंतिनिरंतरम् ॥ ४१ ॥

ત્મ્ય સાંભળીને મુક્તિને પામ્યા ॥ ૩૮ ॥ પરૂષોત્તમ માસનું માહાત્મ્ય લખાવીને વસ્ત્ર અલંકારોથી શોભિત કરી વિધિવડે બ્રાહ્મણને જે આપે છે ॥ ૩૯ ॥ જયાં ગોપીઓના સમૂહથી વીંટળાયલા પુરૂષોત્તમ ભગવાન્ છે ત્યાં તે ત્રણ કુળનો ઉદ્ધાર કર. દુર્લભ એવા ગો-લોકમાં જાય છે ॥ ૪૦ ॥ પુરૂષોત્તમ માસનું માહાત્મ્ય લખીને જે ઘરમાં રાખે છે તેના ઘરમાં નિરન્તર ગંગા વગેરે સઘળા તીર્થો વાસ કરે છે ॥ ૪૧ ॥

અનંત પુણ્યવાળા પુરૂષોત્તમના મહિમાને સાંભળી નિરન્તર વિસ્મય પામી છે બુદ્ધિ તે જેમની એવા સર્વ મુનિઓ વિનયથી ભગવાન્‌ના ચરણુની સેવાની વિધિમાં ચતુર નિશ્ચયવાળા સૂતને કહેતા હતા. ॥ ૪૨ ॥ રૂષિઓ કહે છે—હે મહાબુદ્ધિવાળા, હે મહા ભાગ, હે સૂત સૂત તમને ધન્યવાદ છે. તમારા મુખથી અમૃત પાને કરી હમે અત્યંત કૃતાર્થ થયા છીએ. ॥ ૪૩ ॥ હે પુરાણીઓના મધ્યે શિરોમણિ હે સૂત તમે નિરંતર ઘણા વખત સુધી જીવો. જગત્‌માં પવિત્રને પાવન કરનારી તમારી કીર્તી નિરન્તર થાવ. ॥ ૪૪ ॥ તમારા મુખ કમળથી નીકળેલા

**मासोत्तमस्यमहिमानमनंतपुण्यंश्रुत्वासुविस्मितधियोमुनयश्चसर्वे ॥ ऊचुश्चसूततनयंविनयेनविष्वक्सेनांघ्रिसेवनविधौनिपुणानितांतम् ॥ ४२ ॥ ॥ ऋषयउचुः ॥ ॥ सूतसूतमाहाभागधन्योसित्वंमहामते ॥ त्वन्मुखामृतपानेनकृतार्थाःस्मोवयंभृशम् ॥ ४३ ॥ चिरंजीवसदासूतपौराणिकशिरोमणे ॥ अस्तुतेशाश्वतीकीर्तिर्जगत्पावनपावनी ॥ ४४ ॥ तुभ्यंप्रदत्तंनिमिषालयस्थैर्ब्रह्मासनंपूज्यतमंमुनीशैः॥त्वदीयवक्त्रांबुजनिर्गतश्रीमुकुंदवार्तामृतपानलोलैः ॥४५॥ विष्टरश्रवसएवपवित्रायावद्देववितताभुविकीर्तिः॥तावदत्र मुनिवर्यसमाजेश्रीहरेर्वदकथांकमनीयाम् ॥४६॥**

શ્રી કૃષ્ણની વાર્તારૂપ અમૃતનું પાન કરવાને લુબ્ધ અને નિમિષારણ્યમાં રહેનારા એવા મુનીશ્વરોએ અત્યન્ત પૂજવા યોગ્ય એવું બ્રહ્માસન તમને આપ્યું છે. ॥ ૪૫ ॥ તે માટે બ્રહ્મદેવની પવિત્ર કીર્તિ જેટલા સમય સુધી પૃથ્વીપર વિખ્યાત પામે છે. તેટલાજ સમય સુધી આ મુનિશ્રેષ્ટોના સમૂહમાં સુંદર એવા શ્રી કૃષ્ણની કથાને કહો. ॥ ૪૬ ॥

તે સૂતના પુત્ર આ પ્રમાણે બ્રાહ્મણોનો આશીર્વાદ વચન ગ્રહણ કરીને સઘળા બ્રાહ્મણોની પ્રદક્ષિણા કરી નમસ્કાર કરીને પોતાનું કાર્ય કરવાને ગંગા પ્રત્યે જતા હતા. ॥૪૭॥ નિમિષાઅરણ્યામાં રહેનારા રૂષિઓ પરસ્પર કહેવા લાગ્યા કે આ પુરૂષોત્તમ માસનું સુંદર શ્રેષ્ઠ એવું આ પુરાણ સર્વ મનોરથ પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ સરખું છે. ॥૪૮॥

ઇતિ શ્રી બૃહન્નારદીય પુરાણમાં પુરૂષોત્તમ માહાત્મ્યમાં શ્રી નારાયણ નારદ સંવાદમાં પુરૂષોત્તમ માહાત્મ્ય શ્રવણ ફળ કથનં નામ એકત્રિશમો અધ્યાય સમાપ્તઃ

**इत्थंद्विजांशीर्वचनंप्रगृह्यप्रदक्षिणीकृत्याद्विजान्समस्तान् ॥ नत्वागमद्देवनदींस्वकीयं कृत्यंविधातुंसचसूतसुनुः ॥ ४७ ॥ अन्योन्यमूचुर्निमिषालयस्थावरिष्ठमाहात्म्यामिदंपुराणम् ॥ मासस्यादिव्यंपुरुषोत्तमस्यसमीहितार्थार्पणकल्पवृक्षम्॥४८॥॥इतिश्रीबृहन्नारदीयपुराणेपुरुषोत्तम माहात्म्येश्रीनारायणनारदसंवादेपुरुषोत्तममाहात्म्येश्रवणफलकथनंनामएकत्रिंशोऽध्यायः॥३१॥**

**इदंश्रीबृहन्नारदीयपुराणोक्तपुरुषोत्तममाहात्म्यं मुग्धा, व्यतीपात, एकादशी सहितं गुर्जर भाषा टीका समलंकृतं ठाकोरदास नगीनदास वैश्येन 'सोदागर' मुद्रणालयेमुद्रयित्वाप्रकाशितम्॥**

આ શ્રી બૃહન્નારદીય પુરાણોક્ત પુરૂષોત્તમ માહાત્મ્ય, મુગ્ધા, વ્યતીપાત, એકાદશી સાથે ગુજરાતી ટીકા સહિત ઠાકોરદાસ નગીનદાસે 'સોદાગર' પ્રેસમાં છાપી પ્રસિદ્ધ કર્યું.

## ॥ अथएकादशी कथा प्रारंभः ॥

યુધિષ્ઠિર કહે છે—હે જનાર્દન અધિક માસની કઇ એકાદશી થાય, તેનું નામ શું અને તેનો વિધિ કયો તે કહો. ॥ ૧ ॥ શ્રીકૃષ્ણ બોલ્યા—મારા માસની જે પુણ્યકારક એકાદશી કહી તે નામ વડે પદ્મિની છે. તે પ્રયત્નથી ઉપવાસ કરેલી પદ્મનાભપુરમાં લઇ જાય છે. ॥ ૨ ॥ મારા માસમાં તેને મોટા પુણ્યવાળી કહેલી છે. પાપને નાશ કરનારી તેનું ફળ કહે

॥ युधिष्ठिरउवाच ॥ ॥ मलिम्लुचस्यमासस्यकावाएकादशीभवेत् ॥ किंनामकोविधिस्तस्याकथयस्वजनार्दन ॥ १ ॥ श्रीकृष्णउवाच ॥ ॥ममममासस्ययापुण्याप्रोक्तानाम्नाचपद्मिनी॥ सोपोषिताप्रयत्नेनपद्मनाभपुरंनयेत् ॥२॥ मममासेमहापुण्याकीर्तिताकल्मषापहा ॥ तस्याफलंकथयितुंनशक्तश्चतुराननः ॥ ३ ॥ नारदायपुराप्रोक्तंविधिनाव्रतमुत्तमम् पद्मिन्याःपापराशिघ्नंभुक्तिमुक्तिफलप्रदम् ॥ ४ श्रुत्वावाक्यंमुरारेस्तुप्रोवाचातिमुदान्वितः ॥ युधिष्ठिरोजगन्नाथंविधिंपप्रच्छधर्मवित् ॥ ५ ॥

વાને બ્રહ્મા પણ સમર્થ નથી. ॥ ૩ ॥ પૂર્વે બ્રહ્માએ નારદને ભક્તિને મુક્તિના ફળને આપનારૂં પાપના સમૂહને નાશ કરનારૂં પદ્મિનીનું ઉત્તમ એવું વ્રત કહ્યું. ॥ ૪ ॥ ભગવાનનું વાકય સાંભળી અત્યન્ત હર્ષથી યુક્ત થયેલો ધર્મને જાણનારો યુધિષ્ઠિર રાજા શ્રીકૃષ્ણને પદ્મિનીના વ્રતનો વિધિ પૂછતો હતો. ॥ ૫ ॥

રાજાનું વચન સાંભળીને પ્રીતિથી ઉઘડી ગયા છે કમળરૂપી નેત્ર તે જેના એવા શ્રીકૃષ્ણ કહે છે. હે રાજા મુનિઓને પણ અગોચર ( દેખાય નહિ ) એવું કહું છું તે તું સાંભળ. ॥ ૬ ॥ હે રાજા દશમીને દિવસે વ્રતનો આરંભ કરવો. અને કાંસુ, અડદ, મસૂર, ચણા, સાલો. ॥ ૭ ॥ શાક, મધ, અને પારકા અન્નનો એ દશનો દશેમને દિવસે ત્યાગ કરવો. તથા હવિષ્યાન ભોજન કરવું. મીઠું શિવાય ઇતરક્ષાર વર્જ કરવા. ॥ ૮ । દશમીને દિવસે પૃથ્વીપર સુવું.

श्रुत्वा राज्ञस्तुवचनंप्रीत्युत्फुल्लांबुजेक्षणः ॥ शृणुराजन्प्रवक्ष्यामिमुनिनामप्यगोचरम् ॥६॥ दशमीदिवसेप्राप्तेव्रतारंभोविधियिते ॥ कांस्यंमासंमसूरांश्चचणकाकोद्रवास्तथा ॥७॥ शाकमेधुपराम्नंचदशम्यांदशवर्जयेत् ॥ हविष्यान्नंचभूजीतअक्षारलवणंतथा ॥८॥ भूमिशायीब्रह्मचारीभवेच्च दशमीदिने ॥ एकादशीदिनेप्राप्तेप्रातरुत्थायसादरम् ॥९॥ विधायचमलोत्सर्गंनकुर्याद्दंतधावनम्॥ कृत्वाद्वादशगडूंषान्शूचिर्भूत्वासमाहितः ॥१०॥ सूर्योदयेशुभेतीर्थेस्नानार्थंप्रव्रजेत्सुधीः॥ गोमयंमृत्तिकांगृह्यातिलान्दर्भान्शुचिस्तथा ॥११॥

બ્રહ્મચર્યવ્રત પાળવું એકાદશીને દિવસે આદરપૂર્વક સવારમાં ઉઠવું. ॥ ૯ ॥ ને મલમૂત્રનો ત્યાગ કરવો. અને દાંતણ કરવું નહિ. પણ બાર કોગળા કરીને પવિત્ર થઈ સાવધથી. ॥ ૧૦ ॥ સારી બુદ્ધિવાળાએ સૂર્ય ઉદય થાય તેવારે પવિત્ર તીર્થમાં સ્નાન માટે ગાયનું છાણ, મટોડી, તલ, દર્ભ લઈને જવું. ॥ ૧૧ ॥

આમલાનું ચૂર્ણ તથા મૃત્તિકા શરીરે ચોળી વિધિપૂર્વક સ્નાન કરવું. " તે વખતે આ પ્રમાણે કહેવું". સો હાથવાળા વરાહ સ્વરૂપ શ્રીકૃષ્ણએ ધારણ કરેલી છે. ॥ ૧૨ ॥ એવી હે મૃત્તિકે તું બ્રહ્મદત્તને કાશ્યપથી આભમંત્રિત છે. તું મારા નેત્ર અને મસ્તકને લાગેલી છે તેથી મારૂં શરીર પવિત્ર કર. ॥ ૧૩ ॥ હે મૃત્તિકે ભગવાન્‌ની પૂજા કરવાને યોગ્ય એવો મને કર. તને નમસ્કાર કરૂં છું. સઘળી ઔષધી ઉત્પન્ન થયેલું ગાયના ઉદરમાં રહેલું. ॥ ૧૪ ॥ પૃથ્વીને પવિત્ર કરનાર ગોમય

चूर्णैरामलकीभूतैर्विधिनास्नानमाचरेत ॥ उद्धतासिवराहेणकृष्णेनशतबाहुना॥१२॥ मृत्ति
कब्रह्मद[illegible]भिमंत्रिता ॥ त्वंमेकुरुपवित्रांगंलग्नानेत्रेशिरोरुहे ॥१३॥ हरिपूजनयोग्यं-
मांमृत्तिकेकुरुतेनमः ॥ सर्वौषधिसमुत्पन्नंगवोदरमधिष्ठितम् ॥१४॥ पवित्रकरणंभूमेर्मांपावयतु
गोमयम् ॥ ब्रह्मष्ठीवनसंभूताधात्रीभुवनपावनी ॥१५॥ संस्पृष्टापावयांगंमेनिर्मलंकुरुतेनमः ॥देव
देवजगन्नाथशंखचक्रगदाधर ॥१६॥ देहिविष्णाममानुज्ञांतवतीर्थावगाहने वारुणांश्चजपेन्मंत्रा
न्स्नानंकुर्याद्विधानतः ॥१७॥

(છાણુ) મને પવિત્ર કર. આમલાની પ્રાર્થના–હે આમલા બ્રહ્મદેવના થુકથી ઉત્પન્ન થઇ ત્રણ ભુવનને પાવન કરનારા છે.॥૧૫॥ માટે મારા શરીરને તને લગાડું છું તો મારૂં શરીર નિર્મલ કર તને નમસ્કાર કરૂં છું. હેદેવના દેવ, હે જગત્‌નાનાથ. હે શંખ, ચક્ર, ગદાને ધારણ કરનાર ॥ ૧૬ ॥ હે વિષ્ણો, તમારા તીર્થ સ્નાન કરવાને મને આજ્ઞા આપો વરૂણ દેવના મંત્રનો જપ કરી વિધિથી સ્નાન કરવું. ॥ ૧૭ ॥

૩

ए० | मा०

હે રાજા ગમે તે કોઈ જલાશયમાં ગંગા વિગેરે તીર્થનું સ્મરણ કરી પછી વિધિવડે શરીરને માર્જન કરવું. ॥ ૧૮ ॥ તે માર્જન. મુખ. પૃષ્ઠ, હૃદય, બાહુ, મસ્તક અને અધો ભાગ. એટલા ઠેકાણે કરવું. પછી. પવિત્ર. અખંડિત સારૂં સફેત વસ્ત્ર ધારણ કરી. ॥ ૧૯ ॥ પછી સંધ્યા કરી દેવ અને પિતૃઓનું તર્પણ કરી વિધિ વડે હરિની પુજા કરે તો મોટા પાપો નાશ પામે છે. ॥ ૨૦ ॥ પછી ભગવાનના મંદિરમાં આવી. માષ પરિમિત સુવર્ણની રાધા કૃષ્ણની પ્રતિમાનું

गंगादितीर्थसंस्मृत्ययत्रकुत्रजलाशये ॥ पश्चात्संमार्जयेद्गात्रंविधिनानृपसत्तम ॥१८॥ मुखे पृष्टेचहृदयबाह्वोःशिरसिचाप्यधः ॥ परिधायसूक्ष्मवासःशुक्लंशुचिह्यखंडितम् ॥१९॥ ततःकुर्याद्धरेः पूजांमहापापंविनश्यति ॥ संध्यामुपास्यविधिनातर्पयित्वापितृन्सुरान् ॥२०॥ हरेर्मंदिरमागम्य-पूजयेत्कमलापतिम् ॥ स्वर्णमाषंकृतंदेवंराधिकासहितंहरिम् ॥ पार्वत्यासहितंदेवंपूजयेद्विधिपूर्वकम् ॥ २१ ॥ कुंभेपरिन्यसेद्देवंताम्रपात्रेऽथमृन्मये ॥ दिव्यवस्त्रसमायुक्तेदिव्यगंधानुवासिते ॥२२॥ तस्योपरिन्यसेत्पात्रंताम्रंरौप्यंहिरण्मयम् ॥ तस्मिन्संस्थापयेद्देवंविधिनापूजयेत्ततः ॥२३॥

પૂજન કરવું. અથવા પાર્વતી સહવર્તમાન દેવ શંકરનું વિધિપૂર્વક પૂજન કરવું ॥ ૨૧ ॥ ત્રાંબાના અથવા મૃત્તિકાના કુંભને સુંદર વસ્ત્ર અલંકારથી યુકત કરી તથા સુંદર ગંધના વાસથી યુકત કરી. તેનાપર ત્રાંબાનું અથવા રૂપાનું અથવા સુવર્ણનું પાત્ર મુકી તેના પર દેવની પ્રતિમાનું સ્થાપન કરી ત્યારપછી વિધિપૂર્વક પુજા કરવી. ॥ ૨૨ ॥ ૨૩ ॥

તે આ પ્રમાણે કે ઉત્તમ અને સુવાસિત જલ, ગંધ, ધુંપ, ચંદન, અગર. કપૂર, એ પદાર્થોથી દેવ ઇશ્વરનું પૂજન કરવું. ॥ ૨૪ ॥ તથા નાના પ્રકારના પુષ્પ. કસ્તુરી. કુંકુ-કમળ-તે વખતમાં ઉત્પન્ન થયેલા પુષ્પોથી પરમેશ્વરનું પૂજન કરવું. ॥ ૨૫ ॥ શક્તિ વડે ધુપ. દિપ. નાના પ્રકારના નૈવેદ્ય વડે તથા કર્પૂર સહિત આરતિવડે વિષ્ણુ તથા શિવનું પૂજન કરવું. ॥ ૨૬ ॥ ભગવાનની આગળ ભક્તિ પુર્વક નૃત્ય. ગીત. કરવા તે દિવસે પતિત. પાતકીજન. જોડે ભાષણ

संस्थाप्यसलिलैःश्रेष्ठैर्गंधधूपाधिवासितैः ॥ चंदनाग्ररुकर्पूरैःपूजयेद्देवमीश्वरम् ॥ २४ ॥ नानाकुसुमकस्तुरीकुंकुमेनासितांबुजैः ॥ तत्कालजातैःकुसुमैःपूजयेत्परमेश्वरम् ॥ २५ ॥ नैवेद्यैर्विविधैःशक्त्यातथानिराजनादिभिः ॥ धूपैर्दिपैःसकर्पूरैःपूजयेत्केशवंशिवम् ॥२६॥ नृत्यगीतंतदग्रेतुकुर्याद्भक्तिपुरस्सरम् ॥ नालपेत्पतितान्पापान्तस्मिन्नहनिनस्पृशेत् ॥२७॥ नानृतंहिवदेद्वाक्यंसत्यपूतंवचोवदेत् ॥ रजस्वलांनस्पृशेतननिंदद्ब्राह्मणंगुरुम् ॥२८॥ पुराणंपुरतोविष्णोःशृणुयात्सहवैष्णवैः ॥ निर्जलासाप्रकर्तव्यामासिशुक्लेमलिम्लुचे ॥२९॥

તથા તેનો સ્પર્શ કરવો નહિ. ॥ ૨૭ ॥ જુઠું બોલવું નહિ. સાચું અને પવિત્ર ભાષણ કરવું. રજસ્વલા સ્ત્રીને અડકવું નહિ. ગુરૂ તથા બ્રાહ્મણની નિંદા કરવી નહિ. ॥ ૨૮ ॥ ભગવાનની આગળ વૈષ્ણવોની સાથે પુરાણ શ્રવણ કરવું. અધિક માસની શુકલ પક્ષની એકાદસી (નિર્જલા જલ વગરની) કરવી. ॥ ૨૯ ॥

અથવા પાણી પીને રહેવું. અથવા દુધ પીને રહેવું પણ બીજે પ્રકાર ઉપવાસ કરવો નહિ. રાત્રિએ ગીત ગાવા, વાજાં વગાડવાં અને જાગરણ કરવું. ॥ ૩૦ ॥ રાત્રિએ પહેલા પહોરમાં નાળીએરથી અર્ઘ આપવા, બીજા પહોરમાં બીલાથી અર્ઘ આપવાં, ત્રીજા પહોરમાં બીજોરા ભગવાન્‌ને અર્ઘ સમર્પણ કરવાં ॥ ૩૧ ॥ અને ચોથે પહોર સોપારી તથા નારિંગિથી અર્ઘ સમર્પણ કરવા. પહેલા પહોરમાં અર્ઘ આપવાથી અગ્નિષ્ટોમ યજ્ઞના જેટલું ફળ મળે છે. ॥૩૨॥ બીજા પહોરમાં અર્ઘ આપવાથી વાજપેયયજ્ઞના જેટલું ફળ મળે છે. ત્રીજા પહોરમાં અર્ઘ આપવાથી અશ્વમેધ યજ્ઞનું

जलप।नेनवाकुर्याद्दुग्धाहारेणनान्यथा ॥ रात्रौजागरणंकुर्याद्गीतवादित्रसंयुतम् ॥ ३० ॥ प्रथमेप्रहरेपूजानारिकेलार्घ[illegible]त्तमम् ॥ द्वितीयेश्रीफलेश्चैवतृतीयेबीजपूरकै ॥ ३१ ॥ चतुर्थेपूजयेत्पूगैर्नारिंगैश्चविशेषतः ॥ प्रथमेप्रहरेपुण्यमाग्निष्टोमस्यजायते ॥ ३२ ॥ द्वितीयेवाजपेयस्यतृतीयेहयमेधजम् ॥ चतुर्थेराजसूयस्यजाग्रतोजायतेफलम् ॥ ३३ ॥ नातःपरतरंपूण्यंनातःपरतरामखाः ॥ नातःपरतराविद्यानातःपरतरंतपः ॥ ३४ ॥ पृथिव्यांयानितीर्थानीक्षेत्राण्यायतनानिच ॥ तत्स्नाता।नेचद्[illegible]येनाकारिहरेर्व्रतम् ॥३५॥

ફળ મળે છે. ચોથા પ્રહરમાં અર્ઘ આપવાથી રાજ સૂયયજ્ઞનું ફળ મળે છે. જાગરણ કરવાથી પણ ફળ પ્રાપ્ત થાય છે. ॥ ૩૩ ॥ એનાથી બીજું અતિ ઉત્તમ પુણ્ય નથી એનાથી અતિ શ્રેષ્ઠ યજ્ઞો પણ નથી એનાથી અતિ ઉત્તમ વિદ્યા નથી એનાથી અતિ શ્રેષ્ઠ તપ નથી. ॥ ૩૪ ॥ જેણે એકાદશીને દિવસે આ પ્રમાણે વ્રત કર્યું તેણે પૃથ્વીમાં જેટલા તીર્થો તથા જેટલા ક્ષેત્રો છે તેમાં સ્નાન કર્યું તથા તેના દર્શન કર્યાં એમ સમજવું. ॥ ૩૫ ॥

આ પ્રમાણે સૂર્ય ઉદય થાય ત્યાંસુધી જાગરણ કરવું. સૂર્ય ઉદય થયા પછી પવિત્ર તીર્થ પર જઈ સ્નાન કરવું ॥ ૩૬ ॥ સ્નાન કરી આવીને દેવવિષ્ણુનું ભાવથી પૂજન કરવું. પૂર્વે કહેલી વિધિ વડે બ્રાહ્મણોને ભોજન કરાવવું. ॥૩૭॥ અને વિષ્ણુ મૂર્તિ સાથે કુંભ વિગેરે જે કંઇ સાહિત્ય હોય તે વિધિપૂર્વક બ્રાહ્મણની પૂજા કરીને આપવું. ॥ ૩૮ ॥ પૃથ્વીપર જે કોઈ મનુષ્ય આ પ્રકારનું વ્રત કરશે તેનું વ્રત સફળ થઇ મુકિત ફળને આપનારૂં થશે. ॥ ૩૯ ॥ ભગ

एवजागरणंकुर्याद्यावत्सूर्योदयोभवेत् ॥ सूर्योदयेशुभेतीर्थेगत्वास्नानंसमाचरेत् ॥३६॥ स्नात्वैवागत्यभावेनपूजयेद्देवमीश्वरम् ॥ पूर्वोदितेनविधिनाभोजयेद्ब्राह्मणान्शुभाम् ॥३७॥ कुंभादिकंचयत्सर्वंप्रातिमांकेशवस्यच ॥ पूजयित्वाविधानेनब्राह्मणायसमर्पयेत् ॥३८॥ एवंविधंव्रतंयोवैकुरुतेभुविमानवः ॥ सफलंजायतेतस्यव्रतंमुक्तिफलप्रदम् ॥३९॥ एत्तत्तेमवर्माख्यातंयत्पृष्टोहंत्वयाऽनघ ॥ मलिम्लुचस्यमासस्यशुक्लायाविधिमुत्तमम् ॥४०॥ तानितेनचीर्णानिसर्वाणिनृपनंदन पद्मिन्याः[illegible]ःकुरुतेव्रतमुत्तमम् ॥४१॥

વાન્ કહે છે કે હે પાપ રહિત ધર્મરાજા તમે જે મને પૂછેલું તેથી તમને મલ માસના શુકલપક્ષની એકાદશીની ઉત્તમ વિધિ વિગેરે સઘળું કહ્યું. ॥ ૪૦ ॥ હે પાંડુ પુત્ર, જે મનુષ્ય પ્રીતિવાળો થઇ આ એકાદશીનું ઉત્તમ એવું વ્રત કરે છે તેણે સઘળા વ્રતો કર્યા એમ જાણવું. ॥ ૪૧ ॥

અધિક માસના કૃષ્ણપક્ષની એકાદશીની વિધિ પણ આજ પ્રમાણે જાણવી. સર્વ પાપને નાશ કરનારી તે પરમાત્માના નામની જાણવી. ॥ ૪૨ ॥ આ એકાદશી વિષે તને એક સુંદર કથા કહું છું. તે કથા પુલસ્ત્ય ઋષિએ નારદને વિસ્તારથી કહી છે. ॥ ૪૩ ॥ કાર્તવીર્ય રાજાએ પોતાના કેદખાનામાં રાવણને રાખ્યો હતો. તેને જોઇ પુલસ્ત્ય ઋષિએ રાજાની પ્રાર્થના કરીને રાવણને છોડાવ્યો. ॥ ૪૪ ॥ સુંદર દર્શનવાળા નારદ મુનિ તે આશ્ચર્યકારક સાંભળીને ત્યારે મુનિઓમાં

**कृष्णाया[illegible]मासस्याविधिस्तस्यापितादृशः परमासातुविज्ञेयासर्वपापक्षयंकरी ॥ ४२ ॥ अत्रतेकथयिष्यामिकथामेकां[illegible]नोरमाम् ॥ नारदायपुलस्त्येनविस्तरेण[illegible] ॥ ४३ ॥कार्त-वी[illegible]णकारायांनिक्षिप्तंवीक्ष्यरावणम् ॥ विमोचितःपुलस्त्येनयाचयित्वामाहिपतिम् ॥४४॥ तदा-श्चर्यंतदाश्रुत्वानारदोदिव्यदर्शनः पप्रच्छचयथाभक्त्यापुलस्त्यंमुनिपुंगवम् ॥४५॥ दशाननेनविजिताःसर्वेदेवाःसवासवाः ॥ [illegible]र्तवीर्येणविजितःकथंरणविशारदः ॥ ४६ ॥ नारदस्यवचःश्रुत्वापुलस्त्योमुनिरब्रवीत् ॥ शृणु वत्सप्रवक्ष्यामिकार्तवीर्यसमुद्भवम् ॥४७॥**

શ્રેષ્ઠ એવા પુલસ્ત્યને ભાકત વડે પૂછવા લાગ્યો. ॥ ૪૫ ॥ રાવણે ઇન્દ્રસહિત સકળ દેવોને જીત્યા. યુદ્ધમાં કુશળ એવા તે રાવણને કાર્તવીર્યએ કેવી રીતે જીત્યો. ॥ ૪૬ ॥ નારદનું વચન સાંભળી પુલસ્ત્ય મુનિ બોલતા હતા. કે હે વત્સ કાર્તવીપની ઉત્પાત્ત કહું છું તે તું સાંભળ. ॥ ૪૭ ॥

પૂર્વે ત્રેતાયુગમાં માહિષ્મતી નગરીનો રાજા હૈહય તેના કુલમાં અત્યંત બળવાળો કૃતવીર્ય રાજા થયો. ॥૪૮॥ તે રાજાને અત્યંત વહાલી એક હજાર સ્ત્રીઓ હતી પણ રાજય કરવામાં ધુરંધર એવો તેમને એક પણ પુત્ર થયો નહીં. ॥ ૪૯ ॥ પછી તેણે ચિકિત્સા કરવામાં હોંશિઆર, મોટા એવા, દેવ પિતૃઓ અને સિદ્ધોનું પુજન કર્યું તેમના વચનથી વ્રત કરતો, તોપણ પુત્ર થયો નહીં ॥ ૫૦ ॥ જેમાં રાજાને પુત્ર વગરનું રાજય સુખને માટે થતું નથી. જેમ

पुरा त्रेतायुगेराजन्माहिष्मत्यांबृ[illegible]त्तरः ॥ हैहयानां[illegible]लेजातःकृतवीर्योमहीपतिः ॥४८॥ सहस्रं प्रमदास्तस्यनृपस्यप्राणवल्लभाः ॥ नतासांतनयंकंचिल्लेभेराज्यधुरंधरम् ॥४९॥ यजन्देवान्पितॄन्सिद्धान्प्रचिकित्सान्[illegible]हन्नरान् ॥ तेषांवाक्याद्व्रतंकुर्वन्नलब्धस्तनयस्तदा ॥५०॥ सुतंविनातदाराज्यंनसुखायमहीपतेः ॥ क्षुधितस्ययथाभोगानभवंति[illegible]खप्रदाः ॥५१॥ विचार्य[illegible]स्तपस्तप्तुंमनोदधे ॥ तपसैवसदासिद्धिर्जायतेम[illegible]सेप्सिता ॥५२॥ इत्युक्त्वासहभार्यश्चचरिवासाजटाधरः ॥ त[illegible]स्तत्पुंगृहंन्यस्यसाविचार्य[illegible]मंत्रिणे ॥५३॥

ભુખ્યાને ભોગો સુખ આપનારા થતા નથી ॥ ૫૧ ॥ રાજાએ ચિત્તમાં વિચાર કરી તપ કરાવાને મનમાં નિશ્ચય કર્યો. તપ વડે નિરન્તર મનની ધારેલી સિદ્ધિ થાય છે ॥ ૫૨ ॥ સ્ત્રીની સાથે વિચાર કરી સુમંત્રિણુને રાજય સોંપી તેજ વખતે વલ્કલવસ્ત્ર ધારણ કરી તપ કરવાને ઘરનો ત્યાગ કર્યો ॥ ૫૩ ॥

ઈક્ષ્વાકુ રાજાના કુલમા ઉત્પન્ન થયેલી સ્ત્રીઓમાં ઉત્તમ એવી હરિશ્ચંદ્ર રાજાની પુત્રી પદ્મિની ઘરમાથી બહાર નીકળેલા પતિને જોઈને ॥ ૫૪ ॥ પોતે પતિવ્રતા સ્વામીને જોઈને તપ કરવાને જવા ઉદ્યોગવાળી થઇ. અલંકારોને ત્યાગ કરી એક વસ્ત્રને ધારણ કરતી હતી ॥ ૫૫ ॥ અને પતિની સાથે ગંધમાદન નામના પર્વતપર જતી હતી ત્યાં જઇ રાજાએ દશ હજાર વર્ષ સુધી તપ કર્યું ॥ ૫૬ ॥ ગદાધર ભગવાનનું ધ્યાન કરતો તે રાજાએ પુત્રને પ્રાપ્ત નહિ કર્યો

निर्गतंनृपतिंवीक्ष्यपद्मिनीप्रमदोत्तमा ॥ हरिश्चंद्रस्यतनयाइक्ष्वाकुकुलसंभवा ॥ ५४ ॥ पतिव्रताप्रियंदृष्ट्वातपस्तप्तुंकृतोद्यमम ॥ भूषणानिपरित्यज्यचीरमेकंसमाश्रयत ॥५५॥ जगामपतिनासार्द्धंपर्वतेगंधमादने ॥ गत्वातत्रतपस्तेपवर्षाणामयुतंनृपः ॥५६॥ नलेभेतनयंराज्येध्यायन्नदेवं गदाधरम् ॥ अस्थिस्नायुमयंकांतंदृष्ट्वामाप्रमदोत्तमा ॥ ५७ ॥ अनुसूयांमहासाध्वींपप्रच्छविनयान्विता ॥ भर्तुःप्रतपतःसाध्विवर्षाणामयुतंगतम् ॥ ५८ ॥तथापिनप्रसन्नोभून्नकेशवःकष्टनाशनः ॥ व्रतंममहाभागेकथयस्वयथातथम् ॥ ५९ ॥

ને તપ કરવાથી રાજાનું શરીર કેવળ હાડકા ને નાડીમય થયેલુ તે પતિવ્રતા પદ્મિણીએ જોઈને ॥ ૫૭ ॥ વિનયથી યુક્ત થઇ. મહાસાધ્વી એવી અનુસૂયાને પૂછવા લાગી. હે સાધ્વિ મારા સ્વામીને તપ કરતાં હજાર વર્ષ થઈગયાં ॥૫૮॥ તોપણ દુઃખને નાશ કરનાર કેશવ ભગવાન પ્રસન્ન થયા નહિ. હે મહા ભાગ્યશાળી મને જેમ હોય તેમ વ્રત કહો ॥ ૫૯ ॥

મારી ભક્તિ વડે વ્રતથી ભગવાન પ્રસન્ન થાય. જે વ્રતે કરી મને મોટો ચક્રવર્તી પુત્ર થાય. ॥૬૦॥ પતિવ્રતમાં શ્રેષ્ટ એવી. અનુસૂયાનું વચન સાંભળીને ઘરનો ત્યાગ કરીને તપ કરવાને જતા રાજાને જોઈને પોતે પણ દીક્ષા ગ્રહણ કરી છે જેણીએ એવી ॥ ૬૧ ॥ અને કમળના સરખા નેત્રવાળી પદ્મિનીને પ્રસન્ન થઈને કહે છે. હે સારી ભૃકૃતીવાળિ બાર માસોમાં શ્રેષ્ટ એવા અધિક માસમાં સ્નાન કરી. ॥ ૬૨ ॥ હે શુભાનને. ત્રિશ દિવસ વડે માસ પુર્ણ

येनप्रसन्नोभगवान्ममभक्त्याप्रजायते ॥ येनमेजायतेपुत्रश्चक्रवर्तीबृहत्तरः ॥ ६० ॥ श्रुत्वा तस्यास्तुवचनंपातिव्रतपरायणा ॥ यंप्रव्रजंतंनृपतिंस्वयंप्रव्राजदीक्षितम् ॥ ६१ ॥ तदाप्रोवाचसंहृष्टापद्मिनींपद्मलोचनाम् ॥ स्नात्वामलिंम्लुचेसुभ्रुमासद्वादशसंमतम् ॥ ६२ ॥ त्रिंशद्दिनैश्चभवतिमासःपूर्णःशुभानने ॥ तन्मध्येद्वादशीयुग्मंपद्मिनीपरमातथा ॥६२॥ उपोष्यतत्प्रकर्तव्यंविधिनाजागरैःसमम् ॥ शीघ्रंप्रसन्नोभगवान्भविष्यतिसुतप्रदः ॥ ६४ ॥ इत्युक्त्वाकथयत्सर्वंमयापूर्वोदितंनृप ॥ विधिंव्रतस्यविधिवत्प्रसन्नाकर्दमांगजा ॥ ६५ ॥

થાય છે. તેના મધ્યમાં બે એકાદશી. તે પદ્મિની. તથા પરમાત્માના નામની છે. ॥ ૬૩॥ તેનો ઉપવાસ કરવો અને વિધિવડે જાગરણ કરવું. પુત્રને આપનાર ભગવાન્ જલદી પ્રસન્ન થશે. ॥ ૬૪ ॥ એમ કહીને હે રાજા મેં તને પ્રથમ કહ્યા પ્રમાણે વ્રતનો સર્વ વિધિ તે કર્દમની કન્યા અનુસૂયાએ પ્રસન્ન થઈ પદ્મિનીને કહ્યો. ॥ ૬૫ ॥

અનુસૂયાએ સર્વ વ્રતનો વિધિ જે પ્રમાણે કહ્યો તે સાંભળી પુત્ર પ્રાપ્તિની ઇચ્છાવાળી, સુંદર અંગવાળી તે રાણીએ તે સર્વ કર્યું. ॥ ૬૬ ॥ એકાદશીને દિવસે જળ વગર તથા આકાર વગરનો ઉપવાસ કર્યો અને રાત્રિએ ગીત નૃત્યથી જાગરણ કર્યું. ॥ ૬૭ ॥ વ્રત જયારે સંપૂર્ણ થયું ત્યારે ભગવાન્ જલદી પ્રસન્ન થયા અને પોતે ગરૂડપર બેસીને આવ્યા ને કહેવા લાગ્યા કે હે શોભને વરદાન માગ. ॥ ૬૮ ॥ ભગવાનનું વાકય સાંભળી પવિત્ર હાસ્યથી

श्रुत्वाव्रतविधिंसर्वंयथोक्तमनुसूयया ॥ चक्रेचार्वंगीतत्सर्वंपुत्रप्राप्तिमभीप्सती ॥६६॥ एकादश्यांनिराहारा[illegible]जल ॥ जागरेण[illegible]तारात्रौगीतनृत्यसमन्विता ॥६७॥ पूर्णेव्रतेचवैशीघ्रंप्रसन्नःकेशवःस्वयम् ॥ बभाषेगरुडारूढोवरंवर[illegible]शोभने ॥६८॥ श्रुत्वावाक्यंजगद्धातुस्तुत्वाप्रीत्याशुचिस्मिता ॥ ययाचेऽद्यवरंब्रूहिममभर्तुर्बृहत्तरम् ॥ ६९ ॥ पद्मिन्यास्तद्वचःश्रुत्वाकृष्णःप्रीतःप्रियंवदाम् ॥ त्वयाहंतोषितोभद्रेप्रत्युवाचजनार्द[illegible]ः ॥ ७० ॥ मलिम्लुचश्चमासोसौनान्योमेप्रीतिदायकः ॥ तन्मध्यैकादशीरम्याममप्रीतिविवर्धना ॥ ७१ ॥

પ્રીતિ વડે સ્તુતિ કરીને વરદાન માગતી હતી કે હે મહારાજ આજે મારા સ્વામીના મોટા મનોરથને પૂર્ણ કરો. ॥ ૬૯ ॥ પદ્મિનીનું તે વચન સાંભળીને પ્રસન્ન એવા કૃષ્ણ પ્રિયંવદાને કહે છે કે હે ભદ્રે તારા વડે 'હું' સંતોષ થયો છું. ॥ ૭૦ ॥ આ મલમાસ જેવો મને પ્રિય છે તેવો બીજો માસ નથી અને તે મલમાસમાં મને પ્રીતિ વધારનારી સુંદર એકાદશી છે. ॥ ૭૧ ॥

હે પવિત્ર, હે સારી ભ્રકુટીવાળી તે એકાદશીનો તેં વિધિપૂર્વક ઉપવાસ કર્યો. હે સુભગે તેં તે ઉપવાસથી હું પ્રસન્ન કરાયલો છું. ॥ ૭૨ ॥ તારા સ્વામીના મનોરથ પ્રમાણે વરદાન આપીશ. આ પ્રમાણે કહીને જગતના દુઃખને નાશ કરનાર વિષ્ણુ રાજાને કહે છે. ॥ ૭૩ ॥ હે રાજેન્દ્ર તારા મનોરથને પૂર્ણ કરનારી તારી સ્ત્રીએ મને સંતુષ્ટ કર્યો છે. માટે તારા મનમાં જે ઈચ્છા હોય તેવો વરદાન માંગી લે. ॥ ૭૪ ॥ વિષ્ણુનું તેવું વચન સાંભળીને પ્રસન્ન થયેલો રાજા સઘળા લોકો વડે નમસ્કાર કરવાને યોગ્ય અને મહાબાહુવાળા એવા પુત્રને આપો. ॥ ૭૫ ॥

सात्वयोपोषितासुभ्रुयथोक्तविधिनाशुभे ॥ तेनत्वयाप्रसन्नोऽहंकृतोस्मिसुभगानने ॥ ७२ ॥
तवभर्त्तुःप्रदास्यामिवरंयन्मनसेप्सितम् ॥ इत्युक्त्वानृपतिंप्राहविष्णुर्विश्वार्तिनाशनः ॥७३॥ वरंवर
यराजेंद्रयत्तेमनसिकांक्षितम् ॥ संतोषितोऽहंप्रीययातवसिद्धिचिकीर्षया ॥ ७४ ॥ श्रुत्वातद्वचनंवि
ष्णोः[illegible]त्तमः ॥ वव्रेसुतंमहाबाहुंसर्वलोकनमस्कृतम् ॥ ७५ ॥ नदेवैर्मानुषैर्नागैर्दैत्यदान
वराक्षसैः ॥ जेतुंशक्योजगन्नाथविनात्वांमधुसूदन ॥७६॥ इत्युक्तोवाढमित्युक्त्वातत्रैवांतरधीयत॥
नृपोपिसुप्रसन्नात्माहृष्टःपुष्टःप्रियायुतः ॥ ७७ ॥

હે મધુ—દૈત્યને મારનાર હે જગતનાનાથ તે પુત્ર તમારા વગર દેવ, મનુષ્ય, નાગ દૈત્ય, દાનવ, રાક્ષસ, વીગેરે કોઇથી પણ જીતાય નહિ. ॥ ૭૬ ॥ આ પ્રમાણે રાજાનું વચન સાંભળી ભગવાન તેને ઇચ્છિત વરદાન આપીને ત્યાંજ અંતર્ધ્યાન થઇ ગયા અને રાજા પણ પોતાની સ્ત્રીથી યુક્ત પ્રસન્ન થયો, અને વરદાન મળવાથી શરીરે પણ હૃષ્ટ પુષ્ટ
१३ થયો. ॥ ૭૭ ॥

પછી તે રાજા પદ્મિનીની સાથે સુંદર એવા પોતાના નગરમાં આવ્યો. ત્યાં કેટલાક દિવસ પછી તે રાજાએ પદ્મિનીને વિષે મોટા બળવાળા કાર્તવીર્ય એવા પુત્રને પ્રાપ્ત કર્યો ॥ ૭૮ ॥ તેના જેવો ત્રણ લોકમાં કોઈ પણ મનુષ્ય નથી. તે માટે તેણે રણમાં દશમસ્તકવાળા રાવણને જીત્યો. ॥ ૭૯ ॥ કે જેને ત્રણ લોકમાં ચક્ર ગદાને ધારણ કરનાર દેવ નારાયણ વગર જીતવાને કોઇ સમર્થ નથી. ॥ ૮૦ ॥ રાવણ હારી ગયો. એમાં તારે વિસ્મય પામવું નહિ. પદ્મિની એકાદશીનો

समायात्स्वपुरंरम्यंनरनारीमनोरमम् ॥ सपद्मिन्यांसुतंलेभेकार्तवीर्यंमहाबलम् ॥ ७८ ॥ नतेनसदृशःकश्चित्त्रिलोकेषुमानवः ॥ तस्मात्पराजितःसंख्येरावणोदशकंधर ॥ ७९ ॥ नतंजेतुसमर्थोऽस्तित्रिषुलोकेषुकश्चन ॥ विनानारायणंदेवंचक्रपाणिंगदाधरम् ॥ ८० ॥ नत्वायाविस्मयःकार्योरावणस्यपराजये ॥ मलिम्लुचप्रसादेनपद्मिन्याश्चाप्युपोषणात् ॥ ८१ ॥ दत्तोदेवाधिदेवेनकार्तवीर्योमहाबलः ॥ इत्युक्ताप्रययौविप्रःप्रसन्नेनांतरात्मना ॥८२॥ ॥ श्रीकृष्णउवाच ॥ ॥ एतत्ते सर्वमाख्यातंयत्पृष्टोऽहंत्वयानघ ॥ मलिम्लुचस्यमासस्यशुक्लायाःसंभवोमहान् ॥ ८३ ॥

ઉપવાસ કરવાથી મલમાસના પ્રસાદથી. ॥ ૮૧ ॥ પ્રસન્ન થયેલા પુરૂષોત્તમ ભગવાને અંતઃકરણથી કહ્યું કે મહા બળ વાળો કાર્તવીર્ય મેં તને આપ્યો. એ પ્રમાણે કહીને ભગવાન ત્યાંથી ચાલ્યા ગયા. ॥ ૮૨ ॥ શ્રીકૃષ્ણ કહે છે હે પાપ રહિત યુધિષ્ઠિર તેં જે મને પૂછયું તે સઘળું મેં તને કહ્યું. મલમાસના સુકલ પક્ષની એકાદશીનું ઉત્તમ વ્રત છે. ॥ ૮૩ ॥

તે જે કોઇ મનુષ્ય કરશે તે વૈકુંઠને પામશે. માટે હે ધર્મરાજા. જો ઇષ્ટ વસ્તુની ઇચ્છા રાખતા હોવ તો તમે પણ આ એકાદશીનું વ્રત કરો. ॥ ૮૪ ॥ કૃષ્ણનું વચન સાંભળીને ધર્મરાજા અત્યન્ત હર્ષ પામ્યા. અને બંધુઓની સાથે વિધિપૂર્વક આ વ્રત કર્યું ॥ ૮૫ ॥ સૂત કહે છે.—હે શૌનકાદિક ઋષિ. તમોએ જે મને પૂછયું તે પુણ્યકારક. પવિત્ર ઉત્તમ એવું આ સઘળું આખ્યાન કહ્યું. ફરીથી શું સાંભળવાની ઇચ્છા રાખો છો. ॥ ૮૬ ॥ આ પ્રમાણે જે કોઈ મનુષ્ય

येकरीष्यंतिमनुजास्तेयास्यंतिहरेःपदम् ॥ त्वमेवंकुरुराजेंद्रयदिचेष्टमभीप्ससि ॥ ८४ ॥
केशवस्यवचःश्रुत्वाधर्मराजोऽतिहर्षितः ॥ चक्रेव्रतंविधानेनबंधुभिःपरिवारितः ॥ ८५ ॥ ॥ सूत उवाच ॥ ॥ एतत्तेसर्वमाख्यातंयत्पृष्टोऽहंपुराद्विज ॥ पुण्यंपवित्रंपरमंकिंभूयःश्रोतुमिच्छसि ॥ ८६ ॥
एवंविधंयेऽपिव्रतंमनुष्याभक्त्याकरिष्यंतिमलिम्लुचस्य ॥ उपोषितायैस्तुसुखप्रदात्रीयाशुक्लपक्षेभुवितेपिधन्याः ॥ ८७ ॥ श्रोष्यंतियेतस्यविधिंसमग्रंतेप्यंशभाजामनुजाःप्रशस्ताः ॥ येवैपठिष्यंतिकथांसमग्रांतेवैगमिष्यंति हरेर्निवासम् ॥ ८८ ॥ ॥ इत्याधिकशुक्लैकादशीकथासमाप्ता ॥

ભક્તિ વડે મલ માસનું વ્રત કરશે અને સુખને આપનારી શુકલ પક્ષની એકાદશીનો ઉપવાસ કરશે. તેઓને આ પૃથ્વીપર ધન્યવાદ છે. ॥ ૮૭ ॥ જે કોઇ મનુષ્ય તેનો સર્વ વિધિ સાંભળશે. તે પણ પુણ્યના અંશને ભોગવવાવાળા વિખ્યાત થશે અને જે કોઈ એકાદશીનું આખ્યાન સાંભળશે તથા પાઠ કરશે તે વૈકુંઠમાં જશે. ॥ ૮૮ ॥

ઇતિ અધિક શુકલ પક્ષની એકાદશીની કથા સમાપ્ત.

યુધિષ્ઠિર કહે છે—હે વિભુ-મલમાસની કૃષ્ણ પક્ષની કઇ એકાદશી કહેવાય છે તેનું નામ શું અને તેનો કયો વિધિ છે તે મને કહો ॥ ૧ ॥ શ્રી કૃષ્ણ કહે છે હે યુધિષ્ઠર પવિત્ર પાપોને નાશ કરનારી સ્ત્રી પુરૂષોને ભકિત તથા મુક્તિને આપનારી એવી પરમા નામની છે ॥ ૨ ॥ પહેલા કહેલો વિધિ વડેજ શુકલ પક્ષની એકાદશીની માફકજ ઉત્તમ ભકિત

॥ अथाधिककृष्णैकादशीकथा ॥ ॥ युधिष्ठिरउवाच ॥ ॥ मलिम्लुचस्यकृष्णाकाकथ्य तोविभो ॥ किंनामकोविधिस्तस्याःकथयस्वजगत्पते ॥ १ ॥ ॥ श्रीकृष्णउवाच ॥ ॥ परमेतिस माख्यातापवित्रापापहारका ॥ भक्तिमुक्तिप्रदानृणांस्त्रीणांचापियुधिष्ठिर ॥ २ ॥ पूर्वोक्तविधिना कार्यशुक्लायाःसदृशेनवै ॥ पुजयेत्परयाभक्त्यानाम्नादेवंनरोत्तमम् ॥ ३ ॥ अत्रतेकथयिष्यामिक थामेतांमनोरमाम् ॥ कांपिल्यनगरेजातांमुनिनामग्रतःश्रुताम् ॥ ४ ॥ आसीद्विजवरःकश्चित्सुमे धानामधार्मिकः ॥ तस्यपत्नीपवित्राख्यापतिव्रत्यपरायणा ॥ ५ ॥

વડે એકાદશીને દિવસે નરોત્તમ નામે દેવનું પૂજન કરવું ॥ ૩ ॥ એ એકાદશી વિષે તને સુંદર એવી આ કથા કહું છું તે તું સાંભળ કે જે કથા કાંપિલ્ય નગરમાં થયેલી અને મુનિઓના આગળથી સાંભળેલી છે ॥ ૪ ॥ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ધાર્મિક એવો કોઈ સુમેધા નામે બ્રાહ્મણ હતો તેની સ્ત્રી પવિત્ર અને પતિવ્રત ધર્મ પાળવામાં તત્પર રહેતી હતી ॥ ૫ ॥

કોઈ કર્મના યોગે કરી તે બ્રાહ્મણ ધન ધાન્યથી રહિત થયો ઘણા માણસો પાસેથી ભિક્ષા માંગતો તો કોઇપણ ઠેકાણેથી ભિક્ષા મળતી નહીં ॥ ૬ ॥ ભોજન પણ મળતું નહિ તે પ્રમાણે અન્ન વસ્ત્ર પણ કોઇ આપે નહિ રૂપ યાવન અને માધુર્યથી યુકત એવા પતિની સ્ત્રી સેવા કરતી હતી ॥ ૭ ॥ અને અતિથીનું પૂજન કરતી હતી. કોઇ વખત ભૂખી ઘરમાં બેઠેલી હોય ત્યારે પણ કોઇ વખત સ્વામીને અનાજ નથી હું ભૂખી છું એવું કહેતી નહીં. વિશાલ નેત્રવાળી

कर्मणाकेनचिद्विप्रोधनधान्यविवर्जितः ॥ नक्कापिलभतेभिक्षांयाचन्नपिनरान्बहून् ॥ ६ ॥
नभोज्यंलभतेताद्दक्नवस्त्रंनैवमंडनम् ॥ रूपयौवनमाधुर्यैनारीशुश्रुषतेपतिम् ॥ ७ ॥ अतिथींपूज
येत्कापितदासाक्षुधितागृहे ॥ तिष्ठत्येवविशालाक्षीमम्लानमुखपंकजाम् ॥ ८ ॥ विलोक्यभार्यां
सुदतींकृशंतींस्वकलेवरम् नभर्त्तारंक्कचिन्नैवनास्त्यन्नमितिभाषते ॥ ९ ॥ विचार्यब्राह्मणश्चित्ते
भार्यायाःप्रेमबंधनम् ॥ निंदन्भाग्यंस्वकंविप्रःप्रोचेवाक्यंप्रियंवदाम् ॥ १० ॥ कांतेकरोमिकिंका
र्यंनमयालभ्यतेधनम् ॥ याचयामिनरान्भव्यान्नयच्छंतिन्नमेधनम् ॥ ११ ॥

નથી. ખેદ યુકત મુખ કમલ તે જેનું એવી અને સારા દાંતવાળી શુષ્ક શરીરવાળીએવી પોતાની સ્ત્રીને જોઇને ॥ ૮ ॥ ૯ ॥ બ્રાહ્મણ મનમાં સ્ત્રીના પ્રેમનો વિચાર કરી પોતાના ભાગ્યને નિંદા કરતો બ્રાહ્મણ પ્રિય બોલનારી સ્ત્રીને વચન કહે છે ॥ ૧૦ ॥ હે સ્ત્રી મારાથી ધન પ્રાપ્ત કરાતું નથી હું શું કાય કરૂં ઘણા પૈસાદાર મનુષ્યો પાસે ભિખ માગું છું તાપણ મને કોઇ પૈસો આપતું નથી ॥ ૧૧ ॥

 हे સ્ત્રિ હવે હું શું કરૂં ક્યાં જાઉં તે તું મને કહે હે સુંદર કટીવાળી ધન વગર ઘરનું કાર્ય સિદ્ધ થતું નથી 
॥ ૧૨ ॥ ધન પ્રાપ્ત કરવાને હું પરદેશ જાઉં મને આજ્ઞા આપ. જે દેશમાં જે થવાનું હોય તે દેશમાંથીજ ભાગ્યમાં
હોય તે પ્રાપ્ત કરાય છે. ॥ ૧૩ ॥ ઉદ્યમ વગર કર્મોની સિદ્ધિ પ્રાપ્ત કરાતી નથી તે માટે સર્વ પ્રકારે પંડિતો ઉદ્યમને
વખાણે છે. ॥ ૧૪ ॥ પતિનું વચન સાંભળી આંખમાં આંસુ આવવાથી વિચિત્ર થએલી બાળા તે બે હાથ જોડી નમતા ખભા

**किंकरोमिक्वगच्छामित्वंमेकथयशोभने ॥ विनाधनेनसुश्रोणिगृहकार्यंनसिद्ध्यति ॥१२॥**
**देह्याज्ञांपरदेशायगच्छामिधनलब्धये ॥ यस्मिन्देशेचयद्भाव्यंभाग्यंतत्रैवलभ्यते ॥१३॥ उद्यमेन**
**विनासिद्धिःकर्मणानोपलभ्यते ॥ तस्माद्बुधाःप्रशंसंतिसर्वथैवशुभोद्यमम् ॥ १३ ॥ श्रुत्वाकांत**
**स्यवचनंसाश्रुनेत्राविचक्षणा ॥ प्रोवाचप्रांजलिर्भूत्वाविनयानतकंधरा ॥१५॥ त्वत्तोनास्तिसु**
**विज्ञातात्वयाऽज्ञप्ताब्रवीम्यहम् ॥ हितैषिणोनराब्रुयुःशश्वत्साधुह्यसाध्वपि ॥ १६ ॥ पूर्वदत्ताहिल**
**भ्येतयत्रकुत्रमहीतले ॥ विनादानंनलभ्येतमेरौकनकपर्वते ॥ १७ ॥**

વાળી થઈ કહે છે ॥ ૧૫ ॥ સ્વામી તમારા કરતાં હું વધારે જ્ઞાન વાળી નથી. તોપણ તમોએ મને આજ્ઞા આપી માટે
 કહું છું. હિતને ઇચ્છનારા મનુષ્યો નિરન્તર સારૂં અથવા નઠારૂં કહે છે. ॥ ૧૬ ॥ પૂર્વે જો આપ્યું હોય તો પૃથ્વીપર
 ગમે ત્યાં પ્રાપ્ત કરાય છે. પણ દાન આપ્યા વગર મેરૂ અથવા સૂવર્ણના પર્વત પર જાવો તોપણ કાંઇ મળવાનું નથી. ॥ ૧૭ ॥ 

પૂર્વ જન્મમાં જે વિદ્યાનું દાન કર્યું હોય. પૂર્વ જન્મમાં જે ધનનું દાન કર્યું હોય, પૂર્વ જન્મમાં જે પૃથ્વીનું દાન કર્યું હોય તે બધું આ જન્મમાં પ્રાપ્ત કરાય છે. ॥ ૧૮ ॥ જે પરમેશ્વરે લલાટમાં લખ્યું હોય તે ત્યાંથી પ્રાપ્ત કરાય છે. આપ્યા વગર કાંઇપણ પ્રાપ્ત થતુ નથી. ॥ ૧૯ ॥ હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ પૂર્વ જન્મમાં તમે અથવા મે સારા પાત્ર રૂપ બ્રાહ્મણના હાથમાં થોડું ધન દાન આપ્યું નથી. તે ધનદાન આ જન્મમાં અત્યંત થાય. ॥ ૨૦ ॥

पूर्वदत्ताहियाविद्यापूर्वदत्तांहियद्धनम् ॥ पूर्वदत्ताहियाभूमिरिहजन्मनिलभ्यते ॥१८॥ यद्धात्रालिखितंभालेतत्तत्रैबाहिलभ्यते ॥ विनादत्तेनकिंक्कापिलभ्यतेनैवकिंचन ॥ १९ ॥ पूर्वजन्मनिविप्रेंद्रनमयानत्वयाक्काचिन् ॥ सत्पात्राणांकरेदत्तंस्वल्पंभूर्यपियद्धनम् ॥ २० ॥ इहदेशेपरेवापिदत्तंसर्वत्रलभ्यते ॥ अन्नमात्रंतुविश्वेशोविनादत्तेनयच्छाति ॥ २१ ॥ तस्मादत्रैवविप्राग्र्यस्थातव्यंभवतामया ॥ भवद्धिनानतिष्ठामिक्षणमात्रंमहामुने ॥ २२ ॥ नमातानपिताभ्रातानश्वश्रूःश्वशुरोजनः ॥ नसत्कुर्वंतितांकेपिस्वजनाश्वपुरेकृतः ॥ २३ ॥

જો દાન આપ્યું હોય તો આ દેશમાં વાપર. દેશમાં સઘળે પ્રાપ્ત થાય. પરમેશ્વર અન્ન માત્ર દાન વગર આપે છે. ॥ ૨૧ ॥ હે બ્રાહ્મણોમાં અગ્રગણ્ય. તમોએ મારી સાથે અહિંઆજ રહેવું. હે મહામુન. તમારા વગર ક્ષણવાર પણ નથી રહેવાનો ॥ ૨૨ ॥ પતિએ ત્યાગ કરેલી સ્ત્રીના મા. બાપ. ભાઇ. શાશુ. શશરા. સગાં વહાલાં વિગેરે કોઇ પણ સત્કાર કરતાં નથી તો ગામનાં લોકો કયાંથી કરશે. ॥ ૨૩ ॥

સ્વામી વગરની સ્ત્રીની લોકો નિંદા કરે છે અને નઠારા ભાગ્યવાળી છે એમ બોલે છે. તેટલા કારણ માટે અહિંઆ સ્થિર થઈ જેમ સુખ થાય તેમ વિહાર કરો. ॥ ૨૪ ॥ આપના ભાગ્યના બળથી અહિંઆજ દ્રવ્યની પ્રાપ્તિ થશે. આ પ્રમાણે સ્ત્રીનું વચન સાંભળી તે ચતુર બ્રાહ્મણ ત્યાંજ રહ્યો. ॥ ૨૫ ॥ તે વખતમાં ત્યાં મુનિઓમાં શ્રેષ્ઠ એવા કૌંડિન્ય મુનિ આવ્યા. પછી આવેલા જોઇ દ્વિજસત્તમ સુમેધી બ્રાહ્મણ પ્રસન્ન થયો. ॥ ૨૬ ॥ અને તેજ વખતે એકદમ

भर्तृहीनांविनंदंतिदुर्भगेतिवदंतिताम् ॥ तस्मादत्रस्थिरोभूत्वाविहरस्वयथासुखम् ॥ २४ ॥ भवतोभाग्ययोगेनप्राप्तिश्चात्रभविष्यति ॥ श्रुत्वातस्यास्तुवचनंस्थितस्तत्रविचक्षणः ॥ २५ ॥ तावत्तत्रसमायातःकौंडिन्योमुनिसत्तमः ॥ दृष्ट्वासमागतंहृष्टःसुमेधाद्विजसत्तमः ॥ २६ ॥ सभार्यःसहसोत्थायननामशिरसामकृत् ॥ धन्योस्म्यनुगृहीतोऽस्मिसफलंजीवितंमम ॥ २७ ॥ यद्दृष्टोऽसिमहद्भाग्यादित्युवाचमुनीश्वरम् ॥ दत्वासुविष्टरंतस्मैपूजयामासतंद्विजम् ॥ २८ ॥ भोजयित्वाविधानेनपप्रच्छप्रमदोत्तमा ॥ विद्वन्केनप्रकारेणदारिद्र्यस्यक्षयोभवेत् ॥ २९ ॥

ઉઠી સ્ત્રી સહવર્તમાન વારંવાર નમસ્કાર કરતો હતો અને કહેવા લાગ્યો કે હું આજે અનુગ્રહ કરાયો છું મને ધન્ય છે અને મારૂં જીવિત પણ આજે સફળ થયું. ॥ ૨૭ ॥ કૌંડિન્યને કહે છે કે મોટા ભાગ્યથી તમારા દર્શન થયાં છે. તેમને વિષ્ટર આપી તે કૌંડિન્યનું વિધિપૂર્વક પૂજન કર્યું. ॥ ૨૮ ॥ ત્યાર પછી વિધિ વડે ભોજન કરાવી. પછી તે બ્રાહ્મણની સ્ત્રીએ હાથ જોડી તેમને પૂછયું કે, હે વિદ્વન કયા પ્રકારથી હમારૂં દરિદ્રય નાશ થાય. ॥ ૨૯ ॥

પૂર્વ જન્મમાં ધન વિદ્યા આપ્યા વગર આ જન્મમાં કુટુંબવાળા માણસને કયાંથી પ્રાપ્ત થાય. મારો સ્વામી મને ત્યાગ કરીને આજે બીજા દેશમાં બીજા શેહેરમાં ધનવાન લોકો પાસે યાચના કરવા જવાની ઈચ્છાવાળો છે. હે કૌંડિન્ય મેં તેમને આજે અતિશય મોટા હેતુના વચનો વડે રક્ષણ કરી રાખ્યાં છે ॥ ૩૦॥ ૩૧ ॥ અને પૂર્વ જન્મમાં દાન આપ્યા વગર આ જન્મમાં કંઈ પણ પ્રાપ્ત થતું નથી એમ કહીને રોકી રાખ્યા છે. હે મુન્દ્રિ મારા ભાગ્યના

विनादत्तंकथंलभ्येद्धनंविद्यांकुटुंबीनाम् ॥ मांमेभर्तापरित्यज्यगंतुकामोद्यवर्त्तते ॥ ३० ॥ अन्यदेशेपरालोकान्याचितुंपरपत्तने ॥ रक्षिताऽस्तिमयाविद्वन्हेतुवाक्यैर्महत्तरैः ॥ ३१ ॥ नादत्तं लभ्यतेकिंचिदित्युक्त्वासनिवारितः ॥ ममाभाग्यान्मुनींद्राद्यत्वमत्रैवसमागतः ॥ ३२ ॥ त्वत्प्रसादाद्दरिद्रमेशीघ्रंनश्यत्यसंशयम् ॥ केनोपायेनविप्रेंद्रदारिद्र्यंनश्यतिध्रुवम् ॥ ३३ ॥ कथयस्वकृपासिंधोव्रतंतीर्थंतपादिकम् ॥ श्रुत्वातस्याःसुशीलायाभाषितंमुनिपुंगवः ॥ ३४ ॥ प्रोवाचप्रवरंचित्तेविचार्यव्रतमुत्तमम् ॥ सर्वपापौघशमनंदुःखदरिद्र्यनाशनम् ॥ ३५ ॥

બલથી તમે આજે અહિંઆ આવ્યા છો ॥ ૩૨॥ અને તમારા પ્રસાદથી તે દારિદ્ર જલદી નાશ પામશે એમાં કાંઈ સંદેહ નથી હે વિપેન્દ્ર કયા ઊપાયથી દારિદ્ર નાશ પામશે ॥ ૩૩॥ હે દયાસાગર વ્રત તીર્થ તપ વિગેરે જે કંઈ હોય તે કહો. મુનિશ્રેષ્ઠ તે સુશીલાનું વચન સાંભળીને ॥ ૩૪ ॥ કૌંડિન્ય મનમાં વિચાર કરીને કહે છે કે હે પતિવ્રતે. સકલ પાપના સમુહને નાશ કરનારૂં દુઃખ દારિદ્રયને નાશ કરનારૂં આ ઉત્તમ એવું વ્રત છે. ॥ ૩૫ ॥

ए० मलमासना कृष्णपक्षमां भगवाननी उत्तम एवी एकादशीनी तिथि छे. ते परमा नामे विख्यात छे. ते भक्ति मा०
तथा मुक्तिने फल आपनारी छे. ॥ ३६ ॥ ते एकादशीना उपवास करी विधि वडे जागरण साथे गीत, वाजां विगेरे
रेथी युकत व्रत करे तो धन धान्यथी युकत थाय. ॥ ३७ ॥ पूर्वे आ सुंदर एवुं व्रत कुबेरे कर्युं त्यारे प्रसन्न
थयेला शंकरे तेने धनाधिपत्य कर्यो. ॥ ३८ ॥ हरिश्चंद्र राजाए पण पुत्र विक्रय कर्या पछी आ व्रत करेलुं छे. तेणे

**परमानामविख्याताविष्णोस्तिथिरनुत्तमा॥मलिम्लुचेतुयाकृष्णाभुक्तिमुक्तिफलप्रदा॥३६॥ तस्याउपोषणंकृत्वाधनधान्ययुतोभवेत् ॥ विधिनाजागरैःसाकंगीतवादित्रसंयुतम् ॥ ३७॥ धनदेनपुराचीर्णंव्रतमेतत्सुशोभनम् ॥ तदाहृष्टेनरुद्रेणधनानामाधिपःकृतः ॥ ३८ ॥ हरिश्चंद्रेणचकृतं पुराक्रीतसुतेनवै ॥ पुनःप्राप्ताप्रियाननराज्यंनिहतकंटकम् ॥ ३९ ॥ तस्मात्कुरुविशालाक्षिव्रतमेतत्सुशोभनम् ॥ विधिनाविधियुक्तेनसम्जागरणेनच ॥ ४०॥ इत्युक्त्वातद्विधिंसर्वंकथयामासपांडव ॥ प्रीत्यापरमसंतुष्टस्ततोभक्त्याप्रसादतः ॥ ४१ ॥**

करी फरीथी तेने पुत्र, स्त्री, शत्रु वगरनुं राज्य प्राप्त थयुं. ॥ ३९ ॥ ते माटे हे विशाल नेत्रवाळी विधि वडे विधि
थी युकत जागरणनी साथे आ सुंदर एवुं व्रत तुं कर. ॥ ४० ॥ हे पांडव-आ प्रमाणे सर्व व्रतनी विधि
११ कहीने त्यार पछी तेनी प्रीति तथा भकितथी अत्यंत संतोष पामेलो. ॥ ४१ ॥ ११

ફરીને પ્રસન્નતાથી તે બ્રાહ્મણને શુભ એવું પંચરાત્રનું વ્રત કહે છે કે જેના અનુષ્ઠાન માત્રથી ભકિત તથા મુકિત પ્રાપ્ત કરાય છે. ॥ ૪૨ ॥ પરમા એકાદશીને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી નિત્ય કૃત્ય સમાપ્ત કરી, સત્કારથી શાકત વડે પંચરાત્રિ વ્રતના નિયમ ગ્રહણ કરવા. ॥ ૪૩ ॥ જે એકાદશીના આરંભથી તે અમાસના પાંચ દિવસ સુધી પ્રાતઃસ્નાન કરી આહાર વગરનો ઉપવાસ કરશે તે પોતાના માતા, પિતા, સ્ત્રી વિગેરેથી મુકત થઇ વૈકુંઠમાં જશે.

पुनःप्रोवाचतंविप्रंपंचरात्रिव्रतंशुभम् ॥ यस्यानुष्ठानमात्रेणभुक्तिमुक्तिश्चप्राप्यते ॥ ४२ ॥
परमादिवसेप्रातःकृत्वापूर्वाणीण्हिकंविधिम् ॥ कुर्यात्सुनियमान्शक्त्यापंचरात्रिव्रतादरात ॥४३॥
प्रातःस्नात्वानिराहारोयस्तिष्टेद्दिनपंचकम् ॥ सगच्छेद्वैष्णवंस्थानंपितृमातृप्रियासमम् ॥ ४४ ॥
एकाशनस्तुयोभूयाद्दिनानांपंचकंनरः ॥ सर्वपापविनिर्मुक्तस्वर्गलोकेमहीयते ॥ ४५ ॥ स्ना
त्वायोभोजयेद्विप्रंदिनानांपंचकंनरः ॥ भोजितंतेनविधिनासदेवासुरमानुषम् ॥ ४६ ॥ पूर्णकुंभस
तोयेनयोददातिद्विजायते ॥ दत्तंतेनैवसकलंब्रह्मांडंसचराचरम् ॥४७॥

॥ ૪૪ ॥ જે કોઇ મનુષ્ય પાંચ દિવસ સુધી એક વાર ભોજન કરશે. તો તે સઘળા પાપોથી નિર્મુકત થઈ સ્વર્ગ લોકમાં પૂજન કરાવવાને યોગ્ય થશે. ॥ ૪૫ ॥ જે કોઇ મનુષ્ય સ્નાન કરી પાંચ દિવસ સુધી બ્રાહ્મણને ભોજન કરાવશે તો તેણે વિધિવડે સર્વ દેવ, દૈત્ય અને મનુષ્ય એમને ભોજન કરાવ્યું એમ જાણવું. ॥ ૪૬ ॥ જે કોઇ પાંચ દિવસ સુધી પાણીથી ભરેલો ઘડો બ્રાહ્મણને આપશે તો તેણે સકલ ચરાચર બ્રહ્માંડનું દાન આપ્યું એમ સમજવું. ॥૪૭॥

જે મનુષ્ય સ્નાન કરી પાંચ દિવસ સુધી બ્રાહ્મણોને તાંબાના વાસણમાં તલ ભરી આપશે તો તે આ લોકમાં ઘણા ભોગો ભોગવીને સૂર્ય લોકમાં પૂજ્ય થશે. ॥ ૪૮ ॥ જે કોઇ મનુષ્ય પાંચ દિવસ બ્રહ્મચર્ય વ્રત પાળે છે. તો તે સ્વર્ગમાં અપ્સરાઓની સાથે હર્ષથી ભોગો ભોગવે છે. ॥ ૪૯ ॥ હે શુભે હે સાધ્વિ. આ પ્રકારનું વ્રત તું પોતાના પતિની સાથે કર એટલે તું ધન. ધાન્યથી યુક્ત થઇ પતિ સહવર્તમાન સ્વર્ગમા જઇશ. ॥ ૫૦ ॥ આ પ્રમાણે કૌડિન્ય

तिलपात्रंतुयोदद्यात्स्नात्वापंचदिनंनरः॥ सभुक्त्वाविपुलान्भोगान्सूर्यलोकेमहीयते॥४८॥ ब्रह्मचर्येणयातिष्ठेद्दिनानांपंचकंनरः ॥ सस्वर्गेभुंजतेभोगान्स्वर्स्त्रीयाभिःसमंमुदा ॥४९॥ एवंविधं व्रतंसाध्विकुरुत्वंपतिनाशुभे ॥ धनधान्ययुताभुत्वास्वर्गंयास्यसिसुव्रते ॥५०॥ इत्युक्त्वासाव्रतंचक्रे- कौंडिन्येनयथोदितं ॥ भर्त्रासमंभावयुतास्नात्वामासिमलिम्लुचे ॥५१॥ पंचरात्रव्रतेपूर्णेपरायाः प्रियसंयुता ॥ सापश्यद्राजभवनादायांतंनृपनंदनं ॥५२॥ दत्वानवीनंभवनंभव्यवस्तुसमन्वितं॥ वासयामासविधिनाविधिनाप्रेरितःस्वयं॥५३॥

ऋषिनुं वचन श्रवण करी पतिनी साथे ते स्त्रीએ ભક્તિ વડે મલમાસમાં સ્નાન વિગેરે વ્રત કર્યું ॥ ૫૧ ॥ અપરા એકાદશીનું પાંચ રાત્રનું વ્રત સંપૂર્ણ થયુ કે પતિ સહિત સ્ત્રીએ રાજ મંદીરમાંથી આવેલા એવા રાજ પુત્રને જોયો. ॥ ૫૨ ॥ વિધાત્રાએ પોતેજ જાણે મોકલેલા તે રાજપુત્ર તેમને જોઇને ઘણાજ કીમતી વસ્તુઓથી યુક્ત નુતન એવું ઘર આપીને વિધિપૂર્વક રહેવા લાગ્યો. ॥ ૫૩ ॥

પછી સુમેધા બ્રાહ્મણને ઉપજીવિકા સારૂં એક ગામ આપીને તપશ્ચર્યાં વડે પ્રસન્ન થયેલો તે રાજા બ્રાહ્મણની સ્તુતી કરીને પોતાને ઘેર આવ્યો ॥ ૫૪ ॥ મલ માસના કૃષ્ણ પક્ષની પરમા એકાદશીનો સત્કારથી ઉપવાસ કરવાથી પંચ રાત્રિના વ્રતે કરી તત્કાળ ॥ ૫૫ ॥ સકલ પાપોથી નિર્મુક્ત થઇ સર્વ સુખથી યુક્ત થઇ ભોગોને ભોગવી અંતે સ્ત્રી સહ વર્તમાન વૈકુંઠમાં જાય છે. ॥ ૫૬ ॥ જે કોઇ મનુષ્ય પરમા એકાદશીનું વ્રત પાંચ રાત્રિ કરશે. તો પાંચ રાત્રિથી ઉત્પન્ન થયેલું પુણ્ય કહેવાને હું શક્તિમાન નથી. ॥ ૫૭ ॥ જેણે આ એકાદશીનું વ્રત કર્યું છે તેણે પુષ્કર વિગેરે સઘળા તીર્થોમાં

**दत्वाग्रामंवृत्तिकरंब्राह्मणायसुमेधसे ॥ प्रसन्नस्तपसाराजातंस्तुत्वास्वगृहंययौ ॥ ५४ ॥ मलिम्लुचस्यमासस्यपरायाःपरमादरात् ॥ कृष्णाद्युपोषणात्सद्यःपंचरात्रव्रतेनच ॥ ५५ ॥ सर्वपापविनिर्मुक्तःसर्वसौख्यसमन्वितः॥ भुक्त्वाभोगान्प्रियासार्द्धमंतेविष्णुपुरंययौ ॥ ५६ ॥ येकरिष्यंतिमनुजाःपरायाव्रतमुत्तमं ॥ पंचरात्रभवंपुण्यंमयावक्तुंनशक्यते ॥५७॥ पुष्कराद्यानितीर्थानिगंगाद्याःसरितस्तथा ॥ धेनुमुख्यानिदानानितेनचीर्णानिसर्वथा ॥५८॥ गयाश्राद्धंकृतंतेनापितरःपरितोषिताः व्रतानितेनचीर्णानिभ्रतखंडोदितानिवै ॥५९॥**

ગંગા વિગેરે સઘળી નદીયોમાં સ્નાન કર્યું તથા ગાય વિગેરે મુખ્ય દાનો કર્યાં એમ સમજવાં ॥ ૫૮ ॥ જેણે આ વ્રત કર્યું છે. તેણે ગયામાં શ્રાદ્ધ કરીને પિતૃઓને સંતોષ કર્યા તથા પૃથ્વી પર જેટલાં કહેલાં તેટલાં વ્રતો કર્યાં એમ સમજવું. ॥ ૫૯ ॥

બે પગવાળાઓમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ છે અને ચાર પગવાળામાં ગાય શ્રેષ્ઠ છે. તથા દેવોમાં ઇન્દ્ર શ્રેષ્ઠ છે. તેવી રીતે સકલ માસોમાં આ મલમાસ શ્રેષ્ઠ છે. ॥ ૬૦ ॥ મલમાસમાં છેલ્લી પાંચ રાત્રિ પાપને નાશ કરનારી છે, અને પંચરાત્રિ વ્રતમાં પરમા અને પદ્મિની શ્રેષ્ઠ છે. ॥ ૬૧ ॥ કોઇ અશકત હોય તેણે એકાદશીનો ઉપવાસ કરવો. જીવ મનુષ્ય અવતાર પામીને જે વિચક્ષણ પુરૂષોએ યથાશકિત પ્રમાણે મલમાસમાં સ્નાન, દાન વિગેરે ન કર્યું ॥ ૬૨ ॥ તેણે પોતાના

द्विपदांब्राह्मणःश्रेष्ठोगौर्वरिष्ठाचतुष्पदां ॥ देवानांवासवःश्रेष्ठस्तथामासोमलिम्लुचः॥६०॥ मलिम्लुचेपंचरात्रिःपश्चात्पापहारिणी ॥ पंचरात्रेचपरमापद्मिनीपापशोषणी ॥६१॥ साध्यशक्तैः प्रकर्तव्यायथाशक्त्याविचक्षणैः ॥ मानुषंजनुरासाद्यनस्नातोयर्मलिम्लुचः ॥६२॥ तेजन्मघातिनः नूनंनोपोष्याहरिवासरे॥ चतुरशीतिलक्षाणिभ्रमंतेयोनिसंकटे ॥६३॥ प्राप्यतेमानुषंजन्मदुर्लभं-पुण्यसंचयैः ॥ तस्मात्कार्यंप्रयत्नेनपरमायाव्रतंशुभं ॥६४॥

જન્મનો ઘાત કર્યો, તથા એકાદશીનો ઉપવાસ ન કર્યો, તે ચોર્યાશી લક્ષ યોનિમાં ફેરા ફરશે. ॥ ૬૩ ॥ જયારે ઘણુંજ પૂણ્ય એકઠું થાય છે, ત્યારે દુર્લભ એવા મનુષ્ય અવતારને પ્રાપ્ત કરાય છે. તે માટે પ્રયત્નથી શુભ પરમા એકાદશીનું વ્રત કરવું. ॥ ૬૪ ॥

શ્રી કૃષ્ણ કહે છે—હે પાપરહિત યુધિષ્ઠિર તેં જે મને પૂછ્યું તે સઘળું આ મેં તને કહ્યું. મલમાસની પરમા એકાદશીથી ઉત્પન્ન થયેલું. ॥ ૬૫ ॥ હે રાજા, તે સઘળું મેં તને કહ્યું માટે તું પણ સાવધ થઈ આ વ્રત કર. ॥ ૬૬ ॥ યદુવંશપાત એવા કૃષ્ણએ કહેલું એવું આ એકાદશીનું માહાત્મ્યને સાંભળીને ધર્મરાજાએ દ્રોપદી સહિત ભાઈઓ સહવર્તમાન તે વ્રત કર્યું ને ધર્મરાજા સ્વર્ગમાં તથા પૃથ્વીમાં દુર્લભ ભોગોને ભોગવી પ્રસન્ન થયેલો

श्रीकृष्णउवाच ॥ ॥ एतत्तेसर्वमाख्यातंयत्पृष्टोऽहंत्वयाऽनघ ॥ मलिम्लुचस्यमासस्यपरमायाःसमुद्भवं ॥६५ तत्सर्वंतेसमाख्यातंकुरुष्वावाहितोनृप ॥६६॥ श्रुत्वैतद्यदुपतिनोदितंमाहात्म्यंतच्चक्रेव्रतमनुजैःप्रियासमेतः ॥भुक्त्वाऽसौदिविभुविदुर्लभांश्चभोगान्नीतोऽसौसुखरमंदिरंसुहृष्टः ॥६७॥ येप्येवंभुविमनुजामलिम्लुचस्यसुस्नाताःशुभविधिनाममाचरंति ॥ तेभुक्त्वादिविविभवंसुरेंद्रतुल्यंगच्छेयुस्त्रिभुवनवंदितस्यगेहं ॥६८॥ ॥ ॥ इतिश्रीअधिककृष्णैकादशीमाहात्म्यसमाप्तम्॥

વકુંઠમાં ગયો. ॥ ૬૭ ॥ જે કોઈ મનુષ્ય પૃથ્વી ઉપર આ પ્રમાણે મલમાસમાં સ્નાન કરશે તથા શુભ વિધિ વડે વ્રત આચરણ કરશે તે મનુષ્યો સ્વર્ગના વૈભવો ભોગવી ઇન્દ્રના સરખા ત્રણ લોકને વંદન કરવાને યોગ્ય એવા ભગવાનના વૈકુંઠમાં જશે. ॥ ૬૮ ॥ ઇતિ શ્રી અધિક કૃષ્ણપક્ષની એકાદશીની કથા સમાપ્ત.

## ॥ अथमुग्धाकथाप्रारंभः ॥

શૌનક બોલ્યા—હે સૂત. હે સૂત. હે મહાભાગ્યશાલિ. તમોવકતાઓમાં શ્રેષ્ઠ છો. અમોને એક શંકા થાય છે. જે તમોને પૂછીએ છીએ. તે શંકાનું નિવારણ કરવાને તમે યોગ્ય છો માટે તે હમને કહો ॥ ૧ ॥ આ પ્રમાણે જે લોકો શુભ ઉદ્યાપનની વિધિ કરે છે તેમને મોક્ષ પ્રાપ્ત થાય છે તે પ્રકારે બીજાઓને પ્રાપ્ત થતો નથી એનું શું કારણ ॥ ૨ ॥ નિર્ધન

॥ श्रीगणेशायनमः ॥ ॥ श्रीराधापुरुषोत्तमाभ्यांनमः ॥ ॥ शौनकउवाच ॥ ॥ सूत-सूतमहाभाग वदनोवदतांवर ॥ संदेहंत्वांपप्रच्छामस्तन्नच्छेत्तुमिहार्हसि ॥ १ ॥ एवंकुर्वंतियेलो-काउद्यापनविधिंशुभां ॥ तेषांमोक्षसमावाप्तिरन्येषांनभवेत्तथा ॥ २ ॥ निर्धनानांनराणांवैकथंमु-क्तिःक्रियामता ॥ नास्तितेषांधनंमुख्यमुद्यापनविधिःकथं ॥ ३ ॥ क्रियतेतैःकयारित्यागोलोकेवस तिकथं ॥ तेषांनास्तियदोपायःकिंकृतंहरिणातदा ॥ ४ ॥

મનુષ્યની મુકિત કેવી રીતે થાય. તેમની પાસે મુખ્ય ધન નથી તો ઉદ્યાપન વિધિ કયાંથી કરી શકે ॥ ૩ ॥ તો તેઓએ કઈ રીતે ઉદ્યાપન વિધિ કરવો કે ગોલોકમાં વાસ થાય. કેમકે તેનો ઉપાય તેમની પાસે નથી ત્યારે તેઓને સારૂ શ્રી કૃષ્ણએ શું કર્યું છે. ॥ ૪ ॥

मु० हे सूतना पुत्र आ सर्व संशयोनुं निवारण करो ॥ ५ ॥ सूत बोल्या-हे ऋषिओ तमोए सारो प्रश्न पूछ्यो.
આ પ્રશ્નનો ઉત્તર સાંભળો નિર્ધન મનુષ્યોને વિશેષે આમાં ધનનું પ્રયોજન નથી ॥ ૬ ॥ ધન હોય તોપણ આ વ્રતમાં
अ० મુખ્ય શ્રદ્ધાનું કારણ છે. નિર્ધન મનુષ્યોએ નિરન્તર શ્રદ્ધાથી યુકત થઇ કર્મ કરવું ॥ ૭ ॥ ધનવાન્ મનુષ્યોએ શ્રદ્ધા १
વગર કર્મ કર્યું હોય તો તે નિષ્ફળ જાણવું. ઇશ્વરની પ્રસન્નતાથી શુદ્ધ અંતઃકરણ પૂર્વક કરેલું કર્મ સંપૂર્ણ થાય છે ॥ ૮ ॥

**एतत्संदेहबहुलंछिंधित्वंसूतनंदन ॥ ५ ॥ ॥ सूतउवाच ॥ ॥ साधुपृष्टंहिऋषयोएतत्प्रश्नो-त्तरंशृणु ॥ नप्रायोजनमत्रैवनिर्धनानांविशेषतः ॥ ६ ॥ धनस्यसंभवेप्यत्रश्रद्धयाःकारणंमतं ॥ निर्धनैस्तुसदाकार्यंकर्मश्रद्धासमान्वितं ॥ ७ ॥ चेतःकृतंसमग्रंस्यादीश्वरस्यप्रसादतः ॥ विनाश्र-द्धाकृतंचेत्स्याद्धनिकैस्तच्चनिष्फलं ॥ ८ ॥ तस्माद्यथाभवेत्श्रद्धाफलंताद्रक्मतंकिल ॥ यावद्व्रतं-सदाकार्याश्रद्धाभक्तिर्विचक्षणैः ॥ ९ ॥ धनंचेदधिकंयेषांन्यूनाश्रद्धाचनिष्फलं ॥ तस्मात्सर्वैःप्रकर्त-व्यंश्रद्धयासफलंभवेत् ॥ १० ॥**

તે માટે જે પ્રકારની શ્રદ્ધા ઉત્પન્ન થાય તે પ્રકારનું મુખ્ય કરી ફલ જાણવું. વિદ્વાન પુરૂષોએ જયારે વ્રત કરવું ત્યારે
२ શ્રદ્ધા ભક્તિથી યુકત કરવું ॥ ૯ ॥ જેમની પાસે દ્રવ્ય વધારે હોય અને શ્રદ્ધા ઓછી હોય તો તે કર્મ ફળ વગરનું જાણવું.
१ તેટલા કારણ માટે સઘળાઓએ શ્રદ્ધાથી કર્મ કરવું તો તે ફળવાળું થાય ॥ ૧૦ ॥ १

તેથી વિદ્વાન પુરૂષોએ વ્રતમાં યોગ્ય એવી શ્રદ્ધા રાખી વ્રત કરવું. એ સંબંધમાંજ જુનો ઇતિહાસ કહું છું ॥૧૧॥ એક દિવસે મારા ગુરૂએ વેદ વ્યાસને મારા મનમાં ઉત્પન્ન થયેલો સંદેહ પૂછ્યો. વેદ વ્યાસે દ્રઢ ભાવવાળો મને જાણીને માત્ર દયાથી કહ્યું ॥ ૧૨ ॥ વ્યાસ બોલ્યા—એક દિવસ વૈકુંઠમાં લક્ષ્મીજીએ શ્રી કૃષ્ણ ભગવાનને આજ પ્રશ્ન પૂછેલો. હરિએ લક્ષ્મીના આગળ કહેલો જે ઉત્તર તે મને વેદ વ્યાસે કહેલો છે ॥ ૧૩ ॥ ભગવાને લક્ષ્મીને ઇતિહાસથી બોધ આપેલો

**तस्मात्व्रतानुकूलाचश्रद्धाकार्याविचक्षणैः ॥ अत्रैवकथयिष्यामिइतिहासपुरातनं ॥ ११ ॥ व्यासेनोक्तंकृपालेशात्ज्ञात्वामांदृढभावुकं ॥ एकस्मिन्दिवसेपृष्टःसंदेहोस्मियागुरौ ॥१२॥ मामुवाचेतिहासंवैहरिणोक्तंरमाग्रतः ॥ वैकुंठेरमयापृष्टःसंदेहोह्ययमेवच ॥१३॥ हरिस्तामितिहासेनबोधयामासतच्छृणु ॥ अवंतिनगरेरम्येब्राह्मणोवेदपारगः ॥१४॥ नाम्नाविष्णुप्रियोह्यासित्सर्वकर्मविशारदः ॥ शांतोहरिव्रतेमुख्यःषट्कर्मनिरतःशुचिः ॥१५॥ तस्यपुत्रद्वयंजातंनाम्नादेवलमाधवौ ॥ बुद्धिवंतौचकुलीनौविष्णुभक्तिरतौसदा ॥१६॥**

તે તમે સાંભળો. સુંદર એવા અવંતિ નામના નગરમાં વેદને જાણનારો ॥ ૧૪ ॥ સઘળા કર્મમા કુશળ શાંત ષટ કર્મ કરવામાં પ્રીતીવાળો પવિત્ર ભગવાનની પૂજામાં આસકત એવો વિષ્ણુ પ્રિય નામનો બ્રાહ્મણ હતો ॥ ૧૫ ॥ તેને બે પુત્ર થયા, તે બુદ્ધિવાળા મોટા કુળમાં ઉત્પન્ન થયેલા નિરન્તર ભગવાનની ભક્તિ કરવામાં આસક્ત એવા દેવલ અને માધવ નામના હતા ॥ ૧૬ ॥

मु० કોઇ વખત કાળના યોગે કરી તેમનો પિતા મૃત્યુ પામ્યો ત્યાર પછી તે દેવલ-માધવ ચિંતાતુર થયા ॥૧૭॥
મોટાભાઈ દેવલની સ્ત્રી રૂપના અતિ સુંદરપણાથી યુક્ત ગર્વવાળી અને નામ વડે રૂપવંતી હતી ॥ ૧૮ ॥ મોટા ભાઇની
અ० સ્ત્રી તે મોટી માટે ઘરમાં મુખ્ય અધિકારવાળી હતી. નાનો ભાઈ જે માધવ તેની સ્ત્રી મંદ બુદ્ધિવાળી અને નામ વડે ૧
મુગ્ધા હતી ॥ ૧૯ ॥ અને વિશેષપણાથી ઘરમાં ઘરનું કામકાજ કરવાનું કંઇ જાણતી નહિ હતી તેથી સર્વ લોકો

कदाचित्कालयोगेनतत्तातोनिधनंगतः ॥ ततश्चिंतातुरौतौचजातौदेवलमाधवौ ॥ १७ ॥
देवलस्यचपत्नीयारुपलावण्यसंयुता ॥ गर्वाधिरुढाचैवासन्नाम्नारुपवतीयतः ॥१८॥ साज्येष्ठा-
ज्येष्ठपत्नीचिग्रहेमुख्याधिकारिणी ॥ आसीत्माधवपत्नीचनाम्नामुग्धाचमूढधीः ॥१९॥ ग्रेहकिं-
चिदजाना॥तेग्रह[illegible]ार्यंविशेषतः ॥ लोकास्तामाहुरखिलाग्रंथिलेतिचसर्वशः ॥ २० ॥ तयोरेवंत-
दाभ्रात्रोर्गृहेषुवर्तमानयोः ॥ कालोगतःकियत्पश्चाद्दारिद्रयंचाभवद्ग्रहे ॥ २१ ॥ देशांतरगतौतौ
चद्रव्योपार्जनलालसौ ॥ नारीद्वयंगृहेमुक्त्वाद्विजौदेवलमाधवौ ॥२२॥

સર્વ પ્રકારે તેને ગ્રંથિલા કહેતા હતા ॥ ૨૦ ॥ આ પ્રમાણે ઘરમાં રહેતા તે દેવલ માધવનો કેટલો વખત ગયો ત્યાર
૪ પછી દૈવના બળે કરી તેમનાં ઘરમાં દારિદ્ર પ્રાપ્ત થયું ॥૨૧॥ પોતના ઘરમાં બે સ્ત્રીને મુકીને દ્રવ્ય પેદા કરવામાં
२ તૃષ્ણાવાળા તે દેવલને માધવ બીજા દેશમાં જવાને તઇયાર થયા ॥૨૨॥ २

માધવ બોલ્યા–કહેલો એવો દીયર માધવ મોટાભાઇની સ્ત્રીને કહે છે કે મોટાભાઈ પિતા સમાન છે અને મોટા ભાઈની સ્ત્રી માતા સમાન છે ॥ ૨૩ ॥ હે માતા વિશેષથી ગુણોમાં મુખ્ય અને ઘર કાર્યમાં પણ મુખ્ય એવા તમોછો. માટે મારી મુર્ખ સ્ત્રીનું તમારે બેન સમાન રક્ષણ કરવું ॥ ૨૪ ॥ ઘરનું કામકાજ તથા જ્ઞાતિ ( સંસારાદિક ) નું કાર્ય જાણુતી નથી. માટે તમારે બેન અથવા પુત્રી સમાન સંભાવના કરવી ॥ ૨૫ ॥ સારી રીતે જોવાવાળી હે દેવિ તમારાપર

॥ माधवउवाच ॥ ॥ देवरोमाधवःप्रोक्तोभ्रातृपत्नीमुवाचह ॥ ज्येष्ठभ्रातापितातुल्यस्तत्पत्नीमातृरूपिणी ॥ २३ ॥ मातस्त्वंग्रहमुख्यासिगुणमुख्याविशेषतः ॥ भगिनीवत्त्वयारक्ष्यामूर्खापत्नीममेतिच ॥२४॥ गृहकार्यंनजानातिज्ञातिकार्यंतथैवच ॥ त्वयासंभाविनीयाचभगिनीपुत्रिकाचवत् ॥ २५ ॥ गच्छाम्यहंचविश्वास्यत्वयिदेविशुभेक्षणे ॥ २६ ॥ ॥ सूतउवाच ॥ ॥ इत्युक्त्वाचगतौतौचभ्रातरौद्रव्यलालसौ ॥ ग्रामान्तरेचतौप्राप्तौदूरमर्थेप्सयागतौ ॥ २७ ॥ ततोरूपवतीयासामुग्धामित्थमुवाचह ॥ रेमुग्धेममगेहात्वंदूरंगच्छचदुर्भगे ॥ २८ ॥

વિશ્વાસ રાખી મુકીને હું જાઉં છું ॥ ૨૬ ॥ સૂત કહે છે—આ પ્રમાણે કહીને ધનની ઇચ્છાવાળા તે બે ભાઈઓ ગયા પોતાના ગામથી દૂર દ્રવ્યની ઇચ્છાથી આવેલા તે બે ભાઇઓ બીજા દેશમાં ગયા ॥ ૨૭ ॥ ત્યાર પછી તે રૂપવતી તે મુગ્ધાને આ પ્રકારે કહે છે હે દુર્ભાગ્યવાળી રે મુગ્ધા મારા ઘરમાંથી તું દૂર જા ॥ ૨૮ ॥

मु० दुष्ट भाग्यवाळी तुं कंइ पण ग्रह कार्य जाणती नथी अने तारा भाग्यथी मारो स्वामी अन्यन्त दरिद्रपणाने
पाम्यो ॥ २९ ॥ विशेषथी ज्ञातिनुं कार्य तथा बोलता पण आवडतुं नथी पाप कर्म करवावाळी पापिणी जड बुद्धिवाळी
अ० मूर्खी तने धिक्कार छे ॥ ३० ॥ आ प्रमाणे कहीने व्यभिचारवाळी ते रूपवंतीए शुद्ध पतिव्रता एवी मुग्धाने घणा १
कठोर वचन कही अत्यंत मारीने घरमांथी काढी मूकी ॥ ३१ ॥ तेणीए तेने निश्चय पूर्वक अत्यंत मारवाथी दांत

त्वद्भाग्याच्चममस्वामीदारिद्र्यंप्राप्तवान्दृढं॥ ॥ दुर्भगात्वंनजानासिग्रहकार्यंनाकिंचन ॥२९॥
ज्ञातिकार्यंविशेषेणवक्तुंजानासिनैवच ॥ धिक्त्वांमूढांमूढबुद्धिंपापिणींपापकर्मिणीं ॥ ३० ॥ एव
मुक्त्वाताडयित्वाग्रहान्निष्कासितातया ॥ व्यभिचारेच्छयानार्यासासाध्वीताडिताभृशम ॥३१॥
भग्नादंतास्तयातस्याःअत्यंतंताडिताध्रुवं ॥ सामातृरहितानारीमग्नावैशोकसागरे ॥३२॥ त्यक्त्वा
ग्रहंरुरोदार्तादुःखिताअन्यमानसा ॥ अहोदुःखंमहादुःखमीश्वरेणनिपातितं ॥३३ किंकरोमिक्कग-
च्छामिशरणंकिंभवेन्मम ॥ इत्थंविलपतिबालादुःखभारयुतासती ॥३४॥

भांगी नांख्यां छे एवी ते मा बाप वगरनीं स्त्री मुग्धा शोकरूप सागरमां निमग्न थई ॥३२॥ घरने त्याग करी
१ व्यग्रमनवाळी दुःखियारी पीडा पामेली रडवा लागी ने कहेवा लागी के अहो ईश्वरे मारापर मोटुं दुःख पाडयुं ॥३३॥
२ हुं शुं करुं, कयां जावुं. मारे कोने शरणे जवुं आ प्रमाणे विलाप करती सती दुःखना भारथी युक्त एवी बाला ॥३४॥ २

સઘળા લોકોથી આશ્વાસન કરાઈ અને તેમના ઘરના સમીપમાં રાખી ત્યાં રહેલી તે સઘળા લોકોના ઘરનું કામકાજ કરતી હતી ॥ ૩૫ ॥ ત્યાં દુઃખ પામેલી મુગ્ધા પેટનું ભરણ પોષણ કરે છે અને રૂપવતીને ઘેર જઇને તેનું કામકાજ કરે છે ॥ ૩૬ ॥ દુષ્ટ એવી રૂપવંતીની બેનપણીઓ વારંવાર તિરસ્કાર કરાયલી તોપણ તેના કુટિલ પણાને તથા દુષ્ટ ભાવને નહિ જાણતી ॥ ૩૭ ॥ કેવળ બુદ્ધિ વડે સારી રીતે હુંપણાનાભાવવાળી તેની સેવા તથા

लोकैराश्वासितसर्वैर्वासितातातग्रहांतिके ॥ तत्रस्थासाहिसर्वेषांग्रहकार्यंकरोतिच ॥ ३५ ॥ उदरस्यापिभरणंकरोतितत्रदुःखिता ॥ रुपवत्याःग्रहेगत्वातत्कार्यंचकरोत्यपि ॥ ३६ ॥ तत्साखिभिश्चदुष्टाभिस्तार्जितापिपुनःपुनः ॥ कौटिल्यंनैवजानातिनचजानातिदुष्टतां॥ ६७ ॥ केवलंममता सम्यक्धियातत्सेवनैरता ॥ एवंगतःकियत्कालस्तयोर्नार्योयथातथं ॥ ३८ ॥ अधिमासश्चसंप्राप्तो यश्चमान्यो ?रेरपि ॥ तस्मिन्मासेतदाप्राप्तेलोकाःस्नानार्थमुद्यताः ॥ ३९ ॥ साचरुपवतीस्नाने समुघुक्तासखीजनैः ॥ स्नानोद्युक्तांचतांदृष्ट्वाग्रहेस्थापितदेवतां ॥ ४० ॥

કાર્ય કરવામાં તત્પર રહેતી હતી. આ પ્રમાણે તે દેરાણી જેઠાણીનો જેમ તેમ કેટલોક વખત ગયો ॥ ૩૮ ॥ ત્યાર પછી ભગવાનને પ્રિય એવો અધિકમાસ પ્રાપ્ત થયો. ત્યારે આ વેલા અધિકમાસમાં લોકો સ્નાન દાન વિગેરે કરવાને ઉદ્યોગવાળા થયા ॥ ૩૯ ॥ તે રૂપવતી બેનપણીઓ સાથે સ્નાનદાન વિગેરે કરવામાં ઉદ્યોગવાળી થઇ સ્નાન દાન વિગેરેમાં ઉદ્યોગવાળી તથા ઘરમાં સ્થાપન કર્યું રાધાપુરૂષોત્તમનું તથા દીપનું તે જેણે એવી તે રૂપવંતીને જોઇને ॥૪૦॥

ઉત્તમ દીપ સેવાને જોતી મુગ્ધા આશ્ચર્ય પામી. મુગ્ધા રૂપવંતીને પૂછે છે કે તમે આ શું કરો છો. ॥ ૪૧ ॥ મારા યોગ્ય જો વ્રત હોય તો હું પણ કરૂં મને કહો. ॥ ૪૨ ॥ રૂપવતી કહે છે—મારા ઘરમાં નિરન્તર સખીઓના મધ્યમાં સારઅસારના વિચારને જાણનારી સર્વ પ્રકારે કાર્યને સાધવાવાળી મુખ્ય એવી ભામિની નામવાળી સખી છે. ॥૪૩॥ અને કેવળ તું મારા ઘરમાં પિશાચણી તથા પાપી છે તું પેટનું વ્રતને પૂજા સિવાય બીજું કંઈ જાણતી નથી. ॥૪૪॥

दीपसेवांपरांपश्यन्मुग्धाविस्मयमागता ॥ मुग्धातांचैवपप्रच्छकिमिदंक्रियतेत्वया ॥४१॥ ब्रूहिमामापिमद्योग्यंचेद्व्रतंचकरोम्यहं ॥ ४२ ॥ रूपवतीउवाच ॥ ॥ मत्गृहेसखिनांमध्येमुख्यास्तिभामिनीसदा ॥ सारासारविचारज्ञासर्वदाकार्यसाधिनी ॥ ४३ ॥ केवलंत्वंचमत्गेहेपिशाचीपापिनीध्रुवं ॥ नजानासिव्रतंपूजांउदरस्यान्यदेवही ॥ ४४ ॥ इतिप्रष्टाचसाक्रुद्धातिरस्कारमचीकरत् ॥ रेमुग्धेतवनैवेदंयोग्यंश्रीहरीसेवनं ॥ ४५ ॥ एवंतिरस्कृतासाचशोकभारसमाकुला ॥ रुदतीचजगामाशुनिंदतिस्वकलेवरं ॥ ४६ ॥

આ પ્રમાણે પૂછાયલી તે ક્રોધવાળી મુગ્ધાને તિરસ્કાર કરતી હતી. હે મુગ્ધા શ્રી હરિની પૂજા કરવી એ તારે યોગ્ય નથી. ॥ ૪૫ ॥ આ પ્રમાણે તિરસ્કાર પામેલી. શોકરૂપ ભારથી સારી રીતે આકુલ થયેલી. અને રડતી એવી તે મુગ્ધા પોતાના કલેવરને નિંદતિ જલદી જતી હતી. ॥ ૪૬ ॥

માર્ગમાં જતી શોકરૂપ જલથી પુરાઇ ગઇ છે આંખ જેની એવી મુગ્ધાને મુખ્ય રૂપવંતીની સખી નામવડે ભામિની જોતી હતી. ॥ ૪૭ ॥ ભામિની કહે છે—હે મુગ્ધા તારે શું દુઃખ છે. કેમ રડે છે ભયભીત બીકણ કેમ થઇ. તે તારૂં વૃત્તાન્ત મને કહે. હું શાકત પૂર્વક તારૂં દુઃખ નિવારણ કરીતને દુઃખમાંથી દૂરકરીશ. ॥ ૪૮ ॥ મુગ્ધા બોલી—હું તારી સખી રૂપવંતીને ઘેર ગઈ હતી. તેણે આરંભ કરેલા વ્રતને મે જોયું અને આ શું કરો છો. એ પ્રમાણે પૂછાયલી

**मार्गमध्येचगच्छन्तींशोकाम्बुपरिताक्षिणीं ॥ ददर्शभामिनीनाम्नामुख्यारुपवतीसखी ॥ ४७ ॥ भामिनीउवाच ॥ ॥हेमुग्धेतवदुःखंकिंकथंरोदसिभीरुवत् ॥ वृत्तान्तंतन्ममेब्रूहिशक्तिश्चेद्वारयाम्यहं ॥ ४८ ॥ मुग्धाउवाच ॥ ॥ गतातवसखीगेहंदृष्टंचैवव्रतंमया ॥ समारब्धंततोपृष्टाकिमिदंचेतिसातदा ॥ ४९ ॥ तिरस्कारंबहुतरंमिथ्यामांसाचकारह ॥ अतोहंबहुशप्तास्मिजीवितंत्यक्तुमुद्यता ॥५०॥ जीवेकथंव्रतादौमेयदियोग्याभवेनहि ॥ मूर्खायाःममकाहानिःमरणेसखिमेवद ॥ ५१ ॥इत्युक्त्वाभामिनीसाचईषद्धास्यसमन्विता ॥ उवाचवचनंचेदंचेष्टागर्वाच्चपापिनी ॥५२॥**

રૂપવંતી ત્યારે. ॥ ૪૯ ॥ મને તે અત્યંત ખોટા તિરસ્કાર કરતી હતી. એટલા કારણ માટે ઘણા સોગન લીધેલા એવી હું જીવન નાશ કરવાને ઉદ્યોગવાળી થઇ છું. ॥ ૫૦ ॥ વ્રતાદિ કરવામાં હું યોગ્ય નહિ થાવું તો કેમ જીવું. હે સખી મૂર્ખી મરણમાં શું હાની છે તે મને કહે. ॥ ૫૧ ॥ આ પ્રમાણે સાંભળી પાપવાળી જરા હાસ્યથી યુક્ત એવી તે ભામિની ગર્વથી ચેષ્ટા પૂવક આ પ્રમાણે વચન કહે છે.

मु०

अ०

ભામિની બોલી—હે મુગ્ધા, તારૂં ધૈર્યપણું જોઇને હું આશ્ચર્ય પામું છું. થોડા કારણને માટે પ્રાણ ત્યાગ કરવાને ઉદ્યોગવાળી થઈ તારા જેવી બુદ્ધિશાળીને યોગ્ય નથી. ॥ ૫૩ ॥ હે સુંદરિ—હું વ્રતનો ઉપદેશ તને કરૂં છું તે તું સાંભળ. મે આરંભ કરેલું વ્રત તારા હિતને માટે કહું છું. ॥ ૫૪ ॥ મલ એ પ્રકારના નામને ધારણ કરનાર આ મલમાસ છે. અને આ મલ માસમાં પોને પુરૂષોત્તમ ભગવાન્ પૂજવા યોગ્ય છે. અને સઘળા માણસોએ સ્નાન દાન વિગેરે આ માસમાં

॥ भामिनीउवाच ॥ ॥ ॥ अहोदृष्टंहिधाष्ट्यंतेयत्प्राणान्त्यक्तुमुद्यता ॥ स्वल्पाच्चकारणा न्मुग्धेनैतद्योग्यंहिधीमतां ॥ ५३ ॥ अहंव्रतोपदेशंतेकरोमिशृणुसुंदरि ॥ मयाचैवसमारब्धंहिता र्थंतववच्म्रुवे ॥ ५४ ॥ अयंमासोमलाख्यःस्यादत्रपूज्योहरिस्त्वयं ॥ स्नानंचैवतथादानंकर्तव्यंनि- खिलैर्जनैः ॥ ५५ ॥ परंत्विदंरहस्यंवैनजानातिकश्चन ॥ अहंचैकापिजानामिगुरुवाक्यप्रसा दतः ॥ ५६ ॥ कश्चिद्योगीममग्रेहेपूर्वंप्राप्तयदृच्छया॥मसेवितोमयात्यर्थंप्रसन्नश्चाभवत्तदा ॥५७॥ तेनप्रसन्नभूतेनरहस्यंमेप्रकाशितं ॥ तदहंकथयिष्यामिदययात्वयिमानिनि ॥५८॥

કરવું ॥ ૫૫ ॥ પરન્તુ આ મલમાસના વ્રતનું રહસ્ય કેટલાક જાણતા નથી. ગુરૂના વચનના પ્રસાદથી હું એકલી જાણુ છું. ॥ ૫૬ ॥ પૂર્વે એક વખતે મારે ઘેર પોતાની ઇચ્છાથી કોઈ યોગી આવ્યા હતા. મેં તેમની અત્યંત સેવા કરી હતી, ત્યારે પ્રસન્ન થયા હતા. ॥ ૫૭ ॥ પ્રસન્ન થયેલા એ યોગીએ મને રહસ્ય પ્રકાશ કરી કહ્યુ, કે હે માનિનિ તારાપર દયા લાવી ને હું તને કહીશ. ॥ ૫૮ ॥

છાનાથી અત્યન્ત છાનું આ વ્રત દુષ્ટ ભાગ્યને નાશ કરનારૂં છે તે તને આજે કહું છું જે તારે કોઈને કહેવું નહિ ॥ ૫૯ ॥ આ વ્રત બે પ્રકારનું છે. એક પ્રસિદ્ધ ને બીજું છાનું છે. લોકો પ્રસિદ્ધ વ્રતને જાણે છે પણ ગુપ્ત વ્રતને કોઈ જાણતું નથી ॥ ૬૦ ॥ ગુપ્ત વ્રત કરવાથી ભગવાન્ જલદી પ્રસન્ન થાય છે જ્યારે પ્રસિદ્ધ વ્રત કરવાથી આવતા જન્મમાં ફળ પ્રાપ્ત થાય છે ॥ ૬૧ ॥ પ્રસિધ્ધ વ્રતમાં સઘળાઓ વડે આ વિધિ કહેવાય છે. પવિત્ર તીર્થમાં સ્નાન કરવું અને

नकस्मैचित्समोख्ययगुह्यतरांत्विदं ॥ एतद्व्रतंतवैवाद्यंदुर्भाग्यस्यैवनाशनं ॥ ५९ ॥ द्विविधं व्रतमेतत्स्यात्प्रसिद्धंगुह्यमप्युत ॥ लोकःप्रसिद्धंजानातिगुह्यंनैवचकश्चन ॥ ६० ॥ गुह्येनचकृतेनैवहरिस्तुष्यतितत्क्षणात्॥प्रसिद्धेचकृतेतस्मिन्फलंजन्मांतरेभवेत् ॥६१॥ प्रसिद्धेचव्रतेचायंविधिसर्वैर्निगद्यते ॥ स्नानंस्याद्विमलेतीर्थेदानंचसंपुटादिकं ॥६२॥ दिपश्चैकांतिकेस्थाप्यःश्रीराधापुरुषोत्तमः ॥ भोजनेचहविष्याशितथादंपत्तिभोजनं ॥ ६३ ॥ इत्यादिकंप्रसिद्धंचसर्वैर्यत्क्रियतेव्रतं ॥ अप्रसिद्धमथोवच्मिगुह्यंमेरुषिभाषित ॥ ६४ ॥

કાંસાના સંપુટનું દાન વિગેરે કરવું ॥ ૬૨ ॥ શ્રી રાધાપુરૂષોત્તમનું અને તેમની પાસે દીવાનું સ્થાપન કરવું. હવિષ્યાની ભોજન કરવું અને આ પુરૂષનું જોડું જમાડવું ॥ ૬૩ ॥ આ પ્રકારનું પ્રસિધ્ધ વ્રત સઘળાઓ વડે કરાય છે મને રૂષિએ કહેલું જે આ પ્રસિધ્ધ ગુપ્ત વ્રત કહું છું ॥ ૬૪ ॥

 

એક મહિના સુધી નિરન્તર ગુપ્ત સ્નાન કરવું. સ્નાન કરતાં કોઇ મનુષ્યના જોવામાં આવેતો વ્રતનું ખંડીત થાય ॥ ૬૫ ॥ તેટલા કારણુ માટે આ મલમાસમાં મલિમ્લુમ ભગવાનની પ્રીતી મેળાવવા મલવાળા જલમાં ગુપ્ત સ્નાન કરવું. આ મેં તને છાનું વ્રત કહ્યું છે ॥ ૬૬ ॥ જેમ જેમ જલમાં મલ તથા દુર્ગંધિ હોય તેવા જલમાં સ્નાન કરે તો તેમ તેમ ભગવાન્ તત્કાળ પ્રસન્ન થાય છે એ એનો નિર્ણય સમજવો ॥ ૬૭ ॥ દેવની જગ્યાપર પીપલાના વૃક્ષનું પૂજન કરવું. દાનમાં પીપલાનાં પાંતરાંના દડીઆના સંપુટ કરીને દાન આપવું. તીખા તથા કડવા પદાર્થો ભોજનમાં

गुप्तंस्नानंसदाकार्यंमासपर्यंतमेवही ॥ दृष्टंकेनचिदेवेहव्रतस्यखंडनंभवत् ॥६५॥ तस्मात् गुप्तंप्रकर्तव्यंस्नानंतन्मलसंयुते ॥ जलेमलिम्लुचप्रीत्यैतन्मेगुह्यभाषितं॥ ६६ ॥ यथायथाजले तुस्यात्मलोदुर्गंधिकस्तथा ॥ तथातथाहरिःशीघ्रंतुष्येदित्येषनिर्णयः ॥६७॥ भोजनंतिक्तकटुकं नान्यत्किंचित्मतंकिल ॥ पूजनंपिप्पलस्यापिदानपत्रपुटस्यच ॥६८॥ एतद्व्रतंसंप्रातिमेप्रदिष्टंद यायतोमेत्वयिचाविरासति ॥ अनेनचीर्णेनचशीघ्रमेवहरिःप्रसन्नोभवतीतिसत्यं ॥६९॥ करोम्य हंवैतदपिस्वयंव्रतंतुभ्यंसमाख्यातमपिकृपालात ॥ त्वंवैकुरुष्वव्रतमेतदेवहरिःप्रसन्नस्तवसंभवि ष्यति ॥७०॥ ॥ ॥इतिश्रीपुरुषोत्तममाहात्म्यांतर्गतमुग्धोपाख्यानेप्रथमोऽध्यायः ॥१॥

લેવા અને બીજું કંઈ લેવું નહિ ॥ ૬૮ ॥ આવા પ્રકારનું જે વ્રત કરે તે ગુપ્ત વ્રત કહેવાય છે. છતાં તારા પર મારી દયા ઉત્પન્ન થઇ જેથી આ વ્રત મેં તને હમણા બતલાવ્યું છે આ વૃત કરવાથી ભનવાન્ પુરાણ પુરૂશોત્તમ જલદી પ્રસન્ન થાય છે એ સત્ય સમજવું ॥ ૬૯ ॥ હું પોતે પણ આ વ્રત કરૂં છું અને દયાથી તને કહ્યું. તું પણ આ વ્રત કર કે જેથી ભગવાન્ જલદી તને પ્રસન્ન થશે ॥ ૭૦ ॥ ઇતિશ્રી મુગ્ધા પાખ્યાનમાં પહેલો અધ્યાય સંમાપ્ત થયો.

સૂત કહે છે—હે શૌનિકાદિક રૂષિઓ આ પ્રમાણે કહીને કુટિલપણાથી ઠગાયલી મુગ્ધા એ પ્રમાણે હું કરીશ એમ કહેતી હતી. આજ્ઞાને કરાયલી તે બાલા ઘેર જઇને તે પ્રમાણે કરવા લાગી. ॥ ૧ ॥ અને કુટિલા એવી તે ભામિની પણ રૂપવંતીને ઘેર ગઇ અને માર્ગમાં મુગ્ધાની સાથે જે વૃત્તાન્ત થયેલું તે કહેતી હતી. રૂપવંતી વિગેરે સખીઓ આશ્ચર્યકારક વૃત્તાન્ત સાંભળીને ॥ ૨ ॥ બુદ્ધિ વગરની સતી એવી મુગ્ધાને અત્યન્ત નિંદતી હતી. હર્ષના વેગથી યુક્ત એવી

॥ सूतउवाच ॥ ॥ एवमुक्त्वातथत्याहमुग्धासावप्रलाम्भता ॥ कौटिल्याज्ञाहिसाबाला ग्रहेगत्वातथाकरोत् ॥ १ ॥ कुटिलाभामिनीसापिरुपवत्याःग्रहंगता ॥ वृत्तान्तंकथयामासमार्गे जातंतपासह ॥ रुपवत्यादिकाःसख्यःश्रुत्वावृतान्तमद्भुतं ॥ २ ॥ गर्हयामासरत्यंतंतांबुद्धिरहिता सती ॥ मुग्धासाथग्रहंगत्वाहर्षवेगयुतासती ॥ ३ ॥ व्रतस्याभरणंचक्रेयथोक्तंदुष्टयातया ॥ पश्चांद्रात्रौसमुत्थायशौचाभाववतीसती ॥ ४ ॥ स्नानार्थंसाजगामाथचैकांतेमुक्तचिन्हका ॥ सागत्वा चगृहाद्दूरंकस्यचिद्गृहसन्निधौ ॥ ५ ॥

પતિવ્રતા તે મુગ્ધા ઘેર જઇને ॥ ૩ ॥ દુષ્ટ એવી ભામિનીએ જે પ્રમાણે કહેલું તે પ્રમાણે વ્રતનો આરંભ કરવા લાગી. પાછલી રાતનાં ઉઠીને શૌચાદિ કાર્યથી પરવારી ॥ ૪ ॥ ત્યારપછી એકાન્ત જગ્યામાં પોતાના લુગડાં મુકી સ્નાન કરવાને માટે જતી હતી તે પોતાના ઘરથી દૂર કોઇના ઘરના સમીપમાં જઇ ॥ ૫ ॥

मु० अ० ૨

ત્યાં અત્યંત દુર્ગંધવાળા ખાડાને જોઇને ધીમે ધીમે તેમાં સ્નાન કરવા લાગી. અજ્ઞાન અવસ્થાવાળી સ્નાન કરીને શ્રીકૃષ્ણનું મનમાં ધ્યાન કરતી ॥ ૬ ॥ ભામિનીનું વચન સ્મરણ કરતી અને પિપલાની વૃક્ષની પાસે જતી અને ત્યાં જઇને યથાબુદ્ધિ પ્રમાણે હર્ષથી પિપલાના વૃક્ષની પૂજા કરતી હતી, ॥ ૭ ॥ આ વ્રતે કરીને પુરૂષોત્તમ ભગવાન્ મારા પર પ્રસન્ન થાવ આમ કહીને ઘેર જઇને ફરીથી તે સ્નાન કરતી હતી. ॥ ૮ ॥ કુવાના જલથી મલિન થયેલા શરીરને ફરીથી શુદ્ધ કરવાને સ્નાન કરતી હતી તે પ્રમાણે ભોજનમાં કડવા તિખા તથા ખાટા પદાર્થોનો ગ્રહણ કરવા લાગી. ॥ ૯ ॥

**दृष्ट्वाखातंहिदुर्गंधंस्नानंचक्रेशनैःशनैः॥ अज्ञाताकेनाचित्स्नानंकृत्वाश्रीकृष्णमानसा॥ ६ ॥ जगामपिप्पलोपस्थंस्मरंतिभामिनीवचः ॥ तत्रगत्वायथाबुद्धिपूजयामासतंमुदा ॥ ७ ॥ पुरुषोत्तमःप्रसन्नोस्तुव्रतेनानेनमेहरिः ॥ एवमुक्त्वागृहंगत्वापुनःस्नानंचकारसा ॥ ८ ॥ कूपोदकेन मलिनंशरीरंशोधयिष्यति ॥ आहारश्चतथाचक्रेकटुस्तिक्तस्तथाम्लकः ॥ ९ ॥ एवंव्रतंसमारब्धं तयाश्रद्धासमन्वितं ॥ एवंसाकुर्वतिबालाभामिनीवाक्यनोदिता ॥ १० ॥ विहिताऽविहितंकिंचिन्न जानातिस्मसर्वथा ॥ इत्थंप्रवर्तमानायास्तस्याःश्रीपुरुषोत्तमः ॥ ११ ॥**

આ પ્રમાણે તે મુગ્ધાએ શ્રદ્ધાયુક્ત એવું વ્રત આરંભ કર્યું આ પ્રમાણે ભામિનીના વચનથી પ્રેરણા કરાયલી તે બાલા વ્રત કરવા લાગી. ॥ ૧૦ ॥ સર્વ પ્રકારે ખરા ખોટા માર્ગને નહિ જાણતી હતી. આ પ્રમાણે વ્રત કરતી તે મુગ્ધાનો શ્રી પુરૂષોત્તમ માસ ॥ ૧૧ ॥

જ્યારે સંપૂર્ણ પ્રાપ્ત થયો, ત્યારે હર્ષવાળી થઈ ત્યારપછી પુરૂષોત્તમ માસનો છેલ્લો દિવસ આવ્યો જાણી તે બાલા ભામિનીને ઘેર જતી હતી. ॥ ૧૨ ॥ ભામિનીએ પૂછયું કેમ હે મુગ્ધે તારૂં વ્રત સંપૂર્ણ થયું. તારૂં જે સાચે સાચું હોય તે મને કહે ત્યારે ભામનીની આગળ જે પ્રમાણે કર્યું હતું તે પ્રમાણે સઘળું કહ્યું. ॥ ૧૩ ॥ તોપણ દુષ્ટ કુટિલ ભામની આ પ્રમાણે વચન કહેવા લાગી. ॥ ૧૪ ॥ ભામિની બોલી—હે મુગ્ધા તેં આ વ્રત સર્વ પ્રકારે

**मासंःसपूर्णतांप्राप्तामुग्धाहर्षान्विताभवत् ॥ अथांतिमेन्हिसाबालाभामिनीगेहमागमत् ॥ १२ ॥ तयाप्रष्टंकथंमुग्धेव्रतंतेपूर्णतांगतं ॥ तेयथा ंचमेब्रूहीभामिन्यप्रोदितं ॥१३॥ तथापि दुष्टाकौटिल्याइदमेववचोब्रवीत् ॥ १४ ॥ ॥भामिनीउवाच॥ साधुमुग्धेव्रतंचैतत्त्वयासर्वंसमापितं ॥ममापिविघ्नबाहुल्यात्पूर्णतांनगतंव्रतं ॥ १५ ॥ तवेश्वरकृपालेशात्पूर्णमेवाभवद्व्रतं ॥ अथोद्यापनंमस्यत्वंकर्तुमर्हसिसुंदरि ॥ १६ ॥ एवमुक्त्वाचसाप्राहकौटिल्याज्ञाचतांप्रति ॥ कथमुद्यापनंकार्यंसखिमेब्रूहिविस्तरात् ॥ १७ ॥**

સમાપ્ત કર્યું એ ઘણુંજ સારૂં કીધું. મને પણ ઘણા વિઘ્નો આવ્યાથી મારૂં વ્રત સંપૂર્ણ થયું નહિ ॥ ૧૫ ॥ તારા પર ઇશ્વરની દયા માત્રથી આ વ્રત પૂર્ણ થયું હે સુંદરિ હવે તું આ વ્રતનું ઉદ્યાપન કરવાને યોગ્ય થઈ. ॥ ૧૬ ॥ આ પ્રમાણે કહેવાતી ભામિની આજ્ઞા માનનારી તે મુગ્ધા ભામનીના પ્રત્યે કહે છે કે, હે સખિ ઉદ્યાપન કેમ કરવું તે મને વિસ્તારથી કહે ॥ ૧૭ ॥

ભામિની બોલી—હે સુંદરી રૂપવંતીને પેર જે પ્રમાણે ઉદ્યાપનનો વિધિ છે તેથી વિશેષ આ તારા વ્રતમાં છે. તેને આજે મારી પાસેથી સાંભળી લે ॥ ૧૮ ॥ પહેલા જે પિપલાની પૂજા કરી હોય ત્યાં જવું બીજા પિપલાના વૃક્ષ પાસે જવું નહિ. તારે પ્રથમ પિપલાના વૃક્ષની પાસે જઇને બેસવું ॥ ૧૯ ॥ તારે આ પિપલાના વૃક્ષરૂપ પુરૂષોત્તમ દેવને પૂછવું કે હે દેવના દેવ હે જગત્નાનાથ, મારૂં વ્રત આજે પૂર્ણ થયું હોય તો ॥ ૨૦ ॥ હે પ્રભુ દેવ તમે મને ઉદ્યાપન

॥ भामिनीउवाच ॥ ॥उद्यापनविधिस्त्वेवंरुपवत्याग्रहेयथा ॥ विशेषोस्मिन्व्रतेयस्यात् तान्निबोधाद्यसुंदरि ॥१८॥ आदौपिप्पल‌ृक्षस्यसमीपेस्थीयतांत्वया ॥ यत्रपूजाकृतापूर्वंनान्यत्रे तीहनिर्णयः ॥ १९ ॥ ष्टष्ठव्योसौत्वयादेवःपिप्पलःपुरुषोत्तमः देवदेवजगन्नाथपूर्णंचेत्व्रतमद्यमे ॥२०॥ उद्यापनविधौदेवत्वमाज्ञांदोहिमेप्रभो ॥ यद्युत्तरंहरिर्दद्यात्सफलस्तेपरिश्रः ॥२१॥ अन्यथा तवमिथ्यासःश्रमश्चेतिमतिर्मम ॥दत्तायाहरिणाज्ञायांवक्तव्योसौहरिस्त्वया ॥२२॥ श्वःसमंदेवदे वेशदेव्याराधिकया भो ॥ मत्पूजासंग्रहार्थायस्वागंतव्यंग्रहेमम ॥२३॥

કરવાને આજ્ઞા આપો. જો ભગવાન્ ઉત્તર આપશે તો તારો વ્રત કરેલાનો શ્રમ સફળ થયો એમ જાણજે ॥ ૨૧ ॥ જો જવાબ નહિ આપે તો તારો પરિશ્રમ મિથ્યા સમજવો એમ મારી મતિ છે. જો ભગવાને આજ્ઞા આપી હોય તો તારે આ હરિને કહેવું ॥ ૨૨ ॥ હે પ્રભુ હે દેવનાદેવેશ કાલે મારે ઘેર દેવીરાધિકાની સાથે મારાથી પૂજા ગ્રહણ કરવાને તમારે પોતે આવવું ॥ ૨૩ ॥

આ પ્રમાણે રૂપવંતીને ઘેર જઇને તારે કહેવું, એટલે તે રૂપવંતી સઘળા સાહિત્યથી રસોઇ વિગેરે કરાવશે. ॥ ૨૪ ॥ ત્યારપછી તે બ્રાહ્મણોને ભગવાન્‌ની સાથે ભોજન કરાવવા. ને ને બ્રાહ્મણોને પિપલાના પાંદડાથી બનાવેલા દડીયાના સંપુટ આપવા. ॥ ૨૫ ॥ આમ કરવાથી હરિ તારાપર પ્રસન્ન થાય એમ તે બોલતી હતી. ભામિનીનું તે વચન સાંભળી તે સાચું જાણુતી હતી. ॥ ૨૬ ॥ ત્યારપછી હર્ષથી અતિ પરિપૂર્ણ મનવાળી તે મુગ્ધા ઘેર જઇ ફરીથી

**एवमुक्त्वाग्रहंगत्वावाच्यारूपवतीत्वया ॥ पाकादिकंहिसाहित्यंसासर्वंकारयिष्यति ॥२४॥ ततः संभोजनियास्तेविप्रावैहरिणासह ॥ संपुटानिचदेयानितेभ्यःपर्णोद्भवानिच ॥ २५ ॥ एवंकृतेहरिस्तेस्यात्प्रसन्नश्चेतिसावदत् ॥ तच्छ्रुत्वाभामिनीवाक्यंजानातितथ्यमेवतत् ॥२६॥ ततोगत्वागृहं-मुग्धाहर्षनिर्भरमानसा ॥ जगामपिप्पलोपस्थंपुनस्तद्वाक्यवंचिता ॥२७॥ तत्रगत्वाथसंपूज्यह्युवाचवचनंहितं ॥ २८ ॥ मुग्धाउवाच ॥ देवदेवजगन्नाथपूर्णंचेद्व्रतमद्यमे ॥ उद्यापनविधौदेवत्वमाज्ञांदेहिमेप्रभो ॥२९॥**

ભામિનીના વચનથી છેતરાયલી તે મુગ્ધા પિપલાના વૃક્ષની પાસે જતી હતી. ॥ ૨૭ ॥ ત્યાં જઇ તેની પૂજા કરી પછી હિતકારિ વચન બોલી ॥ ૨૮ ॥ મુગ્ધા બોલી—હે દેવના દેવ, હે જગતનાનાથ આજે મારૂં વ્રત પૂર્ણ થયું હોય તો હે પ્રભો, હે દેવ, મને ઉદ્યાપન કરવાની આજ્ઞા આપો. ॥ ૨૯ ॥

તેની સમીપમાં મુગ્ધા આ વાકય વારંવાર બોલતી. જ્યારે પિપલા આગળ તેણી ઘણે પ્રકારે વચન બોલી ॥૩૦॥ તોપણ પિપલાનું વૃક્ષ કંઇપણ વચન નહિ બોલ્યું. ત્યારે તે મુગ્ધા અત્યન્ત દુ:ખી થઇ. વિચારમાં આસકત થઈ કે જેથી મારો કયો અપરાધ થયો છે. ॥ ૩૧ ॥ મે પૂર્ણ વ્રત કર્યું તોપણ તે વ્રત સંપૂર્ણપણાના ભાવને પ્રાપ્ત થયું નહિં. અહો મિથ્યા પરિશ્રમ થયો. જેથી હરિ પ્રસન્ન થયા નહિ ॥ ૩૨ ॥ દુષ્ટ, દુર્ભાગ્યવાળી પાપિણી પાપ કરવાને નિશ્ચયવાળી

पुनःपुनरिदंवाक्यंमुग्धाचतस्यसन्निधौ ॥ बहुधोक्तेपिचतयावचनेपिप्पलोयदा ॥ ३० ॥ नोवाचकिंचिद्वचनंतदामुग्धातिदुखिता ॥ विचारेतुपराह्यासित्कोपराधोस्तिमेयतः॥३१॥ कृतंव्रतं-न्मेपूर्णंतद्व्रतंपूर्णतांगतं॥अहोमिथ्याश्रमोजातोनप्रसन्नोहरिर्यतः ॥३२॥धिग्मांदुष्टांचदुर्भाग्यांपापिणींपापनिश्चयां ॥ मत्कृतंचव्रतंसर्वंहरिगृण्हातिनैवच ॥३३॥ सविधानंयथोक्तंचव्रतंचैवकृतंमया तथापिनप्रसन्नोभूत्हरिर्मेभाग्यनिश्चयात् ॥३४॥ अतोमयाजीवितव्यंनातःपरमितिध्रुवम् ॥ मरणंचवरंमन्येनचमेजीवितंवरं ॥३५॥

એવી મને ધિક્કાર છે કે મે કરેલું સઘળું વ્રત ભગવાન ગ્રહણ કરતા નથી. ॥ ૩૩ ॥ જે પ્રમાણે કહેલું તે પ્રમાણે વિધાન સહિત મેં વ્રત કરેલું છે. તોપણ ભગવાન્ પ્રસન્ન થયા નહિ એ મારા ભાગ્યના નિશ્ચયથી ॥ ૩૪ ॥ એથી જીવવું એના કરતા મારે નહિ જીવવું એજ નિશ્ચય. હું મરવાનું શ્રેષ્ઠમાનું પણ જીવવાનું શ્રેષ્ઠ મને નથી લાગતું ॥૩૫॥

ત્યારે આ પ્રમાણે નિશ્ચય કરી મરવાને માટે ઉદ્યમવાળી થઇ. ત્યારે હરિએ મનમાં આ પ્રમાણે વિચાર્યું.॥૩૬॥ અહો આ સ્રી મૂર્ખ છે, તોપણ મારે વિષે એક ચિત્તવાળી થઈ છે. દુષ્ટ ભામિનીએ મોકલાવી છે તોપણ મારા ભાવને ત્યાગ કરતી નથી. ॥ ૩૭ ॥ સર્વ પ્રકારે કુટિલ ભામિનીના વચનમાં પણ વિશ્વાસને ત્યાગ કરતી નથી એટલા માટે એ મનસ્વિનીને ધન્ય છે. ॥ ૩૮ ॥ મારે વિષે જેનું મન બંધાયું છે અને હું જેના મનવાળો થયો છું તેને તે શું ન્યૂન છે.

एवंतदाविनिश्चित्यमरणायकृतोद्यमः ॥ तदातुहरिणेत्थंचमानसेसुविचारितं ॥३६॥ अहो-मूढापिनारीयंममभावैकमानसा ॥ दुष्टयाप्रेरिताप्येवंमद्भावंनजहातिच ॥३७॥ भामिनीवचने-प्यैवंकुटिलापिचसर्वथा ॥ नजहातिचविश्वासमतोधन्यामनस्विनी ॥३८॥ मयाप्रसन्नताकार्यायि-तोस्याभावभाविता ॥ मनोमयिनिबद्धंचाकिंन्यूनंमायिमानसे ॥३९॥ एषांमयिमनोबद्धंनतेषांन्यू-नमेवही ॥ एषांभावोनचमयिव्यर्थंतत्कर्मबह्वपि॥४०॥ यद्यहंनोत्तरंदद्यात्पिप्पलादपिकिंचन॥तदे-यंसर्वथामुग्धामरिष्यतिनसंशयः ॥४१॥

જેથી આવા ભાવ જાણનારીને મારે પ્રસન્ન કરવી જોઇએ. ॥ ૩૯ ॥ જેમના મન મારે વિષે બંધાયા છે તેમને કંઇ પણ ન્યૂન નથી. જેમનો ભાવ મારે વિષે નથી તે ઘણું કર્મ કરે છે તોપણ તે વ્યર્થ જાણવું. ॥ ૪૦ ॥ જો હું પિપલામાંથી કંઇપણ ઉત્તર નહિ આપું તો આ મુગ્ધા સર્વ પ્રકારે મરશે એમાં કંઇપણ સંશય નથી. ॥ ૪૧ ॥

मु० મરવા તૈયાર થયેલી એવી આ મુગ્ધાને હું ઉત્તર નહિં આપું તો મારૂં સર્વ વ્યાપકપણું કયાં ગયું તથા ભક્ત
મને પ્રિય છે એ પણ કયાં ગયું. ॥ ૪૨ ॥ આ પ્રમાણે વિચાર કરીને નિશ્ચયપૂર્વક પોતાના શરીરને નિરન્તર
अ० તિરસ્કાર કરવામાં એક ભાવવાળી તે મુગ્ધા પિપલાના રૂપવાળા ભગવાન જે તેમ કરીને કહેવાયા. હે મુગ્ધા, જે २
પ્રમાણે તારૂં વ્રત પૂર્ણ થયું છે. તે પ્રમાણે બીજા કોઈનું થયું નથી. ॥ ૪૩ ॥ હે પ્રિયા જલદી ઘેર જા અનેશુભ એવું

**अस्यांचम्रीयमाणायांनोत्तरंचददाम्यहं ॥ क्वमेसर्वगतत्वंचक्वमेभक्तप्रियाभिधा ॥ ४२ ॥**
**इत्थंविचार्यहरिणाखलुसातदानींमुग्धास्वदेहसुतिरस्करणैकभावा ॥ मुग्धेभ्यधायिखलुपिप्पलरु-**
**पिणावैपूर्णंव्रतंतवयथानतथान्यदीयं ॥ ४३ ॥ अहंगच्छप्रियेशीघ्रंकुरुचोद्यापनंशुभं ॥ अहम-**
**प्यागमिष्यामिश्वस्तेगेहेनसंशयः ॥ ४४ ॥ एवमेवत्वयावाच्यंकयाचिन्प्रष्टमानया ॥ दूरदेशान्म-**
**मभ्रातामद्गेहमागमिष्यति ॥४५॥ अतोमयापिगंतव्यंसहतेनपितुर्गृहं ॥ अतोमेबहुलोहर्षइत्यु-**
**क्त्वास्वजनान्प्रति॥ ॥४६ ॥**

ઉદ્યાપન કર. હું પણ કાલે તારે ઘેર આવીશ એમાં કંઇ સંશય નથી. ॥ ૪૪ ॥ કોઇ તને પૂછે તો તારે આ પ્રમાણે
કહેવું. કે દૂર દેશથી મારો ભાઇ મારે ઘેર આવવાનો છે. ॥ ૪૫ ॥ એટલા કારણ માટે મારે પણ તેની સાથે મારા
१० પિતાને ઘેર જવું છે. એથી મને ઘણો હર્ષ છે. એ પ્રમાણે મનુષ્યોના પ્રત્યે કહેવું. ॥ ૪૬ ॥ १०

આ પ્રમાણે ભગવાન્ હરિ કહીને અન્તર્ધ્યાન થયા ત્યારે તે અબળા ઘેર જઇને હર્ષથી યુક્ત થઇ ઉદ્યાપન કરવાની ઇચ્છા કરતી હતી. ॥ ૪૭ ॥ ફરીથી તે મુગ્ધા જલદીથી ભામિનીને ઘેર હર્ષથી પરિપૂર્ણ મનથી ઉદ્યાપનની વિધિ પૂછવાને જતી હતી. ॥ ૪૮ ॥ ને ઉદ્યાપનનો સર્વ વિધિ પૂછવા લાગી. હે સખિ, ઉદ્યાપન કેમ કરવું તે ઉદ્યાપનનનો વિધિ મને કહો. ॥ ૪૯ ॥ આ પ્રમાણે કહીને કુટિલા-તે ભામિની ફરીથી બોલતી હતી. પહેલાથી પિપલાનારૂપ વિષ્ણુને આ

इत्थमुक्तेहरौतस्मिन्विरतेसातदाबला ॥ गृहंगत्वाहर्षयुक्ताचकारोद्यापनेस्पृहां ॥ ४७ ॥ पुनश्चभामिनीगेहंजगामत्वरिताहिसा ॥ उद्यापनविधिंपृष्टुंहर्षनिर्भरमानसः ॥४८॥ पप्रच्छचविधिंसर्वमुद्यापनसमुद्भवं ॥ सखिकार्यंकथंब्रूहीविधिमुद्यापनस्यच ॥ ४९ ॥ एवमुक्त्वाभामिनीसा-कुटिलापुनरब्रवीत् ॥ पिप्पलंमंत्रयस्यादौपश्चाद्वक्ष्येविधिंतव ॥५०॥ एवमुक्त्वाथसाप्राहमुग्धा-निष्कपटंतदा ॥ यज्जातंतत्रवृत्तांतंतथ्यंमेनेनसायुतं ॥५१॥ मुग्धोक्तंवचनंश्रुत्वाविस्मिताभामि-नीतदा ॥ विचारेतुपराह्यासिदनयाकिंप्रभाषितं ॥५२॥

મંત્રણ કરી પછી તને વિધિ કહીશ. ॥ ૫૦ ॥ આ પ્રમાણે કહીને મુગ્ધા કપટ વગરનું ત્યાં જે વૃતાન્ત થયું તે કેહેતી હતી. પણ તે ભામિની સાચું નહિ માનતી હતી. ॥ ૫૧ ॥ મુગ્ધાએ કહેલું વચન સાંભળીને તુરતજ ભામિની વિસ્મય પામી. ને વિચારમાં પડી કે આ મુગ્ધાએ શું કહ્યું. ॥ ૫૨ ॥

मु० કોઇ ધૂર્તએ આનું વચન સાંભળ્યું હશે ને થશે એ પ્રમાણે મારો નિર્ણય છે એમાં કંઇ સંશય નથી,॥ ૫૩ ॥
આ પ્રકારે વિચાર કરતી દુષ્ટ એવી તે ભામિની વડે મુગ્ધા કહેવાયી. હે મુગ્ધા તું આદરથી મારૂં વચન સાંભળ.
અ० ॥ ૫૪ ॥ રૂપવંતીને ઘેર જઇને તારે ફરીથી કહેવું કે તું એકસો આઠ બ્રાહ્મણને નિમંત્રણ કર. ॥ ૫૫ ॥બ્રાહ્મણોને ૨

केनचिच्चैवधूर्तेनवचमोऽस्याश्रुतेसति ॥ भविष्यत्युक्तमेवेतिनिर्णयोमेनसंशयः ॥ ५३ ॥
विचार्यमाणयाचेत्थंभामिन्यादुष्टयातया ॥ उक्तामुग्धाशृणुत्वंमेमुग्धेमद्वाक्यमादरात्॥ ५४ ॥
रूपवत्यागृहंगत्वावक्तव्यासात्वयापुनः ॥ निमंत्रयस्वविप्रास्त्वमष्टोत्तरशतध्रुवं ॥५५॥ निमंत्रिते-
षुविप्रेषुतथाप्रातर्हरिस्त्वया ॥ पिप्पलः पूजनीयोवैग्रहमागत्यवैततः ॥ ५६ ॥ मोदकश्चैककर्तव्यः
सपादप्रस्थमानतः ॥ गुडादिभिश्चसंयुक्तस्थाप्योनिर्मलभाजने ॥५७॥ आगतेषुचसर्वेषुसंस्थिते-
षुद्विजेषुच ॥ पुरुषोत्तमस्तवभ्रातायदायास्यंतिमानिनि ॥५८॥

નિમંત્રણ કર્યા પછી તારે સવારમાં ઉઠીને પિપલારૂપ વિષ્ણુની પૂજા કરવી અને ત્યારપછી ઘેર આવીને ॥ ૫૬ ॥ગોળ, ઘી,
વિગેરેથી યુકત સવાશેરના માપથી એક મોટો લાડુ કરી પવિત્ર વાસણમાં મુકવો ॥ ૫૭ ॥ સઘળા બ્રાહ્મણો આવીને
 બેઠા પછી હે માનિનિ, જ્યારે પુરૂષોત્તમરૂપ તારો ભાઈ આવશે. ॥ ૫૮ ॥ ૧૧

ત્યારે હે ભદ્રે તારે કહેવું કે સઘળા એકસો આઠ બ્રાહ્મણોને જમાડો. ત્યારે પુરૂષોત્તમભાઇ જમાડશે. ॥ ૫૯ ॥ આ એક લાડુથી જમાડશે ત્યારે તારૂં વ્રત પૂર્ણ થશે. બીજે પ્રકારે નહિ થાય. આ વ્રત તારે કોઇને પણ કહેવું નહિ. ॥ ૬૦ ॥ આ પ્રમાણે કહીને દુષ્ટ ભાવને નહિ જાણનારી મુગ્ધા ભામિની વડે બ્રાહ્મણોને નિમંત્રણ કરવાં પ્રેરણા કરાઇ ત્યારે રૂપવંતીને ઘેર જતી હતી. ॥ ૬૧ ॥ ત્યાં જઇને સતી એવી તે મુગ્ધાવડે પુરૂષોત્તમ માસ સંબંધી એકસો

तदावाच्यस्त्वयाभद्रेसर्वान्संभोजयस्वच ॥ अष्टोत्तरशतंविप्रान्भोजयेत्पुरुषोत्तमः॥५९॥एताव तामोदकेनतदापूर्णंव्रतंतव॥ नान्यथेतिनकस्यापिसमाख्येयमिदंत्वया॥६०॥ एवमुक्त्वातयामुग्धा दुष्टभावमजानती ॥ प्रेरयामासविप्राणांनिमंत्रणविधौतदा ॥६१॥ तयारुपवतीसत्याप्रेरितातान्नि- मंत्रणे ॥ तर्जयामासतांमुग्धावृत्तांतंचाप्यजानती ॥६२॥ रुपवतीउवाच॥ ॥रेमूढेत्वंकथंविप्रान् भोजयिष्यसितद्वद ॥ त्वद्गेहेभोजनंनास्तीतवचोदरपूरणे ॥६३॥ अतोहंनगमिष्यामिविप्राणांच निमंत्रणे ॥ गच्छगृहंहिनिर्लज्जेयथारुचितथाकुरु ॥६४॥

આઠ બ્રાહ્મણોને નિમંત્રણ કરવાં પ્રેરણાને કરાયલી. અને મુગ્ધાના વૃત્તાન્તને નહિ જાણનારી એવી રૂપવંતી તે મુગ્ધાને તિરસ્કાર કરતી હતી. ॥ ૬૨ ॥ રૂપવંતી કહે છે—રે મૂર્ખ મુગ્ધા, તું એકસો આઠ બ્રાહ્મણોને કેવી રીતે જમાડીશ તે કહે. કેમકે તારા ઘરમાં તારૂં પેટ ભરાય તેટલું ભોજન નથી. ॥ ૬૩ ॥ એટલા કારણ માટે હું બ્રાહ્મણોને નિમંત્રણ કરવા નહિ જઇશ. હે લાજ વગરની ઘેર જા. જેમ તારી મરજીમાં આવે તેમ કર. ॥ ૬૪ ॥

આ પ્રમાણે તિરસ્કારને કરાયલી. દુઃખી એવી બાલા. સઘળા બ્રાહ્મણોને પોતે નિમંત્રણ કરીને પોતાને ઘેર આવી. ॥ ૬૫ ॥ બ્રાહ્મણોને નિમંત્રણ કર્યાં એમ રૂપવંતીએ સાંભળ્યું. ત્યારે તે રૂપવંતી પણ ઈર્ષ્યાંથી બ્રાહ્મણોને નિમંત્રણ કરતી હતી. ॥ ૬૬ ॥ રૂપવંતીને ઘેર પણ ઉદ્યાપન વિધિ હતો. જેથી પહેલા નિમંત્રણ કરેલા બ્રાહ્મણોને છોડી તેણે બીજા બ્રાહ્મણોને નિમંત્રણ કર્યાં. ॥ ૬૭ ॥ બેઉ જણીઓએ બ્રાહ્મણોને નિમંત્રણ કરેલા ત્યારપછી ઉદ્યા

एवंनिर्भर्त्सिताबालादुःखितास्वगृहंगता ॥ विप्रान्निमंत्रयामासस्त्वयमेवतदाखिलान् ॥ ६५ ॥ निमंत्रितेषुविप्रेषुरूपवत्याश्रुतंहितत् ॥ सापिविप्रान्तदाद्वेषान्निमंत्रणमथाकरोत् ॥६६॥ तद्गेहेच तदाप्यासीदुद्यापनविधिर्यतः ॥ तयानिमंत्रिताःपूर्वंततश्चान्येनिमंत्रिताः ॥६७॥ द्वाभ्यांनिमंत्रितेष्वेवविप्रेषुचततःपरं ॥ दिवसश्चसमायतोयतश्चोद्यापनंतया ॥६८॥ रुपवत्याकृतःसर्वोनुद्यापनविधिःस्फुटं ॥ पूजाकृताविशेषेणमहागर्वयुताभवत् ॥६९॥ ततस्तद्दिवसेप्राप्तेपाकःषट्विधयस्तदा ॥ यावताएकएवेतिनतृप्तिंलभतेतथा ॥७०॥

પનનો દીવસ આવ્યો જેથી ॥ ૬૮ ॥ તે રૂપવંતીએ સઘળો ઉદ્યાપનનો વિધિ બરોબર કર્યો. વિશેષ પૂજા કરી મોટા ગર્વથી યુક્ત એવી તે હતી. ॥ ૬૯ ॥ ત્યારપછી પ્રાપ્ત થયેલા તે દિવસે ખટરસપુરઃસર એક ભોજનના પદાર્થોથી તૃપ્તિ નહિ થાય તે પ્રમાણે રસોઈ બનાવી ॥ ૭૦ ॥

હર્ષથી પરિપૂર્ણ મનવાળી મુગ્ધા શ્રીકૃષ્ણનું ચિંતન કરવા લાગી. કે રૂપવંતીને ઘેર સંપૂર્ણ રસોઇ થઈ છે. ॥૭૧॥ જે પાકથી સો બ્રાહ્મણોની તૃપ્તિ મટે તેટલો પાક રૂપવંતીએ કર્યો છે. મનમાં વિચાર કરતી બેઠેલી મુગ્ધા કહેવા

चिंतयामासश्रीकृष्णंहर्षनिर्भरमानसा ॥ रुपवत्याग्रहेचैवंसंपूर्णपाकएवही ॥७१॥ येनवि
प्राज्ञतंतृप्तिंयायात्तावान्कृतस्तया ॥ किंकरोमिक्वगच्छामिविचार्यमनसिस्थिता ॥७२॥

॥ इतिश्रीपुरुषोत्तममाहात्म्यांतरगतमुग्धोपाख्यानेभामिनिकौटिल्यभावोनाम द्वितियोऽध्यायः ॥ २ ॥

લાગી કે હું શું કરૂં, હું ક્યાં જાવું. ॥ ૭૨ ॥

ઇતિ શ્રી મુગ્ધા પારખ્યાનમાં દ્વિતય અધ્યાય સમાપ્ત.

मु० सूत કહે—હે શૌનકાદિક ૠષિઓ ત્યારપછી આ પ્રમાણે સિદ્ધ વૃત્તાંત્ત થયો મધ્યાન્હ સમય થયો ત્યારે નિમંત્રણ કરેલા બ્રાહ્મણો રૂપવંતી તથા મુગ્ધાને ઘેર ભોજનને માટે આવ્યા. ॥ ૧ ॥ રૂપવંતીએ આમંત્રણ કરેલા જે
અ० સો બ્રાહ્મણો તે સિદ્ધપાકને જોઈ પ્રસન્ન મનવાળા થયા હતા ॥ ૨ ॥ મુગ્ધાને ઘેર એકસોઆઠ નિમંત્રણ કરેલા બ્રાહ્મણો ३

॥ सूतउवाच ॥ ॥ एवंसिद्धेऽथवृत्तान्तेमध्यान्हसमयोभवत् ॥ विप्राःसर्वेसमायाताभोजनार्थंद्वयोर्गृहे ॥ १ ॥ रुपवत्यागृहेविप्राःशतमामंत्रिताश्चये ॥ पाकंदृष्ट्वाचतेसिद्धंप्रसन्नमनसोभवत् ॥ २ ॥ मुग्धागृहेचयेविप्राःशतमष्टोत्तरस्थिताः ॥ अदृष्ट्वापाकसंचारंसर्वेतेविस्मयंगताः ॥३॥ अन्योन्यंप्रोचिरेविप्राःवृत्तान्तंभूमिदेवताः अहोमूर्खावयंसर्वेमुग्धावाक्यात्समागताः ॥४॥ इयंचदुर्बलामूर्खाकिमस्मान्भोजयिष्यति ॥ गच्छामःस्वग्रहान्सर्वेमिथ्याकिंस्थीयतांद्विजाः ॥५॥ धन्यारुपवतीनारीधन्यास्तन्मंत्रिताद्विजाः ॥ अतःपरंनविश्रंभःमूर्खायावचसिकुरु ॥६॥

એ રસોઈ જોઈ નહિ એટલે તે સઘળા વિસ્મય પામ્યા. ॥ ૩ ॥ પૃથ્વીપર દેવ રૂપ બ્રાહ્મણો એક બીજાને કહેવા લાગ્યા. કે અહો આપણે બધા મૂર્ખા કે મુગ્ધાના નિમંત્રથી આવ્યા ॥ ૪ ॥ આ દુર્બળ મુર્ખી આપણને શું ભોજન કરા-
६ વશે. હે બ્રાહ્મણો આપણે સઘળા ઘેર જઈએ. વ્યર્થ કેમ બેસી રહીએ ॥ ૫ ॥ રૂપવંતી સ્ત્રીને ધન્ય છે. અને તેના નિમંત્રણ
 કરેલા બ્રાહ્મણોને પણ ધન્ય છે હવેથી મૂર્ખીના વચન પર વિશ્વાસ નહિ. કરવો. ॥ ૬ ॥ 

આ પ્રમાણે બ્રાહ્મણો પરસ્પર બોલતા હતા. એટલામાં દયાના સ્વામી એવા હરિ શ્રી પુરૂષોત્તમ આવ્યા. ॥ ૭ ॥ બ્રાહ્મણના વેશ વાળા, રથમાં બેઠેલા કેટલાંક ભક્તોથી વિંટલાયલા વિપ્રના વેશધારી પુરૂષોત્તમ પૂછવા લાગ્યા કે માધવનું ઘર ક્યાં છે. ॥ ૮ ॥ તે બ્રાહ્મણો દુરથી જોઈને પોતાના આસનથી ઉભા થયાં અને પુરૂષોત્તમના રૂપ વડે મોહ પામેલા તે બ્રાહ્મણો પુરૂષોત્તમને આસન આપતા હતાં. ॥ ૯ ॥ તે બ્રાહ્મણો પૂછવા લાગ્યા, આપ કોણ છો અને તમારૂં આવવું

**एवंसंभाष्यमाणेषुद्विजेषुचपरस्परं ॥ आजगामकृपानाथोहरीश्रीपुरुषोत्तमः ॥ ७ ॥ रथस्थोविप्रवेशश्चभक्तैःकतिपयैर्वृतः ॥ विप्रवेशोमाधवस्यगृहंकुत्रेतिवैपठन् ॥८॥ तेदृष्ट्वादूरतोविप्रारसनादुत्थिताःनिजात् ॥ददुश्चैवासनंतस्मैतद्रुपेणैवमोहिताः ॥९॥ प्रप्रच्छुस्तेभवान्कोवैकथमागमनंतव ॥ एवंपृष्टोहरिःसर्वंवृत्तान्तंसमवर्णयत् ॥१०॥वयमुत्तरदेशीयामाधवस्यैवशालकाः॥ देशांतरगतोयंवैमाधवोभागिनींमम ॥११॥ मुक्त्वाग्रामेततोस्यावैदुःखंश्रुत्वासमागताः॥ गृहित्वैनांगमिष्यामोयथागतमितिस्फुटं ॥१२॥**

કેમ થયું. આ પ્રમાણે પૂછાયલા હરિ સઘળું વૃત્તાન્ત વર્ણન કરતા હતાં ॥ ૧૦ ॥ હમે ઉત્તર દેશમાં રહેવાવાળા માધવના શાલા છીએ. માધવ અમારી બેનને ગામમાં મુકીને બીજે દેશ ગયો છે ॥ ૧૧ ॥ તેથી એનું દુઃખ સાંભળીને હમે આવ્યા છીએ અને આ મારી બેન મુગ્ધાને લઈને જઈશું. ॥ ૧૨ ॥

આ પ્રમાણે કહીને ઘરમાં જઈ હરિએ મુગ્ધાને પૂછયું. હે મુગ્ધા બ્રાહ્મણોને ભોજન કરાવ ને તારૂં વ્રત સફળ કર. ॥ ૧૩ ॥ હું તારો ભાઇ પુરૂષોત્તમ નામથી આવ્યો છું. એ બ્રાહ્મણોને ભોજન કરાવ તેથી હું પ્રસન્ન થાવું એમ નકી જાણજે ॥ ૧૪ ॥ એટલા કારણ માટે હે મુગ્ધા હર્ષથી તે બ્રાહ્મણોને ભોજન કરાવ. આ પ્રમાણે કહીને ત્યાર પછી મુગ્ધા શ્રી પુરૂષોત્તમને કહે છે. ॥ ૧૫ ॥ આ સઘળા બ્રાહ્મણો સ્નાન કરીને આવ્યા છે. એમને પીરશો મારે કોઇ સગો

एवमुक्त्वाग्रहंगत्वामुग्धापृष्टामुरारिणा ॥ विप्रान्भोजयरेमुग्धेव्रतंतेसफलंकुरु ॥१३॥ अहं भ्रातासमायातोनाम्नाश्रीपुरुषोत्तमः ॥भोजयष्वेषुचैवाहंप्रसन्नस्यामितिस्फुटम् ॥१४॥अतःसंभोजनीयास्तेशीघ्रंमुग्धेद्विजान्मुदा ॥ एवमुक्त्वाततःप्राहमुग्धाश्रीपुरुषोत्तमं ॥१५॥ परिवेष्याइमे विप्राःस्नात्वासर्वेसमागताः ॥ नमेस्वकीयःकोप्यन्योयोविप्रांश्चसमर्चयत् ॥ १६ ॥ एवमुक्तोहरिः सर्वानुवाचद्विजपुंगवान् ॥ स्नातव्यंतुद्विजैःसर्वैर्भोजनार्थंसमागतैः ॥ १७ ॥ एवमुक्त्वास्वयंदेवः स्नात्वापाकस्यसन्निधौ ॥ गत्वाददर्शतंपाकमेकभोज्यमितिस्फुटम् ॥१८॥

નથી કોઇ પણ પારકો નથી કે જે બ્રાહ્મણોનું પૂજન કરે ॥ ૧૬ ॥ આ પ્રમાણે કહેવાયલા હરિ સઘળા બ્રાહ્મણોને કહે છે કે ભોજનને માટે આવેલા સઘળાઓએ સ્નાન કરવું. ॥ ૧૭ ॥ આ પ્રમાણે કહીને પોતે પુરૂષોત્તમ દેવ સ્નાન કરીને રસોઈની પાસે જઇ એક મનુષ્યને ભોજન કરવા યોગ્ય એવો તેણે એક લાડુને જોયો. ॥ ૧૮ ॥

જોઈને વિસ્મય પામ્યા ને મુગ્ધાના ભાવનું વર્ણન કરતા દયાળુ ભગવાને તે વૃતાન્ત કોઇને પણ કહ્યું નહિ. ॥૧૯॥ પત્રાવલીના પાંતરા હતા તેમનાં શો કટકા કર્યા તેટલાંજ સુવર્ણના પાત્ર થયા. ॥ ૨૦ ॥ હરિએ તે સુવર્ણના પાત્રો દરેક બ્રાહ્મણોના આગળ મુકયા અને તેટલાં કોમળ સુવર્ણના બેસવાના આસનો મુકયાં. ॥ ૨૧ ॥ તેને વિષે બેઠેલા

दृष्ट्वाविस्मयमापन्नोमुग्धाभावंहिवर्णयन्॥ नकस्यापिसमाख्यातंवृत्तान्तंतत्कृपालुना ॥१९॥
पत्रावल्याश्चपत्राणितेषांखंडाःकृताःशतं ॥ तावन्त्यश्चैवसंजाताःपात्रंसौवर्णिकाःकिल ॥ २० ॥
तास्थापिताहिहरिणाप्रत्येकंहिद्विजाग्रतः ॥ आसनान्यपितावंतिमृदुसौवर्णिकानिच ॥ २१ ॥ ते
षुस्थापितविप्रेषुविस्मितेषुविशेषतः ॥ मोदकस्यविभागान्सद्विदंचाशच्चकारह ॥२२॥ तावन्तिचैव
जातानिपक्वान्नानिनशंसयः ॥ तेचभक्ताहरेर्यैवैद्विजरुपैसमागताः॥२३॥ परिवेषणंतदाचक्रुर्विष्णो
राज्ञाःप्रपालकाः॥अनूपमोभवत्स्वादोहरिणाऽसौकृतोयतः ॥२४॥

બ્રાહ્મણો વિસ્મય પામ્યા અને વિશેષથી એક લાડુ બનાવેલો હતો તેના શો ભાગ કરતાં હતાં. ॥ ૨૨ ॥ તેટલાંજ પક વાન થઈ ગયા તેમાં કંઇ સંશય નથી. હરિના જે ભક્તો હતા તે બ્રાહ્મણોના રૂપ લઇને આવ્યા. ॥ ૨૩ ॥ ત્યારે વિષ્ણુની આજ્ઞા પાળનારા તે બ્રાહ્મણો પીરસવા લાગ્યા. હરિએ કરેલો આ પાક અનૂપમ સ્વાદવાળો હતો. ॥ ૨૪ ॥

અનેક પ્રકારના પકવાનો તથા શાકો તથા ભાત વિગેરે ઘણી વસ્તુઓ ઘણા સ્વાદવાળી થઇ હતી બ્રાહ્મણો જમીને વિસ્મય પામતા હતા. ॥ ૨૫ ॥ આશ્ચર્યપૂર્વક આ બહુજ ઉત્તમ પદાર્થ છે. વળી ને અ.તો ઘણોજ સ્વાદિષ્ટ ઉત્તમ પદાર્થ અમારા વડે જમાય છે. આ પ્રકારે પરસ્પર વાતો કરતાં હતાં. ॥ ૨૬ ॥ આવું કોણ થશે એમપૂછવાને કોઇપણ સમર્થ નથી. ભગવાનની માયાથી મોહ પામેલા તે બ્રાહ્મણો બહુ સારૂં કીધું બહુ સારૂં કીધું આ પ્રમાણે બોલતાં હતાં. ॥ ૨૭ ॥ આ પ્રમાણે સઘળાં બ્રાહ્મણો મુગ્ધાને ઘેર તૃપ્ત પામ્યા એમાં કંઇપણ સંદેહ નથી. અને પીપળાના પાંદડાના સંપુટો જે બનાવેલા હતા તે પણ સુવર્ણના થઇ ગયા. તે સંપુટો ભગવાનના સંતોષને માટે બ્રાહ્મણો

**शाल्यश्चतथाशाकान्यनेकानिचतत्रवै ॥ जातंचैवमहास्वादुभुक्त्वातुविस्मिताद्विजाः ॥२५॥ अहोअनुत्तमःस्वादश्चाहोअनुपमंत्विदम् ॥ भुज्यतेऽस्माभिरित्थंहिवार्तांचक्रुःपरस्परं ॥२६॥ कोयं भविष्यतीत्येवंप्रष्टुकोऽपिनवैक्षमः ॥ तन्मायामोहिताःसर्वेसाधुसाध्वितिवादिनः ॥२६॥ एवंतृप्ता द्विजाःसर्वेमुग्धागेहेनसंशयः ॥ संपुटानिप्रदत्तानितेभ्यश्चहरितुष्टये ॥२८॥ प्रसन्नाश्चद्विजाःसर्वेवर्णयंतश्चतांपुनः॥ जग्मुर्गेहंयथास्वंस्वंविस्मिताःपरिचर्यया ॥२९॥ अथरूपवतीगेहेयज्जातंतन्निशाम ॥ यस्थितेषुभोजनार्थंवैद्विजेषुतत्क्षणादभूत् ॥३०॥**

ને આપ્યા. ॥ ૨૮ ॥ તેથી સઘળા બ્રાહ્મણો ઘણાજ પ્રસન્ન થયા. અને તે ફરીથી મુગ્ધાનું વર્ણન કરવા લાગ્યા. પૂજા, દાન, દક્ષિણા તેથી વિસ્મય પામેલા બ્રાહ્મણો પોતપોતાને ઘેર જતાં હતાં. ॥ ૨૯ ॥ ત્યારપછી રૂપવંતીને ઘેર જે થયું
३१ તે સાંભળો. બ્રાહ્મણો ભોજનને માટે બેઠા કે તત્કાળ. પાકશાલામાં બનાવેલી રસોઇ અંતર્ધ્યાન થઇ ગઇ. તે જોઇને રૂપવંતી શોકથી આકુળવ્યાકુળ થતી હતી. અને તેની તે સર્વ સખીઓ વિસ્મય પામીને કહેવા લાગી કે આ શું આશ્ચર્ય થયું. ॥ ૩૦ ॥ ॥ ૩૧ ॥


१५

નિશ્ચય મુગ્ધાને ઉપહાસ તિરસ્કાર વિગેરે કરવાથી. ભગવાન કોપાયમાન થયા એમાં કંઈ સંદેહ નથી એવી રીતે ભયભીત થયેલી તે સખીઓ સાથે મૂર્છાખાઈ પૃથ્વીપર પડી. ॥ ૩૨ ॥ અને બ્રાહ્મણો ભોજન કર્યા વગર તે પાપિણી રૂપવંતીની નિંદા કરતાં જતા હતા. મુગ્ધાને ઘેર બ્રાહ્મણો જમી ગયા પછી. ભગવાન્ પોતે જમીને મુગ્ધાને કહેવા લાગ્યા. ॥ ૩૩ ॥ હે મુગ્ધા, તું મારા ભોજન કરવાથી બાકી રહેલું અન્ન જમવા બેસ. એ અન્ન જમશે. ત્યારે તારૂં વ્રત સંપૂર્ણ થશે. આ પ્રમાણે કહેલું ભગવાનનું વચન સાંભળી પછી ભગવાનના ભોજન કરવાથી

पाकस्यचांतर्धानंहिदृष्ट्वाशोकाकुलाभवन् ॥ ताःसख्यःकिमहोजातमितिसर्वाश्चविस्मिताः ॥३१॥नूनंमुग्धापरिहासाद्धरिःक्रुद्धोनसंशय ॥ इतिमतिंसमापन्नास्ताःसख्यश्चःस्थिताभुवि ॥३२॥ ब्राह्मणाविमुखाजग्मुर्निंदंतस्तांहिपापिणीं ॥ अथमुग्धांहरिप्राहस्वयंभुक्त्वाथतांपुन : ॥ ३३ ॥ मच्छेषंभुक्ष्वरेमुग्धेतदापूर्णंव्रतंतव ॥ एवमुक्त्वाऽथहरिणाशेषंमुग्धाबुभोजह ॥३४॥ भुक्तेतदन्नमात्रेतुज्ञानंमुग्धालभत्क्षणात् ॥ करामलकवद्विश्वंप्रकाशंचाभवत्क्षणात् ॥३५॥ ततस्तुष्टावसामुग्धातंदेवंहिरमापतिं ॥ ३६ ॥ ॥ मुग्धाउवाच ॥ ॥ नमामितेपदाम्बुजंमहौघपंकछेदकं ॥ शुभप्रदंरमायुतंसुभक्तिमुक्तिदायकं ॥ ३७ ॥

શેષ રહેલા અન્નને મુગ્ધા ગ્રહણ કરતી હતી. ॥ ૩૪ ॥ તે ભગવાનનો પ્રસાદ ભક્ષણ કરતાંજ મુગ્ધાનેજ્ઞાન પ્રાપ્ત થયું હાથની અંદર આમળું હોય તેની માફક આ જગત્ પ્રકાશમાન દેખાતું હતું. ॥ ૩૫ ॥ ત્યારપછી તે મુગ્ધા રમાનાપતિ એવા તે ભગવાનની સ્તુતિ કરવા લાગી. ॥ ૩૬ ॥મુગ્ધા બોલી—મોટા સમૂહવાળા પાપને નાશ કરનારા. શુભ ફળને આપનારા રમાથી યુક્ત. નિરન્તર તથા મુક્તિને આપનારા એવા તમારા ચરણ કમળને પગે લાગું છું. ॥ ૩૭ ॥

ચાર હાથવાળા, રમાનાપતિ, ભક્ત છે વહાલા જેને એવા દયાના સ્થાનરૂપ, ગુણનાભંડાર, નિરન્તર વિશ્વના નાયક એવા પુરૂષોત્તમ ભગવાન્‌ને નમસ્કાર કરૂં છું ॥ ૩૮ ॥ આ પ્રમાણે સ્તુતિ કરવાથી ભગવાન હરિ. તત્કાળ. પ્રત્યક્ષ, ક્ષણવારમાં, બે હાથવાળા મુરલી અને વનમાળાથી શોભત એવા થતા. ॥ ૩૯ ॥ હરિ કહે છે—હે મુગ્ધા તારી ભક્તિ વડે આરાધના કરાયેલો હું પ્રસન્ન થયો છું એમાં કંઈ સંશય નથી માટે તું વરદાન માગ. હે સુંદરિ, તું ગોલોકમાં મારી પાસે વાસ કર. ॥ ૪૦ ॥ તેં જે ખાડામસ્નાન કરેલું તે ખાડો મુગ્ધા સરોવર નામે પ્રખ્યાત થશે. ને જે લોકો

चतुर्भुजंरमापतिंनमामिभक्तवत्सलंकृपालयंगुणालयंसदैवविश्वनायकं ॥ ३८ ॥

एवंस्तुतेहरिःसद्यःप्रत्यक्षश्चाभवत्क्षणात् ॥ द्विभुजोमुरलीहस्तोवनमालाविभूषितः ॥ ३९ ॥ ॥हरिरुवाच ॥ ॥ वरंवृणिष्वरेमुग्धेगोलोकंवससुंदरि ॥ त्वयाचाराधितोभक्त्याप्रसन्नोऽहंनसंशयः ॥ त्वत्स्नानखातोभवितानाम्नामुग्धासरःकिल ॥ अस्मिन्स्नास्यंतियेलोकास्तेषांमोक्षोनदुर्लभः ॥४१॥ एवंमुक्त्वाहरिर्मुग्धांगृहित्वाचजगाम ॥ गोलोकंरुपवत्येहनिंदयानरकंगता ॥ ४२ ॥

एवंहिकारणंत्वत्रभावस्यैवनसंशयः ॥ मनएवमनुष्याणांकारणंबंधमोक्षयोः ॥ ४३ ॥

॥ इतिश्रीपुरुषोत्तममाहात्म्यांतर्गतमुग्धोपाख्यानेतृतीयोध्यायः ॥ ३ ॥

એમાં સ્નાન કરશે તેમનો તત્કાળ મોક્ષ થશે. ॥૪૧॥ આ પ્રમાણે કહીને ભગવાન્ મુગ્ધાને સાથે લઈને ગોલોકમાં ગયા. અને રૂપવંતી નિંદા કરવાથી નરકમાં ગઈ ॥ ૪૨ ॥ આ પ્રમાણે આ પુરૂષોત્તમ માસના વ્રતમાં ભક્તિ તથા શ્રદ્ધાનું કારણ મુખ્ય છે એમાં કંઈ સંદેહ નથી. મનુષ્યોને બંધન તથા મોક્ષનું કારણ મનજ છે. ઇતિશ્રી બ્રહ્માંડ પુરાણે પુરૂષોત્તમ માહાત્મ્યે લક્ષ્મી નારાયણ સંવાદે મુગ્ધા પારાખ્યાને તૃતીયો અધ્યાય સમાપ્ત.

## ॥ व्यतिपातव्रतकथाप्रारंभः ॥

યુધિષ્ઠિર કહે છે—હે કૃષ્ણ પરમાત્મા, તમારા મુખ થકી દેવના સઘળા વ્રતો પણ સાંભળ્યા. હવે ઉદ્યાપન સહીત ફલ થકી યુક્ત વ્યતીપાત ા વ્રતને કહો. ॥ ૧ ॥ કૃષ્ણ કહે છે—પૂર્વે વંશની વૃદ્ધિને અર્થે શુકદેવજીને વ્યાસ મુનિએ કહ્યું. હે રાજસત્તમ, તે વ્રત હું તમને કહું છું તે તમે સાંભળો. ॥ ૨ ॥ શુકદેવજી કહે છે—હે મહામુને, વ્યતીપાત

॥ श्रीगणेशायनमः ॥ ॥ अथव्यतीपातव्रतकथाप्रारंभः ॥ ॥ युधिष्ठिरउवाच ॥ ॥ श्रुतानि त्वन्मुखाद्देवव्रतानिसकलान्यपि ॥ ॥ व्यतीपातव्रतंब्रूहिसोद्यापनफलान्वितम् ॥ १ ॥ ॥ श्रीकृष्ण उवाच ॥ ॥ पुराव्यासेनकथितंशुकायवंशवृद्धये ॥ तद्व्रतंकथयिष्यामिशृणुराजन्यसत्तम ॥ २ ॥ ॥ शुकउवाच ॥ ॥ कथंयोगःस्मृतःपूज्योव्यतीपातोमहामुने ॥ पूजितेकिंफलंतातविधिंमेब्रूहिविस्तरात् ॥ ३ ॥ ॥ व्यासउवाच ॥ ॥ इममर्थंपुरापृष्टोधरण्याचजगद्गुरुः ॥ व्यतीपातव्रतंसर्वंयत्समाख्यातवान्प्रभुः ॥ ४ ॥

નું સ્મરણ કેમ કરવું, પૂજન કેમ કરવું, અને પૂજવાથી શું ફળ મળે છે માટે હે તાત તેનો જે વિધિ હોય તે મને વિસ્તારથકી કહો. ॥ ૩ ॥ વ્યાસ કહે છે—હે શુકદેવ, આજ અર્થનો પ્રશ્ન પૂર્વે જગતગુરૂ વરાહજીને ધરાણએ પૂછ્યો અને વ્યતીપાતનું સઘળું વ્રત વરાહજીએ કહ્યું ॥ ૪ ॥

તે વ્રત સઘળાં લોકના કલ્યાણને સારૂં હું તમને કહું છું. ધરણી કહે છે–હે ભગવાન્. તમે જે વ્યતીપાત કહ્યા તે સ્વરૂપ થકી કેવા છે. ॥ ૫ ॥ તે કોનો પુત્ર છે. તેને શા માટે પૂજવો ને પૂજવા થકી શું ફળ આપે છે. વરાહ કહે છે—હે ધરણિ, જે વખતે ચંદ્રમાએ બૃહસ્પતિની સ્ત્રી તારાને ગ્રહણ કીધી. ॥ ૬ ॥ તે વખતે ચંદ્રમાને સૂર્ય મિત્ર ભાવથકી કહે છે. કે હે ચંદ્ર–તું બૃહસ્પતિની સ્ત્રીનો ત્યાગ કર. ત્યારે ચંદ્રમા ઘણો ક્રોધાયમાન થયો. અને સૂર્યને

**तद्व्रतंकथयिष्यामिपरलोकहितायच ॥ ॥ धरण्युवाच ॥ ॥ यस्त्वयोक्तोऽव्यतीपातःकीदृशः सस्वरूपतः ॥ ५ ॥ कस्यपुत्रःकथंपूज्यःपूजितेचात्रकिंफलम् ॥ ॥ श्रीवराहउवाच ॥ ॥ यदाबृहस्पतेर्भार्यांतारांजग्राहशीतगुः ॥ ६ ॥ मित्रत्वात्प्राहतंसूर्यस्त्यजदारान्बृहस्पतेः ॥ तदासोमोऽतिरुष्टश्चरविंक्रूरंव्यलोकयत् ॥ ७ ॥ आदित्योपितदारुष्टःक्रुधासोमंव्यलोकयत् ॥ उभयोर्दृष्टिसंपातात्क्रुद्धयोःसोमसूर्ययोः ॥ ८ ॥ उद्गतास्योभवद्घोरःपुरुषःपिंगलेक्षणः ॥ दष्टौष्ठोदीर्घदशनोभ्रुकुटीकुटिलाननः ॥ ९ ॥**

ક્રોધથકી જોવા લાગ્યો. ॥ ૭ ॥ તેવારે સૂર્ય પણ ક્રોધાયમાન થયો. અને ચંદ્રમાને ક્રોધથકી જોવા લાગ્યો. સૂર્ય અને ચંદ્ર બન્નેની ક્રોધ દ્રષ્ટિથકી. ॥ ૮ ॥ પીળા નેત્રવાળો, મોટા હોઠવાળો, લાંબા દાંતવાળો, વાંકી ભ્રકુટીવાળો, તથા ભયાનક મુખવાળો, એવો પુરૂષ ઉત્પન્ન થયો. ॥ ૯ ॥

પીળી મૂછ વાળો, લાંબા કેશવાળો. લાંબી ભૃગુટીવાળો, શુકા ઉદરવાળો, ઘણોજ બિહામણો, લાંબિ જીભવાળો. સૂર્ય. અગ્નિ અને યમના જેવી કાન્તિવાળો. ॥૧૦॥ આઠ નેત્રવાળો. ચાર મુખ વાળો અરાડ હાથ વાળો. એવો ત્રણ લોકને ખાવાને તૈયાર થયો. તેને ચંદ્ર અને રવિએ વાર્યો. ॥ ૧૧ ॥ તે વખતે તે પૂછવા લાગ્યો કે હે ચંદ્ર સૂર્ય. હું ભુખ્યો છું. માટે શું ભક્ષણ કરૂં? કારણ કે ત્રણ લોકને ખાવાને તમે બન્નેએ મને વાર્યો. ॥ ૧૨ ॥ ક્રોધ અને ભુખ બન્ને મને

**पिंगलश्मश्रुंकेशांतोलंबभ्रूश्चकृशोदरः ॥ करालोदीर्घजिह्वश्चसूर्याग्नियमसन्निभः ॥ १० ॥ अष्टनेत्रश्चतुर्वक्त्रोभुजैरष्टादशैर्युतः ॥ त्रैलोक्यंभक्षितुंप्राप्तोरवींदुभ्यांनिवारितः ॥ ११ ॥ सोपृच्छदथसूर्येंदुक्षुधितोभक्षयामिकिम् ॥ त्रैलोक्यंभोक्तुकामोहंभवद्भ्यांविनिवारितः ॥ १२ ॥ क्रोधक्षुधौमांबाधेतेपात्येवैकुत्रतेमया ॥ ॥ सोमसूर्यावूचतुः ॥ ॥ कोपदृष्टेर्नौविविधादतिपाताद्भवानभूत् ॥१३॥ व्यतीपातस्ततोनाम्नाभवान्भुविभविष्यति ॥ सर्वेषामपियोगानांप तिस्त्वंभवितासदा ॥१४॥ तेषांमध्येपुण्यतमोभविष्यसिनसंशयः ॥ यस्मिन्कालेत्वदुत्पत्तिःशुभंकर्मनकारयेत् ॥ १५ ॥**

પીડા કરે છે તેને હું કયાં પાડું. ચંદ્ર સૂર્ય કહે છે.—અમારા બંનેની કોપ દૃષ્ટિના નાના પ્રકારના ઉત્પાત થકી તું ઉત્પન્ન થયો ॥ ૧૩ ॥ તે થકી તું વ્યતિપાત એવે નામે પૃથ્વીને વિષે થશે. અને હંમેશા તું સઘળા યોગોનો રાજા થશે. અને યોગોમાં તું પુણ્યવાળો થશે તેમાં કંઇપણ સંદેહ નથી. જે કાલને વિષે તારી ઉત્પત્તિ હોય તે વખતે કોઇપણ સારૂં કર્મ કરે નહિ. ॥ ૧૫ ॥

પણ સ્નાન દાનાદિક જે કાંઈપણ કીધું હોય તે અક્ષય થાય છે. આ પ્રમાણે તેને સૂર્ય અને ચંદ્રમાએ વરદાન આપ્યાં. ત્યારથકી તે યોગોનો રાજા થયો. ॥ ૧૬ ॥ અને ત્રણ લોકને વિષે વિખ્યાત થયો તથા ઘણાં પુણ્ય ફળને
૭૫૦ આપવાવાળો. મહાબળવાન એવો વ્યતિપાત ત્રણ લોકમાં ફરવા લાગ્યો ॥ ૧૭ ॥ તારા ફળની ઇચ્છા રાખનાર ૧
પુરૂષે તું (વ્યતીપાત) જે દિવસે હોય ત્યારે કાંઈએક આપવું. અને તે આપેલું તારે ભુખ્યાએ ખાવું. દાન નહિં

**स्नानदानादिकंकिंचित्कृतचैवाक्षयंभवेत् ॥ इतिताभ्यांवरोदत्तस्ततःप्रभृतियोगराट्॥१६॥ त्रिषुलोकेषुविख्यातोबहुपुण्यफलप्रदः ॥ व्यतीपातमहावीरस्त्रैलोक्यव्यापकप्रभो ॥ १७ ॥ त्वयि प्राप्तेनरैःकिंचिद्दातव्यंशुभकांक्षिभिः ॥ तद्दत्तंक्षुधितोभुंक्ष्वनोचेत्कोपोनिपात्यताम् ॥१८॥ ॥ व्यतीपातउवाच ॥ ॥ नमोवांपितरौमेस्तुक्रोधपातःसभोजनः ॥ दत्तोभवद्भ्यामधुनाप्रसादःक्रियतांमे ॥१९॥ ॥ रवींदूउचतुः ॥ ॥ स्नानदानजपहोमपूर्वकंयस्त्वदीयसमयेसमाचरेत् ॥ तस्यपुण्यमिह तेप्रसादतोऽनंतमस्तुसुतनोह्यनुग्रहात् ॥ २० ॥**

કરે તેનાપર કોપને પાડવો. ॥ ૧૮ ॥ વ્યતીપાત કહે છે.—આ મારા બે પિતાને નમસ્કાર કરૂં છું. ભોજન સહિત ક્રોધ
૪ પાડવાનું આપ્યું હવે તમો હમણાં અને મારાપર કૃપા કરો. ॥ ૧૯ ॥ રવિચંદ્ર કહે છે.—સ્નાન. દાન. જપ. હોમ
વિગેરે જે કર્મ તારા વખતે તારે નીમીતે જે સારી રીતે કરે છે. તેનું પુણ્ય તારી કૃપાથકી અને અમારા અનુગ્રહથકી
૨ હે-સુત. અનંત થાવ. ॥ ૨૦ ॥ ૨

તારા પુણ્યકાલને વિષે તારૂં જે કોઇ પૂજન કરે તેનું કલ્યાણ થાવ અને તે કલ્યાણ રૂપ થાવ. પુત્ર. આયુષ. ધન સુખ કીર્તિ પુષ્ટિરૂપ આરોગ્યાદિ ગુણિજનની શ્રેષ્ઠતા પૂર્વક થાવ. ॥ ૨૧ ॥ ધરણી કહે છે.—હે જગતગુરૂ એના પૂજન નો વિધિ વિસ્તાર પૂર્વક કહો. હે દેવ. તેનું પૂજન મનુષ્ય કરે તો શું ફળને પામે છે. ॥૨૨॥ વરાહ કહે છે.—હે ભૂમિ જે કારણથકી તે વ્યતિપાત કહેવાય છે તથા તેનું પૂજન કરવાથી જે ફળ મળે છે, તે ટુંકાણમાં કહેલું છે. ॥ ૨૩ ॥

तत्कालेतवविदधातिपूजनंयस्तस्येष्टंभवतुभवेत्सभद्ररूपः ॥ पुत्रायुर्धनसुखकीर्त्तिपुष्टिरूपारोग्याद्यंगुणिजनवल्लभत्वपूर्वम् ॥ २१ ॥ ॥ धरण्युवाच ॥ ॥ अस्यार्चनविधिंब्रूहिविस्तरेणजगद्गुरो॥ कृतेतस्मिन्व्रतेदेवकिंफलंप्राप्यतेनरैः ॥ २२ ॥ ॥ वराहउवाच ॥ ॥ यस्माच्चकारद्भूमेव्यतीपातः सउच्यते ॥ अर्चितेयत्फलंतस्मिंस्तदुक्तंचसमासतः ॥२३॥ विस्तरेणार्चनफलंकथितुंकेनशक्यते॥ येनार्च्यतेव्यतीपातःसविधिःश्रूयतामिह ॥ २४ ॥ शुभेव्यतीपातदिनेवगाहयेत्सुपूंचगव्येनमहानदीजलम् ॥ उपावसेद्दैपवमानजापकोजपेच्चमंत्रंव्यतीपाततेनमः ॥ २५ ॥

વિસ્તાર થકી પૂજનનું ફળ કહેવાને કોઇપણ શક્તિમાન્ નથી. અહિંઆ જે વિધિએ વ્યતીપાત પૂજાય તે વિધિ સાંભળ. ॥ ૨૪ ॥ કલ્યાણકારક વ્યતિપાતના દિવસે પવિત્ર પંચ ગવ્યે કરીને સમુદ્રમાં મળનારી નદીમાં સ્નાન કરવું અને ઉપવાસ કરી પવમાન એ નામના મંત્રનો જપ કરી વ્યતીપાતને નમસ્કાર કરવો. ॥ ૨૫ ॥

૬૫૦ શર્કરાએ ભરેલો અને તાંબાના ત્રભાણે ઢાંકેલો એવા ઘડો તેમાં સુનાનું કમળ તેને વિષે અરાડ હાથવાળી પુરૂષની આકૃતિવાળી સુનાનિ મૂર્તીનું સ્થાપન કરીને ॥ ૨૬ ॥ વસ્ત્ર. ચંદન. ફુલ. ચોખા. ધુપ. દીપ. નૈવેદ્ય. તથા ખાવાને યોગ્ય એવા અને ભોજન કરવાને યોગ્ય એવા નાના પ્રકારના ફલોએ કરીને માર્ગશીર્ષ માસમાં પૂજન

छादितेताम्रपात्रेणशर्करापूरितघटे ॥ कांचनाब्जेप्रतिष्ठाप्यहैममष्टभुजंनरम् ॥२६॥अष्टभुजमष्टादशभुजंउत्पत्तिवाक्येव्यतीपातमूर्त्तेरष्टादशभुजश्रवणादुत्पत्तिवाक्यानुसारित्वेचानियोगवाक्यस्य ॥ यथाभगवद्गीतासुचत्वारोमनवस्तथेतिचत्वारश्चतुर्दशेत्यर्थः ॥ गंधपुष्पाक्षतैर्धूपैर्दीपवस्त्रनिवेदनैः ॥ भक्ष्यैर्भोज्यैःफलैश्चित्रैर्मासिमार्गशिरेऽर्चयेत ॥ २७ ॥ नमस्तेस्तुव्यतीपातसोमसूर्यसुतप्रभो ॥ यद्दानादिकृतंकिंचित्तदनंतमिहास्तुमे ॥ २८ ॥ इत्युक्त्वापंचरत्नाढ्यंसुपुष्पाक्षतमंजलिम् ॥ प्रक्षिपेत्तत्क्षणादेवसर्वपापक्षयोभवेत् ॥ २९ ॥

કરે ॥ ૨૭ ॥ હે પ્રભુ. હે ચંદ્ર સૂર્યના પુત્ર હે વ્યતીપાત તમને નમસ્કાર કરૂં છું. જે કાંઇ દાન કર્યું તે અનંત અહિઆ મને થાવ. ॥ ૨૮ ॥ આ પ્રમાણે કહીને સારા પુષ્પ. ચોખા. અને પંચ રત્નથી યુકત અર્ઘ્ય અર્પણ કરે તેજ વખતથી સઘળા પાપાનો નાશ થાય છે. ॥ ૨૯ ॥

હે ભૂમિ. જો બીજે દિવશે વ્યતીપાત હોય. તો પેહેલે દિવસે પૂજન તથા ઉપવાશ કરવો. અને તે સઘળું ગુરૂને આપવું ॥ ૩૦ ॥ અને વ્યતીપાતના સમાપ્તિ સમયે ગોમય (ગાયનું છાણ) પ્રાશન કરીને પારણા કરે. હે! પૃથિવિ અથવા જો એકજ દિવસે વ્યતીપાત હોય ॥ ૩૧ ॥ તો તેજ દિવસે દાન આપીને ઉપવાસ કરે. આ પ્રમાણે મહિને મહિને આવનારા વ્યતીપાત કરે ॥ ૩૨ ॥ અને ચૌદમો વ્યતીપાત આવે ત્યારે વ્રત કરનારે ઉદ્યાપન કરવું. ક્ષીરા સમિધની

यदिद्वितीयेचदिनेव्यतीपातोभवेन्महि ॥ तद्वापूर्वोपवासस्तुदद्यात्तत्सकलंगुरोः ॥३०॥ पारणं व्यतीपातांतेकुर्यात्संप्राश्यगोमयम् ॥ अथैकस्मिंदिनेधात्रिव्यतीपातोभवेद्यदि ॥३१॥ तत्रैवाह्नितदा दत्वाउपवाससमाचरेत ॥ कुर्यादेवंमासिमासिव्यतीपातांस्त्रयोदश ॥३२॥ चतुर्दशेतुसंप्राप्तेकुर्या दुद्यापनंबुधः ॥ व्यतीपातायस्वाहेतिक्षीरवृक्षसमिच्छतम् ॥३३॥ आज्यक्षीरतिलानांचहोतव्यंवैश तंशतम् ॥ शर्करापूर्णकुंभेनसहचोपस्करैर्युताम् ॥ प्रतिमाकांचनींभक्त्याप्रदद्याद्व्रतदेशिने ॥३४॥ वंदेव्यतीपातमहंमहांतंरवींदुसूनुंसकलेष्टलब्ध्यै ॥ समस्तपापस्यममक्षयोऽस्तुपुण्यस्यचानंतफलं ममास्तु ॥ ३५ ॥

તેરસો આહુતિ વ્યતીપાતાયસ્વાહા એ ભણીને આપવી. ઘી. પાયસ. તલ. એ દરેકની સો સો આહુતી આપવી. શર્કરાએ ભરેલો ઘડો અને સાહિત્યથી યુક્ત એવી સુવર્ણ મૂર્તિ વ્રત બતલાવનારને આપવી ॥ ૩૪ ॥ સર્વ મનોરથની પ્રાપ્તિને માટે શ્રેષ્ઠ એવા સૂર્યચંદ્રના પુત્ર એવા વ્યતીપાતને હું નમસ્કાર કરૂં છું. મારા સર્વપાપનો નાશ થાવ અને મારા પુણ્યનું અનંત ફળ થાવ ॥ ૩૫ ॥

આ પ્રમાણે કહીને પોંચી કુંડળ અને બીજા કંઠના ભૂષણોથી ગુરૂની પુજા કરીને જે પ્રમાણે કહેલું તે સર્વ સમાપ્તિ કરીને કહેલા એવા ફલને પ્રાપ્ત કરે છે ॥ ૩૬ ॥ દુધવાળી ગાય સુવર્ણ દક્ષિણા સહિત આપવી. સુંદર કાષ્ટની બનાવેલી મજબુત ॥ ૩૭ ॥ તથા હાથીદાંતના રમડાથી યુકત એવી સુવર્ણના પત્રથી જડેલી એવી સફેત તળાઇથી પાથરેલી એવી સુંદર ગાલ મસુળીયાવાળી ॥ ૩૮ ॥ પાટી યુકત અને ચાદરથી પાથરેલી એવી ધુપ ગંધથી સુગંધીવાળી એવી

**इतिसमर्यिगुरुंपरिपूज्यतंकटककुंडलकंठविभुषणैः ॥ सकलमेवसमाप्ययथोचितंतदुपलभ्यफलंलमतेमहि ॥३६॥ गांवैपयस्विनींदद्यात्सुवर्णवरदक्षिणाम् ॥ तस्मैशैयांप्रदद्याच्चसारदारुमयींदृढाम् ॥ ३७ ॥ दंतपत्रवितानाढ्यांहेमपट्टैरलंकृताम् ॥ हंसतुलीप्रतिच्छन्नांशुभगंडोपधानकाम् ॥३८॥ प्रच्छादनपटीयुक्तांधूपगंधाधिवासिताम् ॥ तांबुलंकुंकुमक्षोदंकर्पूरागुरुचंदनम् ॥३९॥ दीपकोपानहौछत्रंप्रदद्याच्चमरासने ॥ देहांतेसूर्यलोकायविमानैरत्नसन्निभैः ॥ ॥४० ॥ अप्सरोगणसंभोगैर्गीतनृत्यविलासिभिः ॥ गत्वाकल्पबुदशतंमोदतेत्रिदशार्चितः ॥ ४१ ॥**

શય્યા બ્રાહ્મણને આપવી અને તાંબુલ કંકુ ચૂર્ણ કપુર અગર ચંદન ॥ ૩૯ ॥ દીપ જોડા. છત્ર, ચામર, આસન એ સર્વ વસ્તુ બ્રાહ્મણને આપવી તેના પુણ્યથી દેહના અવસાન સમયે ગીત નૃત્ય વિલાસો છે જેમને વિષે એવા અપસરાઓના સમૂહના સંભોગ છે જેમાં એવા અને રત્નના સરખી કાન્તિવાળા વિમાનો વડે કરી સૂર્ય લોકમાં જઇને દેવોથી પૂજાયલો કલ્પના સો અબજો સુધી સુખ ભોગવે છે ॥ ૪૦ ॥ ૪૧ ॥

સુખ ભોગવ્યા પછી ચક્રવર્તી રાજા થાય અને કીર્તી વડે યુકત ગુણ, પુત્ર, આયુષ, આરોગ્ય ધન, ધાન્યવાન્ રૂપવાન તથા સારા ભાગ્યને ભોગવવાવાળો ॥ ૪૨ ॥ તથા પ્રતાપ આદિ મોટા વૈભવાથી યુકત ભોગોને ભોગવવાવાળો બહુ વિદ્વાન મનુષ્ય તથા સારા નશીબથી યુકત એવા આઠ જન્મ સુધી થાય છે. ॥ ૪૩ ॥ અમાવાસ્યાને દિવસે દાન કરવાથી દશગણું, દિનક્ષયે દાન કરવાથી સોગણું, તેથી સોગણું સંક્રાન્તિને વિષે, તેથી સોગણું મેષને તુલા સંક્રાતિને વિષે ॥૪૪॥ તેથી સોગણું યુગાદિ તીથિને વીષે તેથી સોગણું ઉત્તરાયણ તથા દક્ષિણાયનને વિષે, તેથી સોગણું ચંદ્રગૃહણને વિષે અને તેથી

तदंतेराजराजःस्याद्रूपसौभाग्यभाग्भवेत् ॥ कीर्त्याढ्योगुणपुत्रायुरारोग्यधनधान्यवान् ॥४२॥ प्रतापादिमहैश्वर्ययुक्तोभोगीबहुश्रुतः ॥ जनसौभाग्यसंपन्नोयावज्जन्माष्टकायुतम् ॥ ४३ ॥ दर्शे-दशगुणंदानंतच्छतघ्नंदिनक्षये ॥ शतघ्नंतत्त्वशंक्रांतौशतघ्नंविषुवेततः ॥ ४४ ॥ युगादौतच्छतगु-णमयनेतच्छताहतम् ॥ सोमग्रहेतच्छतघ्नंतच्छतघ्नंरविग्रहे ॥४५॥ असंख्येयंव्यतीपातेदानंवेद-विदोविदुः ॥ उत्पत्तौलक्षगुणंकोटिगुणंभ्रमणनाडिकायांतु ॥४६॥ अर्बुदगुणितंपतनेजपदानाद्यक्ष-यंपतिते॥जन्मद्वाविंशतिर्नाडिर्भ्रमणंत्वेकविंशतिम्॥व्यतीपातस्यपतनंदशसप्तस्थितिंविदुः॥४७॥

સોગણું સૂર્ય ગ્રહણને વિષે ફળ મળે છે પણ વ્યતીપાતને દિવસે દાન કરવાથી અનંત ફળ મળે છે. આ પ્રમાણે વેદને જાણનારો કહે છે ॥ ૪૫ ॥ વ્યતીપાતના ઉત્પત્તિ સમયમાં તપદાન વિગેરે કરવાથી લક્ષગણું ફળ મળે છે તથા ભ્રમણકાળને વિષે જપ દાન વિગેરે કરવાથી કરોડ ગણું ફળ મળે છે. પડવા આવે તે વખતે અબજો ગણું અને પડી રહે તે વખતે દાન કરવાથી અક્ષય ફળ મલે છે ॥૪૬॥ પહેલી બાવીસ ઘડી ઉત્પત્તિકાળ કહેવાય છે પછીની એકવીશ ઘડી ભ્રમણકાળ કહેવાય છે. પછીની સત્તર ઘડી પતન કાળ કહેવાય. આ પ્રમાણે વ્યતીપાતની સ્થિતિઓ જાણવી ॥ ૪૭ ॥

વ્યતીપાત સમયમાં જે દાન અર્પણ કર્યું તેને સૂર્ય ચંદ્ર વારંવાર ફળ આપે છે. યુગના સો અબજો સુધી વૃદ્ધિને પામે છે પણ નાશ પામતું નથી ॥ ૪૮ ॥ તેટલા કારણ માટે હે પૃથિવિ તું વ્યતીપાતની પૂજા કર અનંત ઇષ્ટ એવું પુણ્ય

વ્ય૦ જો નિરંતર સ્થિર હોય અને મનોરથ પુર્ણ કરવાવાળું ઇષ્ઠ પુણ્ય તારૂં હોય તો સમસ્ત ને ધારણ કરવાવાળી થા ॥ ૪૯ ॥ ૧

**समर्पितंयद्व्यतीपातकालेपुनःपुनस्तद्रविशीतरश्मी ॥ प्रयच्छतः कल्पशतार्बुदानिविवर्धमानंद्याहितीयततेत् ॥४८॥ तस्मान्महित्वंव्यतीपातपूजांकुरुष्वचेत्पुण्यमनंतमिष्टम् ॥ यदिस्थिरत्वंसततंतवेष्टंसमस्तधारित्वमभीप्सितंच ॥ ४९॥ गणयित्वाव्यतीपातकालंवावेत्तियोनरः ॥ सर्वपापहरौतस्यभवतोमानुभेश्वरौ ॥ ५० ॥ पठातिलिखितयःशृणोतिवैतत्कथयतिपश्यतिकारयत्यवश्यम् ॥ रविशशिदिवमाप्यसोपिदेवैश्चिरसमयंपरिपूज्यमानआस्ते ॥५१॥ ॥ इतिवराहपुराणोक्तंव्यतीपातव्रतम् ॥**

જે મનુષ્ય વ્યતીપાતના કાળને ગણિને જાણે છે તેનાં સૂર્ય ચંદ્ર સઘળા પાપનો નાશ કરે છે ॥ ૫૦ ॥ જે કોઇ આ

૧૦ વ્યતીપાતની કથા ભણે છે તથા લખે તથા સાંભળે છે તથા કહે છે તથા જોય છે તથા કરાવે છે તે અવશ્ય રવિચંદ્ર અને

૫ સ્વર્ગને પામી દેવોથી પૂજાયલો ઘણા વખત સુધી રહે છે ॥ ૫૧ ॥ ઇતિ વરાહ પુરાણમાં કહેલું વ્યતીપાતનું વ્રત સમાપ્ત. ૫

યુધિષ્ઠિર કહે છે—હે વિપ્ર, જે વ્રત કરવાથી યમરાજાની શિક્ષા જોવામા નહિ આવે એવુ વ્રતોમા શ્રેષ્ઠ એવુ વ્રત હું તમને પુછું છુ. ॥ ૧ ॥ હે વિપ્રર્ષિ. જગતના ઉપર દયા કરીને તે વ્રત મને કહો માર્કંડેય બોલ્યા—હે રાજન્, આ વ્રત પૂર્વે હર્યશ્વ નામના રાજાએ કરેલુ તે તુ સાભળ ॥ ૨ ॥ તે રાજાએ તે વ્રતનુ પુણ્ય દુઃખી એવાં સૂકરને આપેલુ છે. કેઇ વખત રાજસત્તમ એવો હર્યશ્વ રાજા મૃગયા રમવાને ॥ ૩ ॥ વનના મધ્ય ભાગમા

अथनारदीयेऽव्यतीपातव्रतम् ॥ ॥ युधिष्ठिर उवाच ॥ ॥ येनव्रतेनचीर्णेननपश्येद्यमसाम्ननम्॥ परिपृच्छाम्यहंविप्रव्रतानामुत्तमंव्रतम् ॥ १ ॥ तद्व्रतंब्रूहिविप्रर्षेकृत्वाजगतिवैकृपाम् ॥ ॥ मार्कंडेयउवाच ॥ ॥ शृणुराज. व्रतमिदंहर्यश्वेनपुराकृतम् ॥ २ ॥तेनराज्ञातुतद्दत्तंसूकरायजदुःखिने॥ कदाचिन्मृगयांकर्तुंहर्यश्वोराजसत्तमः ॥ ३ ॥ वनमध्येचरन्राजाद्दृष्ट्वातत्रैवसूकरम् ॥ दग्धपादकटिंचैनदग्धकंठमुखोदरम् ॥ ४ ॥ दृष्ट्वातथाविधंतंतुकृपांचक्रेनृपोत्तमः ॥ केनकर्मविपाकेनह्यवस्थांप्राप्तवानयम् ॥ ५ ॥ अहोकष्टमहोकष्टंसूकरेणोपभुज्यते ॥ अवश्यमेवभोक्तव्यंकृतंकर्मशुभाशुभम् ॥ ६ ॥

ફરતા એવા રાજાએ પગ. કેડ, કંઠ. મુખ, પેટ. આ સર્વ દગ્ધ થયલા અવયવોવાળા સૂકરને જોઈને ॥ ૪ ॥ રાજા તેવા પ્રકારના સુકરને જોઈને તેનાપર દયા કરવા લાગ્યા. અને કયા કર્મોના પાપથી આવી અવસ્થાને પામ થયો ॥ ૫ ॥ અહો કષ્ટ, અહો કષ્ટ. સૂકરથી ભોગવાય છે. શુભને અશુભ કરેલુ કર્મ અવશ્ય ભોગવવુ પડે છે ॥ ૬ ॥

ठय० आ प्रमाणे मनमां धारी राजा सूकरने कहे छे. आ प्रकारनी तारी अवस्था केम थई ते कहे. ॥ ७॥ राजानुं तेवुं वचन सांभळी वारंवार निःश्वास मुकतो पूर्वे करेला कर्मनुं स्मरण करीने सूकर राजाने कहे छे. ॥ ८ ॥ हे राजा, सांभळ, पूर्वे हुं धनवान् वैश्य हतो. आशा करीने आवेला आश्रितजनोने कंईपण मे आप्युं नहि. ॥ ९ ॥ पुराण अने वेदमां कहेला घणा धर्म सांभळ्या, तोपण पापबुद्धिथी में मारा आत्मानुं कल्याण कर्युं नहि. ॥ १० ॥ तृष्णा २

इत्येवंमनसिध्यात्वाराजातंप्राहसूकरम् ॥ ईदृशीकिमवस्थातेतन्मेब्रूहिचसूकर ॥७॥ तच्छ्रुत्वानृपतेर्वाक्यंनिःश्वसन्सूकरोमुहुः ॥ स्मृत्वापुराकृतंकर्मप्रत्युवाचनृपंप्रति ॥८॥ शृणुराजन्नहंपूर्वंवैश्योधनबलान्वितः ॥ आशाकृद्भ्योनदत्तंहिआश्रितेभ्यश्चकिंचन ॥९॥ श्रुताश्चबहवोधर्माःपुराणश्रुतिचोदिताः ॥ तथापिपापबुद्ध्यामेनकृतंचात्मनोहितम् ॥१०॥ आशापाशमनुप्राप्तःशुभशास्त्रविवर्जितः ॥ कृतवान्पापमेवाहंनकिंचित्सुकृतंकृतम् ॥११॥ एकदातुद्विजःकश्चिद्व्यतीपातेगृहंमम ॥ आगतोयाचयन्मांचनकिंचिद्दत्तवानहम् ॥ १२ ॥

१२ रूप बंधनने प्राप्त थयेलो, सारा शास्त्रनो वर्ज करेलो एवो हुं पापज करतो हतो अने कंईपण सारुं कर्म कर्युं नहि. ॥ ११ ॥ एक दिवस कोई ब्राह्मण व्यतीपातने दिवसे मारे घेर आव्यो अने मारी पासे याचना करी पण में तेने कंई आप्युं नहिं. ॥ १२ ॥

६ ६

મેં ઘણાજ કઠોર વચનથી તેનો તિરસ્કાર કર્યો તોપણ કહ્યું હે વૈશ્ય, આજે વ્યતીપાત છે. માટે હે પરસ્પર ભેદ રાખનાર, અર્થી એવા મને કંઇ આપ. ॥૧૩॥ જે કંઇ આપશે તે મેરૂતુલ્ય થાય છે. તે આવતા જન્મને વિષે તું પામશે. મે ક્રોધથી તેને ખરાબ વચન કહ્યાં. ॥૧૪॥ ત્યાર પછી બ્રાહ્મણ ક્રોધથી મને શ્રાપ દેતો હતો. જે પ્રમાણે મારા શરીરના જુદા જુદા ભાગને આશારૂપ અગ્નિ બાળે છે. ॥ ૧૫ ॥ હે પુરૂષોમાં અધમ, તે પ્રમાણે જળ વગર

मयानिराकृतोत्यंतंवचोभिर्निष्ठुरैस्तथा ॥ व्यतीपातोद्यवैश्यकिंचिद्देह्यर्थिनेखल ॥ १३ ॥ तन्मेरुरूपंभवतिप्राप्स्यसेत्वन्यजन्मनि ॥ कुपितेनमयातस्मैनिष्ठुरावाक्समीरिता ॥ १४ ॥ ततश्चकुपितोविप्रोममशापमथाददत् ॥ आशाग्निर्दहतेयद्वन्ममांगानिपृथक्पृथक् ॥ १५ ॥ तथैवतुतवांगानिदावाग्निःपुरुषाधम ॥ अरण्येनिर्जलेदेशेनिर्जनेद्रुमवर्जिते ॥ १६ ॥ तत्रसूकरयोनौत्वमुत्पन्नोदुःखमाप्नुहि ॥ प्रसादितोमयापश्चात्पुनरप्युक्तवांस्तदा ॥१७॥ उद्धरिष्यतिराजात्वांसूकरत्वेदयापरः ॥ इत्युक्त्वाचजगामाथअन्यवैश्यगृहंप्रति ॥ १८ ॥

ના તથા મનુષ્ય વગરના તથા ઝાડ વગરના એવા અરણ્યમાં તારા શરીરના અંગો દાવાગ્નિથી બળો. ॥ ૧૬ ॥ તે વનમાં તું સૂકર જાતિમાં ઉત્પન્ન થઇને દુઃખ પામ. ત્યારપછી પણ મે પ્રસન્ન થઇ કહ્યું ॥ ૧૭ ॥ સૂકરના પર દયા રાખનાર એવો રાજા તારો ઉદ્ધાર કરશે. આ પ્રમાણે કહીને બીજા વૈશ્યના ઘર પ્રત્યે જતો હતો. ॥ ૧૮ ॥

હે રાજન્, તેં શ્રાપે કરીને જળરહિત, તથા મનુષ્યરહિત એવા વનમાં સૂકરજાતિમાં ઉત્પન્ન થઈને દુઃખી થયો છું. ॥૧૯॥ રાજા કહે છે—હે સૂકર, કયા પ્રકારથી તું પાપથકી મુક્ત થાય તે મને કહે કે જેથી તારા શ્રાપને નાશ કરવાને હું શક્તિવાળો થાઉં. ॥૨૦॥ સૂકર કહે છે—હે રાજેન્દ્ર, જે કર્મે કરીને મારી મુક્તિ થાય તે તમે સાંભળો. હે રાજન્, પૂર્વે તમે વ્યતીપાત નામનું વ્રત કરેલું છે. ॥૨૧॥ હે રાજન્ જે પ્રમાણે માતા છોકરાને

तेनशापेनवैराजन्सूकरत्वमवाप्तवान् ॥ अहंदुःखीचसंजातोविजनेनिर्जलेवने ॥ १९ ॥
॥ राजोवाच ॥ ॥ केनत्वंमुच्यसेपापन्ममाचक्ष्वेहसूकर ॥ येनशक्नोम्यहंकर्तुंतवशापस्यसंक्षयम्
॥ २० ॥ ॥ वराहउवाच ॥ ॥ श्रूयतांममराजेंद्रमुक्तिःसाद्येनकर्मणा ॥ व्यतीपातव्रतंनामकृतं
राजंस्त्वयापुरा ॥२१॥ यथामातासुतस्येहसर्वत्रसुखकारिणी ॥ तथाव्रतमिदंराजन्निहलोकेपरत्रच
॥२२॥ यथैवाभ्युदितःसूर्योह्यशेषंचतमोदहेत् ॥ व्यतीपातस्तथैवेहसर्वपापंव्यपोहति ॥२३॥ यथा
विष्णुर्ददातीहनृणांपरमनिर्वृतिम् ॥ ददात्येवंनसंदेहस्तथाव्रतमिदंशुभम् ॥ २४ ॥

સઘળે સુખકારી છે, તે પ્રમાણે આ વ્યતીપાતનું વ્રત આ લોકમાં તથા પરલોકમાં સુખ આપનારું છે. ॥૨૨॥ જેવી રીતે ઉદય થતો સૂર્યનારાયણ સઘળા અંધકારનો નાશ કરે છે. તેવી રીતે આ વ્યતીપાત સઘળા પાપોનો નાશ કરે છે. ॥૨૩॥ જેવી રીતે વિષ્ણુ ભગવાન્ મનુષ્યોને પરમપદ આપે છે તેવી રીતે કલ્યાણકારક આ વ્યતીપાતનું વ્રત પરમપદને આપે છે એમાં સંદેહ નથી. ॥૨૪॥

અમાવાસ્યાને દિવસે દાન કરવાથી સો ગણું, દિનક્ષયને વિષે હજાર ગણું. મેષ તુલા સંક્રાતિને વિષે. સો હજાર ગણું અને વ્યતીપાતને દિવસે દાન કરવાથી અનંત ફળ મળે છે. ॥ ૨૫ ॥ ઉત્પત્તિકાળને વિષે બાવિશ ઘડી. ભ્રમણ કાલને વિષે એકવિશ ઘડી, પતનકાળને વિષે દશ ઘડી, પતિતકાળને વિષે સાત ઘડી. ॥૨૬॥ ઉત્પત્તિ કાળને વિષે દાન કરે તેનું લાખ ગણું ફળ મળે છે. ભ્રમણકાલમાં કરોડગણું, પતનકાલમાં દશ કરોડ ગણું, અને પતનકાલે કરે તેનું અનંત

शतमिंदुक्षयेदानंसहस्त्रंतुदिनक्षये ॥ विषुवेशतसाहस्त्रंव्यतीपातेत्वनंतकम्॥२५॥द्वाविंशतिः २२ समुत्पत्तौभ्रमणेचैकविंशातिः २१ ॥ पतनेदशनाड्यस्तु १० पतितेसप्त ७ नाडिकाः ॥२६॥ यत्फलं लक्षमुत्पत्तौभ्रमणेकोटिरुच्यते ॥ पतनेद३ कोट्यस्तुपतितेदत्तमक्षयम् ॥ २७ ॥ ( आकृतिर्मूर्छना काष्टाशैलतुल्याश्वनाडिकाः ॥ लक्ष्यकोट्यर्बुदगुणमनंतंस्याद्यथाक्रमम् ॥ व्यतीपातविभागेषुदान मुक्तंनृपोत्तम ) अमापिताचविज्ञेयोमातामन्वादयस्तथा ॥ भगिनीद्वादशीज्ञेयाव्यतीपातस्तुसोदरः ॥२८॥ पितर्युक्तंशतगुणंसहस्त्रंमातरिस्मृतम् ॥ भागिन्यांदशमासाहस्त्रंसोदरेदत्तमक्षयम् ॥ २९ ॥

ફળ મળે છે. ॥ ૨૭ ॥ (બાવિશ, એકવિશ, દશ, સાત, ઘટીકાઓ અનુક્રમે લાખ, કરોડ, દશકરોડ, અબજ અનંત ગણું ફળ થાય છે. હે રાજા—વ્યતીપાતના વિભાગોને વિષે આ પ્રમાણે દાન કહેલું છે.) અમાવાસ્યાને પિતા જાણવો અને મન્વાદિતિથિઓને માતા જાણવી. બારશ બેન જાણવી. વ્યતીપાત ભાઈ જાણવો. ॥ ૨૮ ॥ પિતાને વિષે સોગણું, માતાને વિષે હજારગણું, બેનને વિષે દશ હજારગણું વ્યતીપાતને દિવસે દાન કરવાથી નાશ વગરનું ફળ મળે છે. ॥ ૨૯ ॥

હે રાજન્ પ્રયત્નથી વ્યતીપાતનો વિધિ સાંભળ. માઘ, ફાગણ, માર્ગશિર્ષ, વૈશાખ, શ્રાવણ એ મહિનાઓમાં
॥ ૩૦ ॥ જે દિવસે વ્યતીપાત હોય તે દિવસે શ્રેષ્ઠ એવા વ્યતીપાતના વ્રતનો આરંભ કરવો. પવિત્ર થઈને તથા
૭૫૦ સાવધાન થઈને વ્યતીપાતના વ્રતને વિષે બેસવું ॥ ૩૧ ॥ પંચગવ્ય સુગંધિ તેલ, આમળા એ સર્વ પદાર્થો શરીરે ૨
ચોળીને સ્નાન કરવું. ત્યારપછી સર્વ અર્થને સાધન કરનારા આ વ્યતીપાતના વ્રતનો સંકલ્પ કરવો. ॥ ૩૨ ॥ એ

**विधानंव्यतीपातस्यशृणुराजन्प्रयत्नतः ॥ माघेवाफाल्गुनेमार्गेवैशाखेश्रावणेथवा ॥ ३० ॥
व्यतीपातोदिनेयस्मिन्नारभेद्व्रतमुत्तमम् ॥ व्यतीपातव्रतेतिष्ठेच्छुचिर्भूत्वासमाहितः ॥ ३१ ॥ पंचग
व्यतिलैर्धात्रीफलैःस्नायात्समाहितः ॥ ततःसंकल्पयेद्व्रतंसर्वार्थसाधकम् ॥ ३२ ॥ नवारोनचन
क्षत्रंनतिथिर्नचचंद्रमाः॥यदावैजायतेभक्तिस्तदाग्राह्यमिदंव्रतम् ॥ ३३ ॥ किंव्रतैर्बहुभिश्चीर्णैःकिंदानै
र्बहुभिःकृतैः ॥ सर्वेषांफलमाप्नोतिव्यतीपातव्रतेनवै ॥३४॥ इतिनिश्चित्य मनसाव्यतीपातव्रतंचर॥
सर्वपापविशुद्ध्यर्थंयावत्संवत्सरोभवेत् ॥ ३५ ॥**

વ્રતમાં વાર, નક્ષત્ર, તિથિ, ચંદ્રમાં કંઈપણ જોવું નહિ. જે દિવસે ભક્તિ ઉત્પન્ન થાય ત્યારે આ વ્રત ગ્રહણ કરવું.
૧૧ ॥ ૩૩ ॥ ઘણા વ્રતો કરવાથી શું તથા ઘણા દાનો કરવાથી શું. વ્યતીપાતનું વ્રત કરવાથી સઘળા વ્રતોનું ફળ મળે છે.
૮ ॥ ૩૪ ॥ આ પ્રમાણે મનથી નિશ્ચય કરીને સઘળા પાપની શુદ્ધિને માટે વ્યતીપાતનું વ્રત કર. જયારે વર્ષ થાય. ॥૩૫॥ ૮

વ્યતીપાતને દિવસે વેદ અને વેદના અંગોના પારને જાણનાર એવા બ્રાહ્મણને આમંત્રણ કરીને તલે ભરેલું તાંબાનું પાત્ર ગોળ મુકીને બ્રાહ્મણને અર્પણ કરવું. ॥ ૩૬ ॥ આ પ્રમાણે બીજે ને ત્રીજે વ્યતીપાતે પણ આપવું. તથા ચોથે પાંચમે વ્યતીપાતે ઘી સહિત પાયસનું દાન આપવું. ॥૩૭॥ આ પ્રમાણે દરેક વ્યતીપાતે વારા ફરતી દાન આપવું. એ પ્રકારે જ્યારે વર્ષ દિવસ થાય ત્યારે વિષ્ણુ ભગવાનની પૂજા કરાવી. ॥૩૮॥ શંખ, ચક્ર, ગદા, અને પદ્મ જેના હાથમાં છે એવા

आमंत्र्यतद्दिनेविप्रंवेदवेदांगपारगम् ॥ तिलैःपूर्णशरावंचसगुडंगुरवेऽर्पयेत् ॥३६॥ एवंद्वितीयेदातव्यंतृतीयेपितथैवच ॥ सघृतंपायसंचैवदातव्यंचोत्तरोत्तरम् ॥ ३७ ॥ उत्तरोत्तरंचतुर्थादावित्यर्थः ॥ एवंसंवत्सरस्यांतेदेवस्यार्चांतुकारयेत् ॥ ३८ ॥ शंखचक्रगदापाणिंपद्महस्तंहिरण्मयम् ॥ वस्त्रयुग्मेनसंवेष्ट्यपूजयेद्गरुडध्वजम् ॥३९॥ हेमदानंततःकुर्याद्यथाविभवसारतः॥ मंत्रेणानेनविधिवत्करेधृत्वासुवर्णकम् ॥४०॥ नमस्तेस्तुव्यतीपातसोमसूर्यसुतप्रभो ॥ दास्यामिदानंयत्किंचित दक्षय्यमिहास्तुमे ॥ ४१ ॥

ગરૂડધ્વજ ભગવાનની સુવર્ણની મૂર્તિને બે વસ્ત્રથી વીંટાળીને પૂજન કરવું. ॥ ૩૯ ॥ પછી પોતાના વૈભવના પ્રમાણમાં સુવર્ણ દાન કરવું. વિધિપૂર્વક સુવર્ણ હાથમાં લઇ આ મંત્ર ભણીને. ॥ ૪૦ ॥ હે પ્રભુ, હે ચંદ્ર સૂર્યના પુત્ર, હે વ્યતીપાત, તમને નમસ્કાર કરૂં છું. જે કંઇક દાન આપું છું તે મને અહિંઆ નાશ વગરનું થાવ. ॥ ૪૧ ॥

ગુંજા ( એટલે એક રતીભાર ) અથવા એથી ઓછું સુવર્ણ બ્રાહ્મણના હાથમાં આપે તો હેમાદ્રિ પર્વતના જેટલું અનંત ફલને આપવાવાળુ થાય છે. ॥ ૪૨ ॥ આ ક્ષેત્ર કુરૂક્ષેત્રના બરોબર અને બ્રાહ્મણ સાક્ષાત્ નારાયણરૂપ છે. સુવર્ણના દાનથી જનાર્દન ભગવાન્ પ્રસન્ન થાય. ॥ ૪૩ ॥ હે ભગવાન્, વ્યતીપાત એ તમારા બે હાથ છે, વૈધૃતિ બે પગ છે, સંક્રાન્તિ હૃદયસ્થાન છે, આમાવાસ્યા નાભિ કહેવાય છે. ॥ ૪૪ ॥ પુનેમ વાંસો છે, આ પાંચ પર્વો,

गुंजामात्रमपिस्वल्पंहेमंविप्रकरेर्पितम् ॥ हेमाद्रिशिखराकारमनंतफलदंभवेत् ॥ ४२ ॥ इदंक्षेत्रंकुरुक्षेत्रंसाक्षान्नारायणौद्विजः ॥ सुवर्णस्यचदानेनप्रीतोभूयाज्जनार्दनः ॥ ४३ ॥ तवहस्तौ व्यतीपातोवैधृतिश्चरणौस्मृतौ ॥ संक्रांतिर्हृदयस्थानममावैनाभिरुच्यते ॥४४॥ पृष्ठंचपूर्णिमापंचप र्वाण्यंगानिपंचते ॥ व्यतीपातदीनेदेवकिंचिद्विप्रेसमर्पितम् ॥ भवत्वनंतफलदंममजन्मनिजन्म नि ॥ ४५ ॥ एवंप्रार्थ्यहृषीकेशंनत्वाचैवपुनःपुनः ॥ तत्सर्वंगुरवेदद्याच्छ्रोत्रियायकुटुंबिने ॥४६॥ व्रतोपदेष्ट्रेविप्रायपुराणज्ञायभक्तितः ॥ ब्राह्मणान्भोजयित्वातुव्रतमेत्समापयेत् ॥ ४७ ॥

તમારા પાંચ અંગો છે. હે દેવ, વ્યતીપાતને દિવસે જે કંઇ બ્રાહ્મણને આપ્યું હોય તે મારા જન્મો જન્મને વિષે અનંત ફલને આપવાવાળું થાવ. ॥ ૪૫ ॥ આ પ્રમાણે ઋષીકેશ ભગવાનની પ્રાર્થના કરીને વારંવાર પગે લાગીને, તે સઘળું વેદને જાણનાર તથા કુટંબવાળા, વ્રતના ઉપદેશ કરનાર, પુરાણ જાણનાર, તથા ગુરૂ એવા બ્રાહ્મણને ભક્તિથી આપવું, અને બ્રાહ્મણોને જમાડીને આ વ્રતની સમાપ્તિ કરવી. ॥ ૪૬ ॥ ॥ ૪૭ ॥

સૂકર કહે છે—હે રાજન્, મનુષ્યોને સ્વર્ગ તથા મોક્ષપદને આપનારૂં તથા અનંત ફળને આપનારૂં વ્યતીપાતનું વ્રત તમે પૂર્વ જન્મમાં કરેલું છે. ॥ ૪૮ ॥ આ પ્રમાણે સૂકરે કરીને કહેવાયલો હર્યશ્વ રાજા સૂકર પ્રત્યે વચન બોલતો હતો. મેં આ વ્રત કર્યું છે તેનું સઘળું ફળ હું તને આપું છું. ॥ ૪૯ ॥ આ પ્રમાણે કહીને રાજાએ સૂકરને

॥ सूकरउवाच ॥ ॥ इदंव्रतंत्वयादेवगृहीतंपूर्वजन्मनि ॥ स्वर्गापवर्गदंनृणांमनंतफलदंशुभम् ॥ ४८ ॥ तेनैवमुक्तोहर्यश्वःसूकरंवाक्यमब्रवीत् ॥ मयाकृतमिदंसर्वंतत्फलंतेददाम्यहम् ॥ ४९ ॥ एवमुक्त्वानृपश्रेष्ठःसूकरायफलंददौ ॥ तत्क्षणात्तेनपुण्येनसूकरोमुक्तकिल्बिषः ॥५०॥ मुक्तसूकरदेहाच्चसर्वाभरणभूषितः ॥ दिव्यंविमानंसंप्राप्यगतःस्वर्गंचसूकरः ॥ ५१ ॥ नजानंतिद्विजाःसर्वेव्य तीपातव्रतोत्तमम् ॥ इहलोकेचसुखदंस्वर्गमोक्षप्रदायकम् ॥ ५२ ॥

ફળ આપ્યું, તે પુણ્યથી તત્કાળ સૂકર પાપથી મુક્ત થયો. ॥ ૫૦ ॥ સૂકર દેહથી મુક્ત થયેલો સઘળા અલંકારોથી શોભાયમાન એવા તે સુંદર વિમાનને પ્રાપ્ત કરીને સ્વર્ગમાં ગયો. ॥ ૫૧ ॥ આ લોકમાં સુખ આપનારૂં, સ્વર્ગ મોક્ષને આપનારૂં, એવું ઉત્તમ વ્યતીપાતના વ્રતને સઘળાં બ્રાહ્મણો જાણતા નથી. ॥ ૫૫ ॥

માર્કંડેય બોલ્યા—હે રાજેન્દ્ર, એટલા કારણ માટે તું ઉત્તમ એવું જે વ્યતીપાતનુ વ્રત તે તું કર, નિરન્તર મનુ
૯૫૦ ષ્યના સઘળા પાપને નાશ કરવાવાળુ થાય છે. ॥૫૩॥ શ્રદ્ધા ભક્તિથી યુક્ત એવો જે કોઇ મનુષ્ય આ વ્રત કરે તે સઘળા ૨
પાપોથી મુક્ત થયેલો વિષ્ણુના સાન્નિધ્યપણાને પામે. ॥ ૫૪ ॥ જે કોઇ વ્યતીપાતના વ્રતની કથાને ભક્તિથી સાંભળે

॥ मार्कंडयउवा ॥ ॥ अतस्त्वंकुरुराजेंद्रव्यतीपातव्रतोत्तमम् ॥ सर्वपापक्षयकरंनृणांभवतिसर्वदा ॥५३॥ इदंयःकुरुतेमर्त्यःश्रद्धाभक्तिसमन्वितः ॥ सर्वपापविनिर्मुक्तोविष्णुसायुज्यमाप्नुयात् ॥ ५४ ॥ यइदंश्रृणुयाद्भक्त्याविष्णुलोकेमहीयते ॥ ज्ञानवान्धनवान्छ्रीमानिहचैवसुखिभवेत् ॥ ५५ ॥ ॥ इतिनारदीयपुराणेव्यतीपातव्रतम्समाप्तम् ॥

તો તે આ લોકમાં જ્ઞાનવાન્, ધનવાન્, શ્રીમાન્, સુખી એવો થાય, અને વકુંઠને પામે. ॥૫૫॥ ઇતિ નારદ પુ૦ વ્યતીપાત વ્રત સમાપ્ત. અથ પ્રકારાન્તરેણ ઉદ્યાપનં. ॥

આ પ્રમાણે મહિને મહિને આવનારા તેર વ્યતીપાત કરવા અને જયારે ચૌદમો વ્યતીપાત આવે ત્યારે ઉદ્યાપન કરવું. ॥ ૧ ॥ પહેલે વ્યતીપાતે અથવા વચમાં અથવા છેલ્લા વ્યતીપાતે શક્તિ પ્રમાણે કરવું. ॥ ૨ ॥ પોણો તોલો ને બે વાલના વજનની અથવા એનાથી અડધા વજન તથા એનાથી અડધા વજનની વ્યતીપાતના સ્વરૂપની આઠ હાથ વાળી પુરૂષાકૃતિની સુવર્ણની મૂર્તિ કરાવવી. ॥ ગણપતિ પૂજન તથા સ્વસ્તિ વાચન કરવું. ॥ ૩ ॥ નાંદીમુખ દેવતાઓ

॥ अथप्रकारांतरेणोद्यापनम् ॥ ॥ कुर्यादेवंमासिमासिव्यतीपातांस्त्रयोदश ॥ चतुर्दशेतु संप्राप्तेकुर्यादुद्यापनंबुधः ॥ १ ॥ आदौमध्येतथाचांतेयथाशक्तिसमाचरेत ॥ निष्कत्रयेणचार्धेन तदर्धार्धेनवापुनः ॥ २ ॥ व्यतीपातस्वरूपंहिकुर्यादष्टभुजंनरः॥ गणेशपूजनंकार्यंस्वस्तिवाचनमाचरेत् ॥ ३ ॥ नांदीमुखांस्ततोभ्यर्च्यआचार्यंवरयेत्सुधीः॥ वरयेच्चततोविप्रानृत्विजश्चत्रयोदश ॥ ४ ॥ देवागारेतथागोष्ठेशुद्धेचस्वीयमंदिरे ॥ पुष्पमंडपिकांकृत्वापट्टकुलादिवेष्टिताम ॥ ५ ॥ तन्मध्येसर्वतोभद्रंरचयेल्लक्षणान्वितं ॥ तत्पूर्वेस्थापयेत्कुंभंशर्करापूरितंशुभम् ॥ ६ ॥

નું પૂજન કરીને આચાર્યની પૂજા કરવી. ॥ ત્યારપછી બીજા તેર બ્રાહ્મણોની પૂજા કરવી. ॥ ૪ ॥ દેવાલયમાં ગાયના ગોઠાણમાં પવિત્ર સ્થાનમાં પોતાના ઘરમાં વસ્ત્રથી વિટાળેલા પુષ્પનો મંડપ કરીને ॥ ૫ ॥ તેમાં શાસ્ત્રપૂર્વક સર્વતોભદ્ર મંડળ કરવું. ॥ તેની પૂર્વે પવિત્ર શાકેરથી ભરેલા ઘડાનું સ્થાપન કરવું. ॥ ૬ ॥

૭૫૦ 

તેના ઉપર તાંબાનું. વાંસનું અને મૃત્તિકાનું પાત્ર મૂકવું. ॥ પોણા તોલો ને બે વાલ સુવર્ણના બનાવેલી મૂર્તિને ॥૭॥
પોતાના શક્તિ પ્રમાણે કરાવેલી લક્ષ્મીનારાયણની મૂર્તિને વ્યતીપાતની મૂર્તિને સાથે વૈદિક મંત્રથી ॥ ૮ ॥ તેમાં
સ્થાપન કરવી, ત્યાર પછી બ્રહ્માદિ દેવતાઓનું આવાહન કરવું. ॥ ત્યાર પછી મોટા સાહિત્યના વિસ્તારથી પૂજન ૩
કરીને ॥૯॥ ત્યાર પછી સારૂં ચંદન પુષ્પ જલોથી અર્ધ્ય આપવું. ॥ હે ચંદ્ર સૂર્યના પુત્ર. હે પ્રભુ, હે વ્યતીપાત.

तस्योपरिन्यसेत्पात्रंताम्रवैणवमृन्मयम् ॥ निष्कत्रयेणप्रतिमांसुवर्णेनविनिर्मिताम् ॥७॥
स्वशक्त्याकारयेद्रम्यांलक्ष्मीनारायणस्यच ॥ वैदिकेनतुमंत्रेणव्यतीपातसमन्विताम् ॥ ८ ॥
तांस्थापयेत्तत्रकुर्याद्ब्रह्माद्यावाहनंततः ॥ ततःपूजांविनिर्वर्त्यमहासंभारविस्तरैः ॥ ९ ॥ अर्घ्यंचापि
ततोदेयंसुगंधैःकुसुमैर्जलैः ॥ गृहाणार्घ्यंव्यतीपातसोमसूर्यसुतप्रभो ॥ १० ॥ सप्तजन्मकृतंपापं
त्वत्प्रसादात्प्रणश्यतु ॥ मंत्रेणानेनदेवायदद्यादर्घ्यंसमाहितः ॥११॥ ऋचासोमोधेनुमितिहोमंसो
मायकारयेत् ॥ आकृष्णेनेतिमंत्रेणसूर्यायविधिवन्नरः ॥ १२ ॥

અર્ધ્યને ગ્રહણ કરો. ॥ ૧૦ ॥ તમારા પ્રસાદથી સાત જન્મોમા કરેલું પાપ નાશ પામો. ॥ સાવધ થઈને આ મંત્ર
૨૨ થી દેવને અર્ધ્ય આપવું. ॥ ૧૧ ॥ ઋચા સોમો ધેનુ એ મંત્રથી ચંદ્રમાને આહુતિ આપવી. ॥ મનુષ્યે વિધિપૂર્વક
૧૧ આ કૃષ્ણેન એ મંત્રથી સૂર્યને આહુતિ આપવી. ॥૧૨॥ ૧૧

અશ્વત્થ તથા આંકડાની એકસોઆઠ સમિધથી ॥ ઇદંવિષ્ણુ એ મંત્રથી પાયસે કરીને હોમ કરવો. ॥ ૧૩ ॥ ફ્લોથી હોમ કરવો. વ્યાહૃતીઓની એકસો આઠ આહુતિ આપવી. ॥ લાડુને દુધપાકથી તેર બ્રાહ્મણોને જમાડવા ॥૧૪॥ આ પ્રમાણે વરૂણી કરેલા બ્રાહ્મણોને દક્ષિણા આપી સંતોષ કરવા ॥ આચાર્યનુ પૂજન કરી દુધવાળી ગાય આપવી. ॥ ૧૫ ॥ આ પ્રકારનું વ્રત જે મનુષ્ય ભક્તિથી યુક્ત થઈ કરે ॥ તો તે કરોડ જન્મમાં કરેલા પાપોથી મુકત થાય

अश्वत्थार्कसमिद्भिश्वशतमष्टोत्तरंतथा ॥ इदंविष्णुरितिमंत्रेणहोमःस्यात्पायसेनच ॥१३॥ व्याहृतिनांफलैर्होमंकुर्यादष्टोत्तरंशतं ॥ त्रयोदशब्राह्मणांश्वभोजयेल्लडुपायसैः ॥ १४ ॥ एवमाराधितान्विप्रान्दक्षिणाभिश्वतोषयेत ॥ आचार्यंपूज्येत्पश्चाद्गांचदद्यात्पयस्विनी ॥१५॥ इत्थंव्रतंतुयः कुर्यान्नरोभक्तिसमन्वितः ॥ कोटिजन्मकृतैःपापैर्मुच्यतेनात्रशंशयः ॥१६॥ अस्मिकृतेव्रतेराजन्न वैधव्यंस्त्रीनचाप्नुयात ॥ अकालमृत्युंदारिद्र्यंशोकोदुःखंनजायते ॥ १७ ॥ सर्वसौख्यमवाप्नोति व्यतीपातप्रसादतः ॥ १८ ॥ ॥ इतिप्रकारांतरेणव्यतीपातव्रतोद्यापनंसमाप्तम ॥

એમા કંઈ સંદેહ નથી. ॥ ૧૬ ॥ હે રાજન્. સ્ત્રી આ વ્રત કરે તો તે વિધવાપણાને પામે નહિ. ॥ અકાલ મૃત્યુ, દારિદ્રય, શોક, દુઃખ નહિ થાય. ॥ ૧૭ ॥ વ્યતીપાતના પ્રસન્નતાથી સઘળા સુખને પ્રાપ્ત કરે છે. ॥ ૧૮ ॥

ઇતિ પ્રકારાન્તરેણ વ્યતીપાત વ્રતનુ ઉદ્યાપન સંપૂર્ણમ ।

सुदेवे तप कीधुं वर्ष चार हजार प्रभु वर्ष चार हजार ॥
पण तारा महिनाना तपथी पाम्यो पार–जयदेव. ॥ ३ ॥
पुत्र सजीवन करीने तव पाम्यो दर्शन प्रभु तव पाम्या दर्शन ॥
बीजे अवतारे जन्म्यो दृढधन्वा राजन्–जयदेव. ॥ ४ ॥
शुद्रमणीग्रीव तारा दीपना महिमाए प्रभु दीपना महिमाए ॥
नीष्पाप थईने अवतर्यो चीत्रबाहुराये–जयदेव. ॥ ५ ॥
कदरीए धन लोभथी परगृहे गुण गाया प्रभु परगृहे गुण गाया ॥
कपिजन्मे मोक्ष पाम्यो ए तारी माया–जयदेव. ॥ ६ ॥
पुरुषोत्तम महिनानी आरती जे कोई गाशे प्रभु जे कोई गाशे ॥
१ कहे प्रभु करजोडी गौलोके जासे–जयदेव. ॥ ७ ॥ १

## ॥ अथश्रीपुरुषोत्तमनी आरती ॥

जयदेव जयदेव जयश्री पुरुषोत्तम (२) मलमासने वर आपी कीधो सर्वोत्तम—टेक.

मेधावी सुताए अनादर कीधो प्रभु अनादर कीधो ॥

शीवने प्रसन्न कर्या पण एक वर नहि दीधो—जयदेव. ॥ १ ॥

कुंताना संताने विधि वडे व्रत कीधुं प्रभु विधि वडे व्रत कीधुं ॥

१ शत्रु पराजय करीने राज्यासन लीधुं—जयदेव. ॥ २ ॥

# जाहिरात.

આ પ્રેસમાં સંસ્કૃત, ગુજરાતી વીગેરે છાપવાનું કામ તાકીદથી સફાઈદાર અને સસ્તે ભાવે કરી આપવામાં આવશે.

પુસ્તક મળવાનું ઠેકાણું.

૧—'સોદાગર' પ્રેસ. ઠે૦ બક્ષીના દરિયામ્હેલ પાસે—સુરત.

૨—રા૦ રા૦ કશનદાશ નારાણદાસ બુકસેલર ઠે૦ નાણાવટ—સુરત.

૩—જોશી પરભુરામ શંભુરામ ઠે૦ ગોપીપુરા ભુતીઆવાસ—સુરત.



છાપનાર તથા પ્રસિદ્ધ કરનાર—ઠાકોરદાસ નગીનદાસે બક્ષીના દરિયામ્હેલ આગળ આવેલા "સોદાગર પ્રેસમાં છાપ્યું.

---

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—સુરત બક્ષીના દરિયામ્હેલ આગળ આવેલા "સોદાગર" પ્રેસમાંથી.

॥इतिश्रीपुरुषोत्तममाहात्म्यसमाप्तम्॥

(मुग्धा, व्यतीपात, बे एकादशीनी कथा गुजराती टीकासहित)